૨૪૯૦

# હિંદુ ધર્મશાસ્ત્ર.

ઉપર મુંબઈ, મદ્રાસ, કલકત્તા, અલાહબાદની હાઈકોર્ટે
અને પ્રીવીકૌન્સીલે કરેલા ફેસલાનો ડાઈજેષ્ટ.

તે

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ત્રીકમરાય ઉદેશંકર

વળાના મા૦ ડેપ્યુટી ન્યાયાધીશ અને કાઠિયાવાડ
એજન્સીની ડીસ્ટ્રીક્ટ કોરટોના વકીલ.

અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે અમદાવાદ યુનાઇટેડ પ્રિંટીંગ
અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

પ્રત ૧૦૦૦

સંવત ૧૯૪૧. સને ૧૮૮૫.

કિંમત રૂ. ૩ ત્રણ.

# અર્પણ પત્ર.

**મહારૂબ્બ દીલમાહામ શેખ બહાવદીનભાઈ**
**સ્વસ્થાન જુનાગઢના આલીજાહ નવાબ**
**સાહેબના વજીર સાહેબ બાહાદુર.**

માનવંતા સાહેબ,

આ દુનિયામાં માણસજાત જન્મ લઈ પોતાની શકિત અને પ્રાલબ્ધ પ્રમાણે ધન કમાઈ તેનો ઉપયોગ એકુથીવધુ રીતે કરેછે. આ ઉપયોગ કઈ રીતે કરવામાં આવે તો સાફલ્ય છે તે વિષે જમાના પ્રમાણે જુદા જુદા મત છે. હાલનાં કાળમાં વિદ્યાનો ફેલાવો કરવા તરફ જે ધનનો ઉપયોગ થાય છે તે ઉપયોગને ઉત્તમ લેખવામાં આવ્યા છે. આ તત્વને આપે સ્વીકારી એવાં ઘણાં કામોમાં આગેવાની કરી આપની ઉદાર દીલની ખાત્રી આપી છે. આવાં સઘળાં કારણથી આ લઘુ ગ્રંથ પણ વિદ્યાનો ફેલાવો થવાની યોજના રૂપછે જેથી આપનેજ અર્પણ કરવાની એક શહેરી તરીકેની મારી ફરજ હું અદા કરવા પ્રયત્ન કરૂંછું.

જુનાગઢ, તારીખ ૧૭ }
મી જુન સને ૧૮૮૫. } ત્રીકમરાય ઉદેશંકર વકીલ.



# પ્રસ્તાવના.



હિંદુ ધર્મશાસ્ત્ર જેવા કઠણ અને ગંભીરતાવાળા વિષય ઉપરના ફેંસલા એકઠા કરી બાહાર પાડવાનો વિચાર ઘણા દિવસથી મારાં મનમાં હતો પરંતુ આજદીન સુધી કેટલાક કારણસર એ મારો વિચાર અમલમાં લાવવાનું બન્યું નથી. ગુજરાતી વાંચનારી પ્રજા આગળ એવા ફેંસલા જે મળી શક્યા છે અને જેની સંખ્યા ૧૫૦૦ થી વધારે છે તેનો સંગ્રહનો આ જથો મુકતી વખતે મારે જણાવવું જોઇએ કે એ કામ મારાથી બની શક્યું તેટલું સંતોષકારક કરવા મે મેહેનત વગેરેની દરકાર રાખી નથી તોપણ માણસ જાત ભુલને આધીન છે એ જાણીતી કેહેવત પ્રમાણે આ પુસ્તકમાં કાંઇ પણ ભુલચુક હોયતો સુધારી વાંચી લેશો એવી ઉમેદ રાખવામાં આવે છે. સને ૧૮૭૭ ની સાલથી કાયદાના પુસ્તકો ટીકા સહિત બહાર પાડવાના પ્રયત્નનો મે આરંભ કર્યો છે. આજદીન સુધી દીવાની કામ ચલાવવાની રીતી બાબતનો કાયદો, પેનલકોડ અને નવા ક્રી. પ્રો. કો. એમ ત્રણ પુસ્તકો ઉપરની મારી ટીકા પ્રજાની સેવામાં મુકી. પ્રજાના અંગભુત તરીકેની ફરજ અદા કરવા હું શક્તિવાન થયો છઉં અને વળી આ ચોથી વખતની સેવા બજાવવા ઇશ્વરઇછાથી હું શક્તીવાન થયોછઉ તેથી મને આનંદ થાયછે.

આ પુસ્તક તૈયાર કરવામાં એકથી વધુ ગૃહસ્થોના પુસ્તકોનો આધાર મેં લીધો છે તેમના નામની મોટી ટીપ આપવાની જરૂર જોવામાં આવતી નથી. પણ સમગ્ર રીતે તેઓ સઘળાનો ઉપકાર માનવામાં આવે છે.

| | |
|---|---|
| તારીખ ૮ મી જુન<br>સને ૧૮૮૫ મુ. જુ-<br>નાગઢ (કાઠીયાવાડ) | લી. ત્રીકમરાય ઉદેશંકર. |



## આ પુસ્તકમાં જે જે ફેંસલાના આધાર લેવામાં આવ્યા છે તેનું લીસ્ટ.

### પક્ષકારનાં નામ.

## અ.

## ચ.

છ

જ

ટ.



ઠ.



ડ.

થ



દ

## પ

# ભ

## મ

## ર

## લ

## વ

## સ

## શ્રી.

## હ.

---

# અનુક્રમણિકા.

ધ



ચ



છ



જ



ટ



ત

## લ



## વ

## સ





# અનુમાન.

૧. કોઈ હિંદુ કુટુંબ ખાવાપીવામાં ભેળું હોય અને મિલકત પણ ભેળી હોય તો વિરૂધ સાબીત થતાં સુધી એ કુટુંબના માણસોના કબજામાં જે મિલકત હોય તે મજીયારી મિલકતછે એવું અનુમાન કરવા હિંદુ ધર્મશાસ્ત્ર કહે છે—ધરમદાસ પાંડે વગેરે વિરૂધ, મસામત શામા સુંદરીદેવી. ૬ વી. રી. પ્ર. ૪૩ મણી સરમા વિ. લોચન સરમા ૨ વી. રી. પ્ર. ૮૯ ભાનું વિરૂધ કાસીરામ ઇ.લા.રી. ૩ કલકત્તા પ્ર. ૩૧૫.

૨. કોઈ હિંદુ કુટુંબ ખાવાપીવામાં અને રહેવામાં જુદુ હોય તો કુટુંબ મજકુર મજીયારૂં છે એવું અનુમાન થઈ શકે—જમનકુંવર વગેરે વિરૂધ. રઘુનંદનલાલ સાહુ વગેરે ૧૦ વી. રી. પ્ર. ૧૪૮.

૩. વિરૂધ સાબીત થતાં સુધી દરેક હિંદુ કુટુંબ ખાવાપીવામાં પુજામાં અને મિલકતમાં ભેળું છે એવું અનુમાન થાય છે—નારાયણ દેશપાંડે વિરૂધ, આનાજી દેશપાંડે ઇ. લા. રી. ૫ મુંબઈ પ્ર. ૧૩૦.

૪. કોઈ હિંદુ કુટુંબના ભાઈઓમાંનો એક ભાઈ જુદા ઘરમાં રહેતો હોય પણ કુટુંબની મિલકતનો તો તે મજીયારી હોય તેમ ઉપભોગ કરવામાં આવતો હોયતો એ એક ભાઈ જુદો રહ્યાથી કુટુંબ મજીયારૂં છે તે મટી ગયું એવું અનુમાન થઇ શકે નહીં—મસામત બીલાસ કુંવર વિરૂધ, ભાતાની બક્ષ વગેરે. માર્સંરીપોર્ટ પ્ર. ૬૪૧.

૫. મજીયારી મિલકતના સંબંધનાં જે દસ્તાવેજ થયાં હોય તે એકજ ભાઈના નામનાં થયાં હોય પણ તે સર્વેથી મોટો ભાઈ હોવાથી વહીવટ કરનાર હોય તો તેમ થવા સંભવ છે. પણ એ કારણથી કુટુંબ, મજીયારૂં છે તે મટી ગયાનું અનુમાન થઈ શકે નહીં—જાનકીદાસી. વિરૂધ કિસ્તોકોમલસીંગ. માર્સંરીપોર્ટ પ્ર. ૧ મસામત જસોદા વિરૂધ અજોધ્યાપ્રસાદ વગેરે ૨ ઈ. જુ. નવી આવૃતી પ્ર. ૨૬૨ લાલા બીહારીલાલ વગેરે વિ. લાલા માધોપ્રસાદ વગેરે ૬ વી. રી. પ્ર. ૬૯.

૬. મજીયારી કુટુંબની મિલકતના ભાગ પાડી જુદારો થયોછે એવું સાબીત કરવામાં ન આવે ત્યાં સુધી કુટુંબ મજકુર મજીયારૂં છે એવું અનુમાન કરવું જોઇએ—મજીયારી મિલકતના કાંઈ ભાગ જુદા જુદા સખ્સો ધારણ કરતા હોયતો બાકીની મિલકત મજીયારી એવું અનુમાન કરવા હરકત નથી. ઓરામઘોસ વગેરે વિરૂધ શ્રીનાથદત ચોધરી વગેરે ૭ વી. રી. પ્ર. ૪૫૧.

૭. કલકતા હાઇકોરટે એક કેસમાં ઠરાવ્યુંછે કે મજીયારા કુટું-બની મીલકતની ઉપજ એટલી જુજ હોય કે ખાવાપીવાનું ખર્ચ કાઢતાં બાકી કાંઈ રહે નહીં એવા કુટુંબનાં માણસો પોતાની વિદ્યા-થી કાંઈ ફાયદાવાળા ધંધા કરી નાણું મેળવતા હોય તો એવ પ્રસંગે એ. નાણું મજીયારા કુટુંબની મિલકત છે એવું અનુમાન કરી શકાતું નથી—ધનુકધારીલાલ વિરૂધ ગણપતલાલ વગેરે ૧૦ વી. રી. પ્ર. ૧૨૨.

૮. કુટુંબ મજીયારૂં હોય તેથી એ કુટુંબમાં રહેનારા એક સખ્સે ખરીદેલી મિલકત મજીયારા કુટુંબની મિલકતમાંથી ખરીદ કરી છે એવું અનુમાન કરવા હિંદુધર્મશાસ્ત્ર કહેછે—પણ એટલા ઉપરથીજ કાંઈ લાભ મળી શકે નહીં. તે કુટુંબની અમુક સલીક છે એવું બ-તાવી તેમાંથી તે મિલકત ખરીદેલી હોવી જોઇએ એવું બતાવી દેવું જોઇએ—દીનાનાથ શાહ વિ. હરીનારાયણ શાહ ૧૨ બે. લા. રી. પ્ર. ૩૪૯. રાધીકાપ્રસાદદેવ વિ. ધરમદાસીદેવી ૩ બે. લા. રી. પ્ર. ૧૨૪. ક્રીસ્તોચંદર કરમોકર વિ. નાથ કરમોકર ૧૨ બે. લા. રી. પ્ર. ૩૫૨ ખીલતચંદર ઘોસ વિ. કુંજલાલપર ૧૧ બે. લા. રી. પ્ર. ૧૯૪. સદાનંદ વિ. સુરેન્જોમણી ૧૧ વી. રી. પ્ર. ૪૩૬.

૯. મદ્રાસ હાઇકોરટે ઠરાવ્યુંછે કે અમુક મિલકત સ્વસંપાદીત છે એવું સાબીત કરવામાં ન આવે ત્યાં સુધી મિલકત મજકુર વ-ડીલોપારજીત છે એવું અનુંમાન કરવું જોઇએ—વેલીનાયા આલ પીલાઈ વિ. પાચી વગેરે ૧ મ. હા. રી. પ્ર. ૩૨૬.

૧૦. મજીયારા કુટુંબનો વહીવટ કરનાર મંજીયારા કુટુંબની જમીન સરકારની ચડી ગએલ મેહેસુલ વસુલ કરવા માટે હરાજ

થઈ ગઈ હોય તે જમીન બીજાને નામે ફરીથી ખરીદ કરેતો એ ફરી ખરીદેલી જમીન મજીયારા કુટુંબની મિલકત છે એવું અનુમાન કરેવું જોઈએ કાસીદાસ મુકરજી વિ. મથુરાંનાથ બેનરજી ૫ વી. રી. પ્ર. ૧૫૪.

૧૧. મજીયારા કુટુંબની મિલકત જે આગળ વેચાઈ ગઈ હોય તે મજીયારા કુટુંબનો કોઈ સખસ ખરીદ કરે તો એ મિલકત મજીયારા કુટુંબની મિલકત છે એવું અનુમાન કરવું જોઇએ—ગુરૂ પ્રસાદરાય વગેરે વિ. દેવીપ્રસાદ ત્રવાડી ૬ વી. રી. પ્ર. ૫૮.

૧૨. કોઈ સખસની બાર વર્સ સુધી કાંઈ બાલ (ખબર) મળેલ ન હોય તો તે સખસ ગુજરી ગયોછે એવું અનુમાન થઈ શકેછે—જાનમાજે મજમુદાર વિ. કિસનલાલ ઘોસ. ૨ બેં. લા. રી. પ્ર. ૧૩૪. સરોદાસુંદરીદેવી વિ. ગોવીંદમણી દેવી ૨ બેં. લા. રી. પ્ર. ૧૫૭. ગુરૂદાસ નાગ વિ. મેતીલાલ નાગ વગેરે. ૬ બેં. લા. રી. પ્ર. ૧૬.

૧૩. કોઈ સખસ જાત્રાએ ગયો હોય તેના બાર વર્ષ સુધી કાંઈ ખબર ન આવે તો તે સખસ ગુજરી ગયાનું અનુમાન થઈ શકે—મસામત આનંદીકુંવર વિ. ખીકુલાલ. ૧૮ વી. રી. પ્ર. ૬૯.

૧૪. મજીયારા કુટુંબના માણસના કબજામાં જે મિલકત હોય તે મજીયારી છે એવું અનુમાન કરવા હિંદુધર્મશાસ્ત્ર ફરમાવે છે પણ એવા સખસે કરેલું કરજ મજીયારૂં છે એવું અનુમાન કરવું નહી જોઇએ—શંકરપ્રસાદ વિ. ગોરીપ્રસાદ ઇ. લા. રી. ૫ કલકતા પ્ર. ૩૨૧.

૧૫. કોઈ સખસ તેના બાપના ઘરમાં જન્મ્યો હોય અને તેના જન્મ થતી વખતે તેની મા તેના બાપની સ્ત્રી તરીકે ગણાતી હોય અને તેના જન્મ પછી તેના ઔરસ દીકરા તરીકે બાપે તેને ગણ્યો હોય તો એ સખસ તેના બાપનો ઔરસ છોકરો છે એવું અનુમાન કરવું જોઈએ—રામામની અમાલ વિ. કુલનાથી નેમીયાર ૧૦ વી. રી. પ્ર. ૧.



## ઉતરાધીકારી.

૧. વિધવાના તુરતના ઉતરાધીકારી પાસે વિધવાની મિલકતનો કાંઈ કબજો હોય અને તેથી વિધવાએ મિલકતનું અયોગ્ય રીતે વેચાણ વગેરેથી મિલકતની વ્યવસ્થા કરી હોય તે રદ કરવા દાવો કરીશકે તેમ ન હોય તો એ તુરતના ઉતરાધીકારી પછી જેને ઉતરાધીકારીનો હક મળે તેમ હોય તે પોતાના ભવિષ્યના હકનું રક્ષણ કરવા દાવો કરી શકેછે. બાલગોવિંદરામ વિ. હીરૂસરાંણી ૨ વી. રી. પ્ર. ૨૫૫ પ્રાણવતી કુવર વિ. લાલકુતે બાહાદુરસીંગ ૨ હેસરીપાર્ટ પ્ર. ૬૦૮ સામાસુંદરી વગેરે વિ. જમના ૨૪ વિ. રી પ્ર. ૮૬ બીખાજી આપાજી વિ. જગનનાથ વીઠલ. ૧૦ મુ. હા.રી. પ્ર. ૩૫૧.

૨. ઉપરની હકીકત ન હોયતો એવી ફરીયાદ કરવાનો પ્રથમ હક તુરતના ઉતરાધીકારીનોજ છે. ગુસેન પાંકમજી વગેરે વિ. પુરસોતમ બાલજી વગેરે. ૪ આગ્રા. હા. રી. પ્ર. ૨૩૮. મસામત રાધા વિ. મસામત કુવર ૧ વી. રી પ્ર. ૧૪૮.

૩. તુરતના ઉતરાધીકારીએ એ ફરીયાદ કરવાનો પોતાનો હક તેની પછી હકદાર થનાર ઉતરાધીકારીને આપી દીધો હોય અથવા પોતાની પરવાનગી આપી હોય તો પછી તુરતના ઉતરાધીકારીએ ફરીયાદ કરી નથી એવું ઠરાવાય નહીં. અમરસીંગ વિ. મરદન સીંગ ૨ અ. હા. રી. પ્ર. ૩૧.

૪. વિધવા અયોગ્ય કારણસર મિલકતની વ્યવસ્થા કરતી હોય અને તેનો તુરતનો ઉતરાધીકારી કાંઈ કજીયાથી અથવા આંખ આડા કાન કરી તે વ્યવસ્થા કરતી તેને અટકાવવા કાંઈ ઉપાય ન લે તો તેની પછી થનાર ઉતરાધીકારી એ દાદ માગી શકેછે— રૂપનાથ વગેરે વિ. ઠાકોરી વગેરે. ઇ.લા.રી. ૪ કલકતા. પ્ર. ૧૬ હોરીદત વિ. ગુરૂસેહાઇ ઇ. લા. રી. ૨ અલા. પ્ર. ૪૧.

૫. આવો દાવો વિધવા મિલકતની વ્યવસ્થા કરે ત્યારથી બાર વર્ષમાં કરવા ઉતરાધીકારીનો હક છે.—બાંસોનાથ સરમા વિ. સોસીમુખી ૨૦ વી. રી. પ્ર. ૧. ગોપાલ મલીક વિ. અનુપચંદર રાય વગેરે ૧૧ વી.રી. પ્ર.૧૮૩ જવાલા બક્ષ વિ. ધરણુંસીગ ૧૦ મુ. ઇ. આ. પ્ર. ૫૧૧

૬. વિધવા કાંઇ મિલકત ગેર વાજબી રીતે ઉડાવીદેતી હોય તેનો અટકાવ કરવા ઉતરાધીકારીનો ફરીયાદ કરવા હક છે—છોટી બીબી વિ. છુમાબીબી ૪. બા. રી. ૬ કલકતા પ્ર. ૧૯૮ જાનકી કુંવરી વિ. રામનાથ ૪. બા. રી. ૧ અલાહબાદ પ્ર. ૩૭૧.

૭. વિધવા કાંઇ પણ ગેરવાજબી કૃત્ય કરી મિલકતની વ્યવસ્થા કરતી નહોય તો વિધવાના મરણ પછી પોતાનો ઉતરાધીકારી તરીકેનો હક છે તે નકી કરી આપો એવો દાવો ઉતરાધીકારી કરીશકતો નથી—શીમાનસીંગ વગેરે વિ. વાહારી લાલસીંગ ૪. બા. રી. ૮ કલ. પ્ર. ૧૨ કામીકાપ્રસાદરાય વિ. જગતંબા દોસી ૫ બેં. લા. રી. પ્ર. ૫૦૮.

૮. વિધવાના કબજામાં મિલકત હોય તે ઉપરથી વિધવા પોતાનો હક છોડી દે તો તેની જીંદગીમાં પણ તેના ઉતરાધીકારી વારસો લેવા હકદાર થાયછે—પ્રતાપચંદરરાય ચોધરી વિ. શ્રીમતી જોયમણી દેવી. ૧ વી. રી. પ્ર. ૯૮ સામાસુંદરી વિ. સુરતચંદર દત ૮ વી. રી. પ્ર. ૫૦૦ ગંગાપ્રસાદ કુંવર વિ. સંભુનાથ બરમોન ૨૨ વી. રી. પ્ર. ૩૯૩ નરહરદાસ રાય વિ. માધુસુંદરી ૬. બા. રી. ૫ કલકતા પ્ર. ૭૩૨ લાલા કુંદનલાલ વગેરે વિ. લાલા કાલીપ્રસાદ વગેરે ૨૨ વી. રી. પ્ર. ૩૦૭

૯. વિધવા પોતાનો હક છોડી દે તેથી જે ઉતરાધીકારી વારસોસ તેઓ વારસ નથી પણ અમે વારસ છેએ એવું કહેનારા સખ્સોને દાવો કરવાનું કારણ એ ઉતરાધીકારી એ વિધવા પાસેથી કબજો મેળવ્યો હોય ત્યારથી ઉતપન થાયછે—કાલીકુમાર નાગ વિ. કાશીચંદરનાગ વગેરે ૬ વી. રી. પ્ર. ૧૮૦.

૧૦. સરકારની જમીનના ચહી મજેલ મેહેસુલ માટે વિધવા પાસેની મિલકત વેચી દેવામાં આવે તો પછી હમેશ માટે એ મિલકત વેચાઈ ગઈ એવું ગણાય છે. વિધવા ગુજરી ગયા પછી તેના ઉતરાધીકારીઓ એ વિષે કાંઈ વાંધો ઉઠાવી શકે નહીં—તીલક ચંદરબતી વિ. મદનજુબી ૧૨ વી. રી. પ્ર. ૫૦૪.

૧૧. વિધવાના મરણ પછી વારસો મળવાના હકદાર ઉત-

રાધીકારીનો એ વારસો મળવાનો હક તે ઉતરાધીકારી ઉપરના હુકમનામાની બજાવણીમાં વેચવામાં આવે છે તે વેચાણ રદ કરવા વિધવા ફરિયાદ કરવા હક ધરાવતી નથી—મસામત સીબકુંવર વિ. સોધોસીંગ ૨ આગ્રા. હા. રી. પ્ર. ૨૫૫ ગૌરીદત વિ. રાધાગોવીંદ બાહ ૧૨ વી. રી. પ્ર. ૫૪.

૧૨. કલકતા હાઇકોરટે ઠરાવ્યું છે કે—ઉતરાધીકારીનો ઉપર બતાવેલો હક હુકમનામાની બજાવણીમાં વેચાય નહીં—કોરાજેકુંવર વિ. કોમલકુંવર વગેરે ૬ વી. રી. પ્ર. ૩૪ રામચંદ્ર તાંદ્રોદાસ વિ. ધરમોનારાયણ ચકરબતી ૨૪ વી. રી. પ્ર. ૧૫૮

૧૩. વિધવાનો ઉતરાધીકારી તે વિધવાના મરણ પછી પોતાને મળવાનો હક કોઇને ત્યાં માંડી શકેછે. એ મંડાવી લેનાર સખ્સ કોઈ રીતે વિધવા મિલકત ઉડાવી દેતી હોય તેનો અટકાવ કરવા ફરિયાદ કરી શકે છે—રાયચરણપાલ વિ. મસામતપેરીમની દાસી. માર્સ રીપોર્ટ પ્ર. ૬૨૨.

૧૪. વિધવાએ ફરીથી લગ્ન કર્યું હોય તેમ છતાં તેની પાસે તેના આગળના ધણીની મિલકત હોય તે તેની પાસે ઉતરાધીકારીએ રેહેવા દીધી હોય તો એ ઉતરાધીકારીનું એ કૃત્ય તેમનેજ બંધનકારક છે પણ એ ઉતરાધીકારી ગુજર્યા પછી તેના વારસોને એ કૃત્ય બંધનકારક નથી તેઓ વિધવાને કાઢી મુકવા ફરિયાદ કરી કબજો મળવે—કેસો વગેરે વિ. મસામત જમનાં ૧ આગ્રા. હા. રી. પ્ર. ૧૪૦.

૧૫. વિધવાએ વેચાણખત વગેરે મિલકતના કરી આપેલા દસ્તાવેજ તેની જીંદગી પછી મારા વિરૂધ ઉપયોગી નથી એવું ઠરાવી આપવા વિધવાના ઉતરાધીકારી ફરિયાદ કરી શકેછે—સેવકરામરાય વિ. સૈયદ મહમદ સમસુલ હોદા. ૩ બં. લા. રી. પ્ર. ૧૯૬ રામગતી કરમોકર વિ. બાઇસ્તોબચંદર મજમુંદાર. ૭ વી. રી. પ્ર. ૧૬૭ ગોવીંદમણી દાસી વિ. સામલાલ બૈસાક બં. લા. રી. સ્પે. નંબર પ્ર. ૪૮ કાલીકુમાર ચૌધરી વિ. રામદાસ સાહ બં. લા. રી. સ્પે. નં. પ્ર. ૪૮ ગોરહરી શુઇ વિ. પ્યારીદાસી બં. લા. રી. સ્પે. નંબર પ્ર. ૪૮ બાબાછતર નારાયણ વિ. મસામત ઉમાકુમારી વગેરે ૬ વી. રી. પ્ર. ૨૦૪ મસામત આનંદકુંવરી વગેરે વિ. જોગનસીંગ વગેરે ૮ વી.

રી. પ્ર. ૧૫૫ જગન્નાથ વીઠલ વિ. આપાજી વીસરામ ૫ મું. હા. રી. પ્ર. ૨૧૭ હારાધનનાગ વિ. ઈસરેચંદર બોસ ૬. વી. રી. પ્ર. ૨૨૨ ઉમેશચંદ જાહા વિ. ધનમની દેવી ૩ વી. રી. પ્ર. ૧૮૩ મસામત ગુહાબકુંવર વિ. સીબસેહાઈ વગેરે ૧ આગ્રા. હા. રી. પ્ર. ૫૫ સુરતચંદરસેન વિ. મધુરાંનાથ ૭ વી. રી. પ્ર. ૩૦૩ જવાહાનાથ વગેરે વિ. કાહુ વગેરે ૩ આગ્રા. હા. રી. પ્ર. ૫૫ હરીસુંદરસેન લસ્કર વિ. ભોહમોમાઈદાસી ૫ વી. રી. પ્ર. ૧૩૧ આનંદમોહન ભૌક વિ. ધદ્રોમણી ચૌધરેન ૧૬ વી. રી. પ્ર. ૨૧૪ ઐકાંતનાથરાય વિ. ગ્રીસચંદર મુકરજી ૧૫ વી. રી. પ્ર. ૬૬ ત્રીલોચન ચકરબતી વિ. ઉમેસચંદર લાહીરી ૭ કલકતા લા. રીપોર્ટ. પ્ર. ૫૭૧ મધુરામ સેન વિ. ગોરહરી ગુઈ બેં. લા. રી. રેપે. નંબર પ્ર. ૪૮.

૧૬. સગો દીકરો અથવા ઓરમાન દીકરો પણ ઉતરાધીકારી તરીકે આવી ફરિયાદ કરી શકે છે. ચુમન મહંત વગેરે વિ. રાજેંદ્ર સાહુ ૭ વી. રી. પ્ર. ૧૧૯

૧૭. દીકરી પણ ઉતરાધીકારી તરીકે આવી ફરિયાદ કરી શકે છે—મસામત ગોહાબકુંવર વિ. સીબસેહાઈ વગેરે ૧ આગ્રા. હા. રી. પ્ર. ૫૫

૧૮. ઉતરાધીકારીને વારસામાં મળેલી મિલકતના સંબંધની સંધળી જવાબદારી તથા સઘળા હક સાથે મિલકત વારસામાં મળે છે. રામમનોહરસીંગ વગેરે વિ. ફુલદીપ નારાયણસીંગ વગેરે ૧૧ વી. રી. પ્ર. ૫૧૫.

૧૯. વિધવાએ કરેલ મિલકતના વેચાણમાં ઉતરાધીકારીએ સાહેદી કરી હોય તો એ વેચાણ ઉડાઉખર્ચે કરવા કર્યું છે એવી ફરીયાદ તે ઉતરાધીકારી કરી શકે નહી—ગોપાલચંદર માના વિ. ઓરમણીદાસી વગેરે ૬ વી.રી.પ્ર.૫૨ કારતીક કરેમોકર વિ. ધનીમની દાસી ૧ વી. રી. પ્ર. ૨૬૮.

૨૦. વિધવા ગેરવ્યાજબી રીતે કાંઈ મિલકતનું વેચાણ કરતી હોય અથવા કર્યું હોય તે વેચાણ તેની જીંદગી પછી મારા વિરૂધ ઉપયોગી નથી એવું ઠરાવી આપવા ઉપર લખ્યા પ્રમાણે ઉતરાધી-

કારી ફરીઆદ કરી શકેછે પણ એ મિલકત વિધવા પાસેથી અથવા વેચાણ લેનાર પાસેથી પોતાના કબજામાં અપાવવા ઉતરાધીકારી ફરીઆદ કરી શકતો નથી—હરેધનનાગ વિ. પ્રસરચંદર બોસ. ૬ વી. રી. પ્ર. ૨૨૨.

૨૧. કોરટ પણ એવા દાવામાં ઉતરાધીકારીને કબજો અપાવવા હુકમ કરી શકતી નથી—ગોલકચંદરદાસ. વિ. ગોપાલ કીશનસેન ૧ વી. રી. પ્ર. ૨૫૦.

૨૨. ઉતરાધીકારીને કબજો ન મળે પણ તે મિલકત માટે મેનેજર (વહીવટ કરનાર) નીમી શકાય અને એવા મેનેજર તરીકે ઉતરાધીકારીને નીમી શકાય છે—મસામત માહારાણી વિ. નંદલાલ મીસર ૧૦ વી. રી. પ્ર. ૭૬. રાધામોહનધાર વિ. રામદાસ દેવ ૩ બે. લા. રી. પ્ર. ૩૯૨.

૨૩. અલાહબાદ હાઇકોરટેતો ઠરાવ્યુંછે કે વિધવાએ એવું કામ કર્યું હોય કે તેથી હિંદુલા પ્રમાણે મિલકત ઉપરથી તેનો હક રદ બાતલ થાય તો એવે પ્રસંગે ઉતરાધીકારીને કબજો મળે—મસામત કીસોરી વિ. ખીલારામ. ૧ અ. હા. રી. પ્ર. ૪૨૪.

૨૪. વિધવાના ઉતરાધીકારીને વિધવા ગુજરે ત્યારે જે સ્થાવર જંગમ મિલકત અવસ્થા કર્યા વગરની હોય તે વારસામાં મળેછે—રામસેવકરાય વિ. સીવગોવીંદ સાહુ ૮ વી. રી. પ્ર. ૫૧૯ મસામત ઠાકોર દીઈ વિ. ખુલકરામ ૧૦ વી. રી. પ્ર. ૩.

૨૫. વિધવા ગુજરી જાય ત્યારે જે ઉતરાધીકારી જીવતા હોય તેનો હક તે મિલકત ઉપર લાગેછે—લક્ષમીનારાયણસીંગ વગેરે વિ. તુલસીનારાયણસીંગ વગેરે. ૫ કલકતા સદર દીવાની અદાલત રી. પ્ર. ૨૮૨ નોબીનચંદર વિ. પ્રશનચંદર વગેરે. ૯ વી. રી. પ્ર. ૫૦૮. બુગનમાઈ દેવી વિ. રામકીસોર આચારજી ૧૦ મુ. હા. અ. પ્ર. ૪૭૯.

૨૬. વિધવાએ ગેરવાજબી રીતે કાંઇ મિલકત વેચી દેવા વગેરેનું કામ કર્યું હોય તોતે રદ કરવા માટે ઉતરાધીકારીને દાવો કરવાનું કારણ તે વિધવા ગુજરે ત્યારેજ ઉતપન્ન થાય છે—નોબીનચંદર અકરબતી વિ. પ્રસરચંદર અકરબતી. ૯ વી. રી. પ્ર.

[illegible] ઓધારીસીંગ વિ. મસામત ધદ્રોકુંવર ૧૭ વી. રી. પ્ર. ૨૩૭. [illegible]દ્રોનાથ હાલદાર વિ. જોગેંદ્રોનાથ મેનરજી ૧૫ વી. રી. પ્ર. ૪૧. [illegible]જીતનાથ બોસ વિ. રાજોનીકાંતમીતર ૨૩ વી. રી. પ્ર. ૨૧૪.

૨૭. ધણીની વારસતરીકે વિધવા ઉપર જે હુકમનામાં થયાં હોય તે કપટ વગર થયાં હોય તો તેની જવાબદારી ઉતરાધીકારી ઉપર પડેછે. કતામાનેચીઆર વિ. સીવગંગાના રાજા ૨ વી. રી. પ્ર. ૩૧ નંદકુમાર વિ. રાધાકુંવરી પ્ર.બા રી ૧ અલાહબાદ પ્ર. ૨૮૨.

૨૮. વિધવાની જાત ઉપર કાંઈ હુકમનામું થયું તો તે માટે ઉતરાધીકારી જવાબદાર નથી—નગેનદરેચંદર ઘોસ વિ. શ્રીમતીકામીનીદાસી ૮ વી. રી. પ્ર. ૧૭ મેજુનકુમે વિ. બ્રીજભુખણલાલ. ૨૪ વી. રી. પ્ર. ૩૦૬.

૨૯. પણ વિધવાએ જરૂરીઆતના કારણસર કર્જ કીધું હોય તેથી તેની જાત ઉપર હુકમનામું થયું હોય તોતે કર્જ આપવા ઉતરાધીકારીની ફરજ છે—ચંદ્રાવલી દેવી વિ. બ્રોડી ૯ વી. રી. પ્ર. ૫૮૪.

૩૦. વિધવાએ કાંઈ ગફલતી કરી પોતે કરવું જોઈએ તે ફરજ નહીં કરવાથી તેની ઉપર હુકમનામું થયું હોય તોતે માટે ઉતરાધીકારી જવાબદાર નથી—બ્રીજભુખણલાલ વિ. માહાદેવકુમે ૧૭ વી. રી. પ્ર. ૪૨૨.

૩૧. ઉતરાધીકારીના વડીલે મિલકતની કાંઈ વ્યવસ્થા કરી હોય તે વ્યવસ્થા કરવામાં વિધવાએ કાંઈ ટેકો આપ્યો હોય તોતે વ્યવસ્થા રદ કરાવવા માટે વિધવાની હયાતીમાં કાંઈ ફરીયાદ ઉતરાધીકારી કરી શકતો નથી—મસામત રામબંસીકુંવર વિ. મસામત મોહેસકુંવર ૧ વી. રી. પ્ર. ૩૩૮.

૩૨. વિધવાએ કોઈ ફરીયાદ કરી હોય તે ફરીયાદનું છેવટ આવતા દરમીઆન તે ગુજરી જાય તેથી તેની જગ્યોએ ઉતરાધીકારી દાદી તરીકે દાખલ થાય આથી ઉતરાધીકારી તરીકે તે બીજી ફરીયાદ કરે તેને હરકત થતી નથી—દીઓમનવકુંવર વિ. મસામત [illegible]જીતકુંવર ૧૨ વી. રી. પ્ર. ૨૩૪.

૩૩. વિધવાએ કરેલ વેચાણ અયોગ્ય હોય તે રદ કરવા ઉત્તરાધીકારીએ બાર વર્ષ સુધી ફરીયાદ કરી ન હોય તોતે વેચાણ વિધવાની જીંદગી સુધી કાયમ રહેછે. પણ તેથી તે ગુજરી ગયા પછી તે ઉતરાધીકારી તરીકેનો હક બજાવે તેને બાધ આવતો નથી—સૈયદ અમીરઅલી વિ. મોહેદ્રોનાથ બોસ ૨ વી. રી. પ્ર. ૨૭૧ બીહાસકુમારી વિ. મોહેદ્રોનાથ બોસ. ૨ વી. રી. પ્ર. ૨૭૧ સવદાસ બીબી વિ. ગોદ્રોનાથ બોસ ૨ વી. રી. પ્ર. ૨૭૧.

૩૪. કાયદાએ ઠરાવેલી મુદતમાં ઉતરાધીકારીએ ફરીયાદ કરી હોયતો પછી તુરત ફરીયાદ ન કરી તેથી વિધવાનું એ કૃત્ય ઉતરાધીકારીએ સ્વીકારી મંજુર રાખ્યું એવું ઠરે નહીં. દુલીપસીંગ વિ. શ્રીકીસન પાંડે ૪ અ. હા. રી. પ્ર. ૮૩.

૩૫. આગળ કોઈ કામમાં ઉતરાધીકારીએ એ મિલકતના સંબંધમાં એવું કહ્યું હોયકે—એ મિલકતમાં હાલ મારો કાંઇ હક નથી આમ કહ્યાથી ઉતરાધીકારી તરીકે એ મિલકતના સંબંધમાં ફરીયાદ કરવાના તેના હકને કાંઇ પ્રતીબંધ આવતો નથી—મસામત સંગબારી વિ. પ્રયાગ પાઠક ૧ અ. હા. રી. પ્ર. ૬૫.

૩૬. વિધવા મિલકતની ગેર વ્યવસ્થા કરતી હોય તે રદ કરાવવા માટે વિધવાની હયાતીમાં ઉતરાધીકારીએ કાયદાએ ઠરાવેલી મુદતની અંદર ફરીયાદ કરી હોય તે નામંજુર થઇ હોય તેથી વિધવાના મરણ પછી ઉતરાધીકારી તરીકે તેના હકની ફરીયાદ કરવા ઉતરાધીકારીને પ્રતીબંધ આવતો નથી—દુરેગાચરણ વિ. કાસીચંદર મોઇત્રો માર્સ રીપોર્ટ પ્ર. ૫૩૯ ઉધયરસીંગ વિ. મસાંમત રાણી કુવર ૧ આ. હા. રી. પ્ર. ૨૩૪.

૩૭. ઉતરાધીકારીની વિધવા મા તે ઉતરાધીકારીનો હક ડુબાવી સઘળી મિલકત વસીયતનામું કરી કોઇને આપીદેતી હોય તો તેમ કરતી તેને અટકાવવા તથા તેનો હક ઠરાવી આપવા ફરીયાદ કરી શકેછે—આનંદ મોહન મલીક વિ. ધ્રોમણી ચોધરેન ૧૬ વી. રી. પ્ર. ૨૧૪.

૩૮. વિધવા ઉપરની કોઇ ફરીયાદમાં ઉતરાધીકારીને સહ *

તીવાદી તરીકે શામીલ કરવાની જરૂર નથી—કીરતીશંકર દતરાંય વિ. કૈલાસનાથ દતાત્રય ૯ બા. રી. પ્ર. ૬.

૩૯. વિધવા તેના ધણીની મેળવેલી મિલકતની બ્યવસ્થા કરે તેમાં ઉતરાધીકારીથી વચ્ચે પડી સકાતુ નથી—પ્રાગદાસ વિ. હરીકીસન ઈ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૫૦૩.

૪૦. ઉતરાધીકારીએ પોતાના હકનું હુકમનામું મેળવ્યું હોય ત્યારે તે ગાંડો ન હોય પણ વિધવા ગુજરે ત્યારે ગાંડો હોયતો વિધવાનો વારસો લેવાથી તે બાતલ થાયછે—બ્રીજ ભુખનલાલ વિ. બીચનકુબી ૯ મો. બા. રી. પ્ર. ૨૦૪.

૪૧. વિધવાના ધણીના કર્જ માટે વિધવા ઉપર હુકમનામું થયું હોય તો તે હુકમનામું વિધવાના ધણીની મિલકત ઉપર કરેવામાં આવે છે કે વિધવાની જાત ઉપર કરવામાં આવેછે તે હુકમનામામાં બતાવવું જોઇએ—રામકીસોર વિ. કાલીકાંતો ઈ. લા. રી. ૬ કલ. પ્ર. ૪૭૯.

૪૨. વિધવા તેના ધણીના નોકરની લાંબા વરસની નોકરીના બદલામાં ધણીની સઘળી મિલકત આપી દેવાનું કરે તો ઉતરાધીકારી વચ્ચે પડી શકેછે—નારાયણસીંગ વિ. રૂપકુંવર ઈ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૭૩૪.

૪૩. વિધવા તેના ધણીની સઘળી મિલકત કોઇને આપી દઇ માત્ર થોડી મિલકત પોતાના કબજામાં રાખે તો વિધવાનું એ કૃત્ય ઉતરાધીકારીને પ્રતીબંધ કરતા નથી—મસામત ઇંદ્રોકુંવર વિ. સેખ અબદુલ બરકત ૧૪ વી. રી. પ્ર. ૧૪૬

૪૪. વિધવા કોઈ દુરના ઉતરાધીકારીની મંજુરીથી મિલકતની બ્યવસ્થા કરે તો એ ઉતરાધીકારી જેણે મંજુરી આપી હોય તે વિધવાના એ કૃત્યથી બંધાએલા છે—સાહદાસી વિ. ગુરસેહાઈ. ઈ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૩૬૨.

૪૫. વિધવાએ મિલકતની ગેરવાજબી બ્યવસ્થા કરી ન હોય પણ તેવી બ્યવસ્થા કરવાનું પ્રયત્ન કરે કે તે બાબત ફરિયાદ કરવાનો ઉતરાધીકારીનો હક થઇ શકેછે—ઈશ્વારીદત્ત કુંવર વિ. મસામત હુ-

રામંસી કુંવરી. લૉ. રીપોર્ટ ૧૦ ઇંડીયન અપીલ પ્ર. ૧૫૦

૪૬. વિધવા જે વેચાણ કરતી હોય તે થરતી હોય તોપણ તે વિષે વાંધો લેવા ઉતરાધીકારીનો હક છે—મોહીતનારાયણસીંગ વિ. ધરમમાહાતુન ૧ વી. રી. પ્ર. ૨૬૭.

૪૭. ઉતરાધીકારીએ વિધવાનો વારસો મળે ત્યારે વિધવાએ કરેલું વેચાણ રદ થાય તો તે વેચાણ લેનારને વિધવાએ લીધેલ નાણાં પાછાં આપી એ મિલકત પોતાને સ્વાધીન ઉતરાધીકારી લઈ શકે છે—રૂસ્તમસીંગ વિ. આલમસીંગ અને ઇંદરસીંગ ૧ આગ્રા. હા. રી. પ્ર. ૨૯૧.

૪૮. વિધવા તેના ધણીની વારસામાં મળેલી મિલકત ગેરવાજબી રીતે ઉડાવી નાંખે તેનો અટકાવ કરવા કોઈ ઉતરાધીકારી ન હોય તો વિધવાના એ કૃત્યને અટકાવવા રાજ્યનો હક છે કેમકે રાજાને પણ વારસો લેવા હક છે અને તેથી ઉતરાધીકારી તરીકેનો હક પણ તે બજાવી શકેછે—મછલીપટણના કલેક્ટર વિ. કેવેલીવેનકાટા નારાયણ આપા ૨ વી. રી. પ્ર. ૬૧.

૪૯. વિધવાએ લીધેલ દતપુત્ર વિષે પણ સવાલ ઉઠાવવા ઉતરાધીકારીનો હક છે આવી ફરીયાદ પણ તુરતના ઉતરાધીકારીએ કરવી જોઇએ. તુરતના ઉતરાધીકારી કાંઈ કપટ વગેરેથી એવી ફરીયાદ ન કરેતો દુરના ઉતરાધીકારી એવી ફરીયાદ કરી શકે રાણી આનંદકુંવર વિ. કોર્ટ ઓફવોર્ડ્‌ઝ ઇ. લા. રી. ૬ કલકતા પ્ર. ૭૬૪.

૫૦. વિધવાએ પોતાના મરનાર દીકરાની દીકરીનાં લગ્ન કરવા માટે કાંઈ રકમ ઉછીની લીધી હોયતો ઉતરાધીકારીઓએ મિલકતનો વારસો લે ત્યારે આપવી જોઇએ રામકુમાર મીતર વિ. ઇછામાઇદાસી ઇ. લા. રી. ૬ કલકતા પ્ર. ૩૬.

કરજ.

૧. હિંદુ ધર્મશાસ્ત્રનું એવું સુત્રછે કે દરેક માણસની મિલકત તેના કરજ માટે જવાબદાર છે આથી એ કરજ આપતાં સુધી વારસદારોને એ મિલકત ઉપર હક પોહોચતો. નથી ગંગાનારાયણ પાલ. વિ. ઉમેદચંદર બોસ ૧ વી. રી. પ્ર. ૨૦૦.

૨. મુંબઈ હાઈકોરટે ઠરાવ્યુંછે કે બાપના કરજ માટે દીકરા ઉપર ફરિયાદ કરવામાં આવે ત્યારે દીકરા ઉપરજ હુકમનામું કરવું જોઈએ. પછી જો તેને વારસો મળ્યો નહીં હોય તો બજાવણી નહીં થાય—બાપુજી આદીતરામ વિ. ઉમેદભાઈ હઠીસીંગ ૮ મું. હા. રી. પ્ર. ૨૪૫.

૩. બાપનું શ્રાધ કરવામાં જે કર્જ થયું હોય તે આપવા દીકરાની ફરજ છે—સુકીનાબાનું વિ. હરોચરણ બુરજ ૬ વી. રી. પ્ર. ૩૪.

૪. ભાઈ તેના મરનાર ભાઈનો વારસો લે તો તેનું કરજ આપવા તેની ફરજ છે—જોગેંદર નારાયણ દેવ વિ. ધમાલી ટેમપલ ક્રી. ઈ. ડા. પ્ર. ૬૮૩.

૫. દત્તપુત્રને તેના દત્ત લેનાર માબાપની કાંઈ મીલકત મળી ન હોય તો તેમના કરજ માટે તે જવાબદાર નથી—જમાલઅલી વિ. તીરભીલાલદાસ ૧૨ વી. રી. પ્ર. ૪૧.

૬. જે સખસ પોતાને વારસો પોહોચે તે લેવા ના પાડે તો જેનો વારસો લેવા ના પાડે તેના કરજ માટે તે જવાબદાર નથી—મસામત જુમાઈ વિ. વાહીદઅલી ૧ વી. રી. પ્ર. ૩૩.

૭. દત્તપુત્ર પણ વારસો લેવા ના પાડે તોતે પણ જેનો વારસો લેવા ના પાડે તેના કરજ માટે જવાબદાર નથી. જમાલઅલી વિ. તીરભીલાલદાશ ૧૨ વી. રી. પ્ર. ૪૧.

૮. વારસામાં મળેલી મિલકતની કિંમત જેટલાજ કરજ માટે વારસો જવાબદાર થાયછે—જુહુર દસ્તખાન વિ. ઇંદ્રમણી ૧ આગ્રા. વ. રી. પ્ર. ૭૧ રાજા રૂપસીંગ વિ. બલદેઓસીંગ ૨ વી. રી. પ્ર. ૨૫૮. રાયાપા વિ. અલીસાહેબ ૨ મ. હા. રી પ્ર. ૩૩૬ કારૂપાન વિ. બેરીયાલ ૪ મ. હા. રી. પ્ર. ૧.

૯. દીકરા ઉપર બાપનું કરજ અદા કરવા જે જવાબદારીછે તે જવાબદારી જ્યારે કરજ મજકુર નીતી વિરૂધનું હોય ત્યારેજ દુર થાયછે વારસામાં મળેલી મિલકત મરનારે પોતે મેળવેલી હોય કે વડીલો પારજીત હોય એમાંની ગમે તે પ્રકારની હોય તો પણ તે

મીલકતથી કરજ આપવા ફરજ છે—હનુમાનપ્રસાદ પાંડે વિ. બાબુઆમન રાજકુંવરી ૬ મું. ઈ. અ. પ્ર. ૩૯૩.

૧૦. વારસો મળવાનો હક થઈ ચુક્યો કે આ કરજ આપવાની જવાબદારી ચોંટીછે પછી તે મિલકતનો નાશ થાય કે બીજાને આપી દેવામાં આવે તોપણ જવાબદારીથી મુક્ત થવાતું નથી—ઉત પુરણા વિ. ગંગા ૨ વી. રી. પ્ર. ૨૯૬.

૧૧. તેમ મિલકત વારસામાં મળવાનો હક થઈ ચુક્યો હોય તે મિલકત ત્રીજા સખ્સના કબજામાં હોય તેથી કરજ આપવાની જવાબદારી દુર થતી નથી તેનું કામ છે કે એ ત્રીજા સખ્સના કબજામાંથી એ મિલકત મેળવે—કેવળ ભગવાન વિ. ગણપત નારાયણ ઈ. લા. રી. ૮ મુંબઈ પ્ર. ૨૨૦.

૧૨. વારસામાં મળેલી મિલકતના પ્રમાણમાંજ વારસોની કરજ આપવાની જવાબદારી લેખવામાં આવીછે જેથી એવા કરજ માટે વારસોની જાત જવાબદાર નથી—પ્રાણવલભ વિ. દેવકરન સીલેકટ રીપોર્ટ પ્ર. ૪ હરભાઈ વિ. હરીગોવીંદ બીલાસીસ રીપોર્ટ પ્ર. ૭૬.

૧૩. કુટુંબની તદન અલાયદી સાખામાંથી વારસામાં મળેલી મીલકત બાપના કરજ માટે વેચી શકાય નહીં—વીસ્વંભરરાય વિ. લખ્મીકાંત નીઓગી ૩ વી. રી. પ્ર. ૧૩૭.

૧૪. વારસામાં મળેલી મીલકતમાંની અમુક મિલકત વેચીનેજ પોતાના કરજ નાણાં વસુલ લેવાની ફરજ પાડવી કરજદારનો હક નથી—નીલકાંત ચેતરજી વિ. પ્યારીમોહનદાસ. ૩ બેં. લા. રી. પ્ર. ૭ ગોપાલ નારાયણ મજમુદાર વિ. મધુમતી ગુપ્રી ૧૪ બેં. લા. રી. પ્ર. ૨૧.

૧૫. દત્તપુત્રને દત્ત લેનાર માના ખાનગી કરજ માટે દત્તપુત્ર પાસેની મિલકત જવાબદાર નથી—રૂપમનજુરી વિ. રામલાલ સરકાર ૧ વી. રી. પ્ર. ૧૪૫.

૧૬. નિતી વિરૂધ ન હોય એવું દરેક કરજ આપવા દીકરાઓની ફરજ છે અને તે માટે તેમને વારસામાં મળેલી આખી

મિલકત તે માટે જવાબદાર છે—લછમનદાસ વિ. ગીરધર ચૌધરી ૪. લા. રી. ૫ કલકતા પ્ર. ૮૫૫. ગંગાપ્રસાદ વગેરે વિ. અજોધ્યા પ્રસાદ વગેરે ૪. લા. રી. ૮ કલકતા પ્ર. ૧૩૧ બુદરીલાલ વિ. કુંતી ૨૩ વી. રી. પ્ર. ૨૬૦ વાજેદહુસેન વિ. નાનકુ ૨૫ વી. રી. પ્ર. ૩૧૧. લક્ષ્મી વિ. અસમાન ૪. લા. રી. ૨ કલકતા પ્ર. ૨૧૩. કેશવરાવ દીવાકર વિ. નારોજ નારધન પંડકર ૨ બારોડેલ પ્ર. ૨૨૨. ગોવીંદરાવ વિ. વામનરાવ મુંબઈ હાઇકોરટના જુદા છાપેલા ફેસલાનું પુસ્તક સને ૧૮૭૫ પ્ર. ૧૧૮ જતીયા વિ. લક્ષ્મીયા એજ કોરટના સને ૧૮૮૩ ના ફેસલાની ફાઇલ પ્ર. ૮૭.

૧૭. મીતાક્ષરા પ્રમાણે નિતીનું કરજ હોયતો બાપની હયાતીમાં પણ એ કરજ આપવા દીકરાની ફરજછે. લાલજી સેહાઇ વિ. ફકીરચંદ ૪. લા. રી. ૬ કલકતા પ્ર. ૧૩૫.

૧૮. નિતિસરનું કરજ હોયતો પછી કુટુંબના ખર્ચ અર્થે તે કર્યુ હોય અથવા બાપે પોતાને માટે એ કરજ કરેલું હોય તે જોવાની જરૂર નથી, તે આપવા દીકરાની ફરજ છે—ગોરધન વિ. સીંગેશ્વર ૪. લા. રી. ૭ કલકતા પ્ર. ૫૨.

૧૯. બાપનો દંડ થયો હોય તે કરજ નથી જેથી તે આપવા દીકરાની ફરજ નથી—નાની વિ.હરીરામ ૧ બારોડેલ રીપોર્ટ પ્ર.૧૦૧.

૨૦. બાપે જમાનગરું કર્યુ હોય તે કરજ લેખવામાં આવ્યુંછે અને તે આપવા દીકરાની ફરજ છે—મુલચંદ વિ. કીસ્તા બીલાસાસ રીપોર્ટ પ્રા. ૫૪.

૨૧. પણ એ જમાનગતુ દુરાચારી કાર્ય સાધવા કર્યુ હોયતો કરજ નથી—જેઠાનાયક વિ. વ્યંકટાપા ૪.લા.રી. ૫ મુંબઈપ્ર. ૨૧.

૨૨. વિધવા તેના ધણીના કરજ માટે જવાબદાર છે—ધણીના એ કરજદાર પાસે વિધવા કાંઈ લેણું માગતી હોયતો એ ધણીનું કરજ સામું લાવી શકેછે—ઓસચંદર લાહોરી વિ. કુમારીદેવી ૧ વી. રી. પ્ર. ૨૪.

૨૩. પોતાના ધણીનું કરજ આપવા માટે વિધવાની ફરજ છે તે ફરજ તેની પાસે જે મિલકત હોય તે ઓધન હોય અથવા ઓધ-

નથી મેળવેલી હોય પણ ધણીની બીજી મિલકત ન હોય તો વિધવાની આ ફરજ દુર થાયછે બ્રોજોમોહન મીતી વિ. મસામત રાધાકુમારી ૧ વી. રી. પ્ર. ૬૦.

૨૪. ધણીએ અને પોતે કરેલ કરજ અદા કરવા ધણીની મિલકતનો જેટલો ભાગ વેચવા જરૂરનો હોય તેટલો ભાગ વેચી શકેછે ગોલકચંદર પાલ વિ. મહમદરહીમ વગેરે ૯ વી. રી. પ્ર. ૩૧૬.

૨૫. એવું કરજ અનીતીનું ન હોય તો પછી તે કુટુંબના જરૂરના કારણ સર થયું હોય કે નહીં. તે જોવાની જરૂર નથી વિધવાએ તે આપવુંજ જોઇએ—ચેતીકોલમ વિ. રંગાસ્વામી ૪ વી. રી. પ્ર. ૭૧.

૨૬. કોઈ સ્ત્રીએ પોતાના ધણીની ખુલી પરવાનગી વગર અથવા એવી પરવાનગી છે એવું જે હકીકત ઉપરથી જણાય એવી હકીકત હોયા વગર કાંઈ કરજ કર્યું હોય તોતે માટે તેનો ધણી જવાબદાર નથી—પુરત વિ. માહાદેવપ્રસાદ ઇ. લા. રી. ૩ અલહાબાદ પ્ર. ૧૨૨.

## કુટુંબ રીવાજ.

૧. દેશના ચાલતા રીવાજથી ઉલટી રીતે પોતાના કુટુંબમાંજ ચાલે એવો રીવાજ પાડી શકાતો નથી.—બસવંતરાવ કીડીનગાપા વિ. માનગપા કીડીનગાપા ૧ મુ. હા. રી. પ્ર. ૪૨ બાલકીસ્ન ત્રીંબક વિ. સાવીત્રી બાઇ ઇ. લા. રી. ૩ મુંબઈ પ્ર. ૫૪

૨. દેશના ચાલતા કાયદાથી એકજ કુટુંબ. ઉલટો કિંવા પ્રતિકુલ હોય એવો કાંઇ કુટુંબ રીવાજ તેમના કુટુંબમાં ચલાવે તો તે માન્ય રેહી શકે નહીં—માધવરાય રઘવેંદ્ર વિ. બાલકરન રઘવેંદ્ર. ૪ મુ. હા. રી. પ્ર. ૧૧૩.

૩. પહેલા દીકરાનેજ વારસો મળે એ કુટુંબ રીવાજ મોટાં રાજ્યો અને ઠકરાતો માટે છે જાહાગીરદારોમાં એ કુટુંબ રીવાજ હોયતો તે માન્ય નહીં રાખવો જોઇએ—ભુજંગરાવ મોરપાડે વિ. માલોજીરાવ ગોરપાંડે ૫. મુ. હા. રી. પ્ર. ૧૬૧. રામગોપાલ સીંગ વિ. તેલકધારીસાહી વગેરે વિ. રી. ફુલબેંચ પ્ર. ૯૭ પ્રોમોદા દેવી વિ. રાજા પ્રાણકીસન સીંગ ૨ વિ.રી. પ્ર.૮૦ માહારાણી હીરાનાથ કુંવર વિ. બાબુબરમ નારાયણસીંગ ૧૭ વી. રી. પ્ર. ૩૧૬.

૪. પાછળથી ઠર્યું છેકે એવો રીવાજ રાજ્ય સીવાય બીજા કુટુંબમાં ચાલુ હોય તો હરકત નથી તે માન્ય રહેવો જોઇએ— ચીંતામણસીંગ વિ. મસામત નવલખો કુંવર ૨૪ વી. રી. પ્ર. ૨૫૫.

૫. દેસાઇઓમાં ઉપરનો કુટુંબ રીવાજ હોયતો તે સાબીત થએથી માન્ય રાખવો જોઇએ—સીવાજીરાવ વિ. નાકોજીરાવ ૧૦ મુ. હા. રી. પ્ર. ૨૨૮.

૬. પંઢરપુરમાં ઉતપત નામના કુટુંબમાં દીકરીને વારસો મળે નહીં એ કુટુંબ રીવાજ ઘણા કાળથી ચાલુ હોવાથી તે માન્ય રાખવામાં આવ્યોછે બાઉ માંનાજી ઉતપત વિ. સુંદરબાઇ ૧૧ મુ. હા. રી. પ્ર. ૨૪૯.

૭. ગુજરાતમાં ભાગદારી જમીનના વારસાની બાબતમાં પણ દીકરીને વારસો ન મળવાનો કુટુંબ રીવાજ માન્ય રાખવામાં આવ્યોછે. પ્રાણજીવન વિ. બાઇ રેવા ઇ. લા. રી. ૫ મુંબઇ પ્ર.૪૮૨.

૮. કુટુંબ રીવાજ માન્ય રહેવા માટે આટલી વાતની જરૂર છે—તેનું મુળ કાયદાસર હોવું જોઇએ તે અભંગ હોવો જોઇએ અને તે પ્રમાણે વડીલોપારજીત અથવા સ્વસંપાદીક એ બેઉ જાતની મિલકતના સંબંધમાં અમલ થયાનું દેખાવું જોઇએ—સુરેદ્રાનાથ રાવ વિ. મસામત હીરામની બરમોની ૧૦ વી. રી. પ્ર. ૩૫ વિસ્નુ વિ. ક્રીસ્નામા. ઇ. લા. રી. ૭ મદ્રાસ પ્ર. ૩

૯. વળી કુટુંબ રીવાજ માન્ય રહેવા માટે તે રીવાજ સમજાય તેવો અને મુકરર હોવો જોઇએ. ભગવાનદાસ વિ. બાલગોવીંદસીંગ ૧ બે. લા. રી. પ્ર. ૯.

૧૦. કુટુંબ રીવાજ ચોકસ અને નિસ્ચય હોવો જોઇએ.—ટીકાયત દુરગા પ્રસાદસીંગ વિ. ટીકાયત દુરગા કુંવરી ૨૦ વી. રી. પ્ર. ૧૫૭.

૧૧. કુટુંબ રીવાજ પુરાવા તરીકે માન્ય રહેવા માટે તે અનાદી કાળથી ચાલુ છે એવું બતાવવું જોઇએ—અમરીષનાથ ચોધરી વિ. ગોરીનાથ ચૌધરી ૧૫ વી. રી. પ્ર. ૧૦ લછમનલાલ વિ. મોહનલાલ ૧૬ વી. રી. પ્ર. ૧૭૯.

૧૨. કુટુંબ રીવાજ અનાદી કાળથી ચાલુછે એવું બતાવવું જોઇએ એટલુંજ નહીં પણ તેમાં કોઇ દીવસ ફેરફાર થયો નથી એવું પણ બતાવવું જોઇએ—રામલક્ષમાં અમાલ વિ. સીવનાનથા પેરમાલ ૧૭ વી. રી. પ્ર. ૫૫૩.

૧૩. કુટુંબ રીવાજ અનાદી કાળથી ચાલુ હોય પણ તેમાં વચે કાંઇ તુટ થઇગઇ હોય તો તે પ્રમાણે અમલ થાય નહીં —રાજકીસ્તસીંગ વિ. રામજોય સરમા મજમુદાર ૧૯ વી. રી. પ્ર. ૮.

૧૪. એક જમીનદારીમાં મોટો દીકરોજ વારસ થાય એવો કુટુંબ રીવાજ આઠ પેઢીથી ચાલ્યો આવતો હતો તે રીવાજ માન્ય રાખવામાં આવ્યો છે—રાવત ઉરજમસીંગ વિ. રાવત ઘનસ્યામસીંગ ૫ મુ. ઇ. અ. પ્ર. ૧૬૯.

૧૫. ચઉદ પેઢીથી એવો રીવાજ ચાલ્યો આવતો હતો તે પણ માન્ય રાખવામાં આવ્યો છે—બાબુ ગણેસદત વિ. માહારાજા મોહેસરસીંગ ૬ મું. ઇ. અ. પ્ર. ૧૬૪

૧૬. કુટુંબ રીવાજ અમુક પ્રકારનો છે એવું સાબીત થાયતો પછી ચાલતા કાયદા પ્રમાણે અમલ થાય નહીં—નીલકીસ્તોદેય બરમોનો વિ. બીરચંદર ઠાકોર ૧૨ વી. રી. પ્ર. ૨૧. મુટાયાનચેટી વિ. સીવગીરી ઇ. લા. રી. ૩ મદ્રાસ પ્ર. ૩૭૪ ગમાન ગાવદા વિ. રંગાનગાવદા. મુ. બા. હાઇ કોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૭૮ પ્ર. ૨૪૨.

૧૭. કુટુંબ રીવાજ અમુક પ્રકારનો છે એવું કહેવામાં આવતું હોય અને તે માટે પુરાવ રજુ કરવામાં આવે તેથી સામા પક્ષકારને એવો રીવાજ નથી એવો પુરાવો લાવવા હરકત નથી લકરાજ કુવર વિ. માહાપીતસીંગ ઇ. લા. રી. ૫ કલકતા પ્ર. ૭૪૪.

**ગ્રંથ.**

૧. જગનાથ આ દેશમાં (મુંબઇ ઇલાકામાં) આધારભુત ગ્રંથ નથી—વીનાયક આણંદરાય વિરૂધ લક્ષ્મીબાઈ ૧ મું. હા. રી. પ્ર. ૧૧૭ નવલરામ આતમારામ વિરૂધ નંદકીસોર સીવનારાયણ ૧ મું. હા. રી. પ્ર. ૨૦૯.

૨. હિંદુસ્તાનના આ ભાગમાં વારસા પ્રકરણ માટે નીચેના ત્રણ ગ્રંથ આધારભુત છે—મનુ, મિતાક્ષરા અને વ્યવહાર મયુખ. દાયભાગ અને દાયકર્મસંગ્રહ બંગાળામાં આધારભુત ગ્રંથ છે—પ્રાણજીવનદાસ તુળસીદાસ વિરૂધ દ્વારકાદાસ. ૧ મું. હા. રી. પ્ર. ૧૩૦ ભગવાનદીન દુબે વિ. મીનાબાઈ. ૯ વી. રી. પ્ર. ૨૩ સખારામ વિ. સીતાબાઈ ઈ. લા. રી. ૩ મું. પ્ર. ૩૬૭.

૩. આ કળીયુગમાં મનુનાં તત્વો ઉપર બહુ આધાર રાખવો નહીં એવા ઘણા વિદ્વાનનો મત છે કે મીતાક્ષરા અને વ્યવહાર મયુખ ઉપરજ બહુ આધાર રાખેછે—નવલરામ આતમારામ વિરૂધ નંદકીસોર સીવનારાયણ. ૧ મું. હા. રી. પ્ર. ૨૦૯.

૪. દેવાનંદભટ દત્તકચંદ્રીકા એ દ્રાવીડદેસમાં નાના પંડીતના દત્તકમીમાંસા કરતાં ચઢતું છે તોપણ માહારાષ્ટમાં તે ઉતરતું છે અને તકરાર વખતે તેનાં તત્વોને બીજા ગ્રંથકારનો આધાર ન હોય તો એકલું આધારભુત નથી. માહારાષ્ટદેસમાં દત્તકચંદ્રીકા અને દત્તકમીમાંસા એ બેઉ ગ્રંથો મીતાક્ષરા તથા વ્યવહારમયુખથી ઉતરતા છે મરાઠાદેશમાં તથા ઉત્તરકેનેડામાં મીતાક્ષરાનાં તત્વો આધારભુત છે વ્યવહારમયુખ અને વીરમીત્રોદય તેથો ઓછાં આધારવાળાં છે. મીતાક્ષરામાં બતાવેલાં તત્વો દ્રષ્ટાંત તરીકે તથા તેને ટેકો આપવા તરીકે તે કામ આવેછે પણ તેનાં તત્વો મીતાક્ષરાથી ઉલટાં ન હોય તેજ આધારવાળાં છે. બીજા દરજાના આધાર ગ્રંથ તરીકે વીરમીત્રોદય કરતાં વ્યવહારમયુક પહેલું છે. દત્તકમીમાંસા અને દત્તકચંદ્રીકા દત્તકપ્રકરણમાંજ આધારભુત છે તેમાં પણ આગળના કરતાં પાછલું વધારે આધારભુત છે. લક્ષમીવ્યાખ્યાન અથવા લક્ષ્મીદેવીનું બાલમતીકા થોડું આધારભુત ગણાય છે. અને વખતેજ તેનો આધાર લેવાય છે—નારાયણ બાબાજી વિરૂધ નાના મનોહર ૭ મું. હા. રી. પ્ર. ૧૫૩ બાયાબાઈ વિરૂધ બાલાબ્યકટેર રામકાંત ૭ મું. હા. રી. એપેનદીક્ષ મોરારજી ગોકળદાસ વિરૂધ પારવતીબાઈ ઈ. લા. રી. ૧ મુંબઈ પ્ર. ૧૭૭ લલુભાઈ વિરૂધ માનકુંવરબાઈ ઈ. લા. રી. ૨ મુંબઈ પ્ર. ૩૮૮ રામકુંવર વિ. ઉમર રૂ. બારોડલ રી. પ્ર. ૪૬૦.

૫—"રતનાકર" એ મુંબઈ ઈલાકામાં આધારભુત પુસ્તક નથી. મોરારજી ગોકળદાસ વિરૂધ પારવતીબાઈ ઈ. લા. રી. ૧ મુંબઈ પ્ર. ૧૭૭.

૬. હિંદુકુટુંબના માણસનું જે મુલકમાં મુળ હોય ત્યાંના જે હીંદુધર્મશાસ્ત્ર ચાલતું હોય તે લાગુ પડેછે. જે મુલકમાં જઈ રહ્યાં ત્યાં ચાલતું હીંદુધર્મશાસ્ત્ર લાગુ પડતું નથી—લખીદેવી વિ. ગગા ગોવીંદ દુબે ૧ વી. રી. પ્ર. ૫૬. પીરથીસીંગ વિ. મસામત સીવસુંદરી ૮ વી. રી. પ્ર. ૨૬૧. સોનાતન મીસર વિ. રતનમાલ તબ. વી. રી. સને ૧૮૬૯ પ્ર. ૯૫ રામબ્રમો પંડ્યા. વિ. કામીની સુંદરી દાસી વગેરે ૬ વી. રી. પ્ર. ૯૫ જનારદીન મીસર વિ. નોબીનચંદર પરધાની માર્સ રી. પ્ર. ૨૩૨ ઉતમચંદર ભટાચારજી વિ. ઓભય ચરણ વુસી વી. રી. પ્ર. ૬૭.

૭. જે મુલકમાં જઈ રહ્યાં હોય ત્યાંના સ્થાનીક રીવાજ એવાં કુટંબ પાળે અને તેહેવાર પણ તે મુલકના નાયમ પ્રમાણે પાળે લાંપણ વારસા વગેરે બાબતમાં તેઓ જે મુલકમાંથી આવ્યાં હોય ત્યાંના શાસ્ત્રના નિયમ લાગુ પડે—હરીપ્રસાદરાય ચોધરી વિ. સીબાસકરી ચોધરેન ૧૩ વી. રી. પ્ર. ૪૭.

## ગુરૂ.

૧. કોઈ દેવસ્થાનનો ગુરૂ ગેરચાલે ચાલે તો તેને દુર કરી શકાય છે—આચારજી લલુ રણછોડ વિ. ભગત જેઠાલાલજી મુંબઈ હાયકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઈલ સને ૧૮૮૨ પ્ર. ૩૭૪.

## ગોર.

૧. મરણક્રિયા કરવા માટે અમુક ગોરનેજ કામે લગાડવો એવી જજમાન ઉપર ફરજ નથી. જજમાનની મરજીની તે બાબતછે એ માટે ગોર ફરીયાદ કરવા હક ધરાવતો નથી—બીચારામ બેનરજી વિ. શ્રીમતી ઠાકોરી ૧૦ વી. રી. પ્ર. ૧૧૫.

૨. મનેજ ગોર તરીકે રાખો એવી ફરજ પાડવા ગોર જજમાન ઉપર ફરિયાદ કરી શકતો નથી. જજમાનની મરજીમાં આવે તેને ગોર તરીકે રાખે—બીહારીલાલ વિ. બાબુ વગેરે ૨ આગ્રા હા. રી.

પ્ર. ૮૦. દામોદર મીસર વગેરે વિ. રૂદરમમીસર ૧ માર્સરીપોર્ટ પ્ર. ૧૯૧.

૩. મરણક્રીયા વખતે કામ કરવાનો ગોરનો હક હોય તે બીજાના નામ ઉપર કરી અપાવાય એવા હક નથી જમનપાંડે વિ. દીનાનાથ પાંડે ૧૬ વી. રી. પ્ર. ૧૭૧.

૪. ગોરપદામાં જે ઉપજ થાય તે વેચી લેવા ખુલો અથવા ગરભીત કરાર હોયતો તે ઉપજમાં હિત ધરાવનારા સખસો ભાગ મળવા દાવો કરી શકેછે—મગુપનદીન વિ. રામદયાલ ત્રવાડી ૧૫ વી. રી. પ્ર. ૫૩૧.

૫. ગોરે જજમાનને ધર્મબોધ કરી કાંઈ ઉપજ કરી હોય તેમાં ભાગ મળવા દાવો ચાલે નહીં એવું આગળ ઠર્યુંછે—ચુનીલાલ વગેરે વિ. ગૌરીશંકર ૧ આગ્રા. હા. રી. પ્ર. ૮૪. .

## ઘરેણીયું.

૧. એક સખસે મરતાં અગાઉ કાંઇ નાણા લઇ કોઇને પોતાનું ઘર ઘરેણે મુકી તે પણ તેનો કબજો ત્યારે આપેલ નહીં. તે ગુજરી-ગયા પછી ઘરેણે લેનારે મરનારની મા અને વિધવા જેઓએ ઘરમાં રહેતાં હતાં તેમની પાસેથી કબજો લેવા દાવો કર્યો મા અને વિધ-વા એ બે ઘરમાં રેહેવાનો તેમનો હક છે એવો વાંધો ઉઠાવ્યો તે ના મંજુર કરી ઘર ઘરેણે લેનારને આપવાનુ ઠર્યું—ભીખનદાસવિ. પુ-રા ઇ. લા. રી. ૧ અલા. પ્ર. ૧૪૧.

## ચેલો.

૧. કોઇ ગુરૂનો ચેલો ગુરૂ પાસેથી તેની રજા વગર પરદેશ જતો રહે અને ગુરૂ સાથેનો સર્વે વહેવાર બંધ કરી પાછો ફરવાનો ઇરાદો રાખે નહીંતો પછી ગુરૂ ગુજરે ત્યારે તેનો વારસો લેવા તેનો હક થતો નથી—સુગનચંદ વિ. ગોપાલગીર. ૪. અ. હા. ૨. પ્ર. ૧૦૧.

૨. કેટલીક બાબતમાં ચેલાનો વારસ તેનો ગુરૂ છે—જગતા-નંદ ગો સ્વામી વિ. કીસબનંદ ગોસ્વામી ૧ વી. રી. પ્ર. ૧૪૯.

૩. ચેલો તેના મહંતનો વારસછે. તેથી તેના મહંતનું લેણું ભેગું કરવાનું સરટીફીકેટ ચેલાને મળે—મહંત સીતપ્રકાશદાસ. વિ. મ-હંત જોધરામદાસ ૫ વી. રી. પ્ર. ૫૭.

૪. સન્યાસીઓમાં ચેલો હકદાર તરીકે વારસ છે, એવું કાંઇ નથી. ગુરૂ જીવતા હોય ત્યારે તેને વારસો લેવા ફરમાવી પોતાનો વારસ તેને ઠરાવી ગયા હોય અને તે વારસદાર તરીકે આજુબાજુના મહંતો જેઓ મહંતના ઉત્તરકાર્ય ઉપર ભેલા થયા હોય તેમણે મંજુર રાખેલો હોવો જોઇએ. ગુરૂ તેની હયાતીમાં એવી રીતે ચેલાને વારસ ઠરાવી ગયા ન હોયતો એવે પ્રસંગે આસપાસની ભેલા થએલા મહંતો મરનાર ગુરૂના ચેલામાંથી એકને વારસદાર તરીકે નકી કરી ગાદીએ બેસારી શકેછે—માધાદાસ વિ. કામતાદાસ. ઇં. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૫૩૯.

## છુટા છેડા.

૧. છુટા છેડા કરવાના તત્વને હિંદુ ધર્મશાસ્ત્રે સ્વીકાર્યું નથી તો પણ જે કોમમાં તે તત્વ રીવાજ તરીકે નકી થયું હોય તો પછી કાયદા માફક તેનું માન્ય રાખવું જોઇએ—કુદુમીદાસી વિ. જોતીરામ કોલીતા ઇં. લા. રી. ૩ કલકતા પ્ર. ૩૦૫.

## જમાન.

૧. હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે મુખ્ય દેણદાર ઉપર ફરીયાદ કરી ન હોય તો પણ જમાન ઉપર ફરીયાદ થઇ શકેછે—તોતાકોતસાંગુની મીનોન વિ. કીરસીગાબ વગેરે—૪ મ. હા. રી. પ્ર. ૧૯૦.

## તાકીદ હુકમ.

૧. અમુક કુટુંબમાંથી દત ન લેવો એવો તાકીદ હુકમ કોઇ વિધવા જે દત લેતી હોય તેની સામે આપી શકાય નહીં—બાબાજી જીવાજી વિ. ભાગીરથીબાઇ ૬ મુ. હા. રી. પ્ર. ૭૦.

## ટ્રસ્ટી.

૧. કોઇ રાજા પોતાની રાજ્યની ઉપજમાંથી પોતાના અનૌરસ છોકરા સારૂ કાંઇ મિલકત ખરીદ કરે પણ પોતે જીવે ત્યાં સુધી તે મિલકતનો કબજો પોતે રાખે તો તેનો એ કબજો અનૌરસ છોકરાના ટ્રસ્ટી દાખલ છે એવું ઠર્યુંછે—માહારાજા મોહેસ્વર બક્ષસીંગ બાહાદુર વિ. મસામત ગનુનકુંવર ૬ વી. રી. પ્ર. ૨૪૫.

૨. કુટુંબની મુરતીની પુજા કરવા વગેરેનું કામ જેને સોંપ્યું

હોય તે મુરતી સ્થાપનારની દ્રષ્ટીછે અને તેથી મુરતીનું ખર્ચ ચલાવવા જે મિલકત આપી હોય તેને નુકસાન પોહોચે એવો હમેશનો બોજ રહે એવું કાંઇ કૃત્ય એ કરી શકતો નથી—પ્રોસોનોમાઈ દાસી વિ. કુંજબીહારી ચોધરી ૧ વી. રી. પ્ર. ૧૫૭ જગેસર બુતેપાલ વિ. રાજારૂદ્રો નારાયણરાય ૧૨ વી. રી. પ્ર ૨૯૯. માહારાણી સોભસરો દેવી વિ. મથુરાંનાથ આચારજી ૧૩ વી. રી. પ્ર. ૧૮.

૩. મરનાર દ્રષ્ટીનો વારસ તેનો પુરૂષવંશનો સર્વથી મેટો પુરૂષ હોય તે વારસ થાયછે–પુરા દાવાના લીંગામમેટી વિ. નલનુલા સીવાનચેટી ૧ મ. હા. રી. પ્ર. ૪૧૫.

૪. મુરતીની પુજા કરવા વગેરેનું કામ કરનાર દ્રષ્ટીનો દીકરો તેનો બાપ ગુજરી ગયા પછી તેની જગોએ દાખલ થાય તે તેના બાપના ગેરવ્યાજબી કૃત્યથી બંધાએલો નથી. ગોલકચંદર બોસ વિ. રૂઘનાથશ્રીચંદરાય ૧૭ વી. રી. પ્ર. ૪૪૪.

## દત્તક ( કોણ લઈ શકેછે. )

૧. નિપુત્રીક હિંદુ પોતાની મુક્તી થવા ઇછા રાખતો હોય તો દત્ત લેવા તેની ફરજ છે—રાજેંદ્રો નારાયણલાહોરી વિ. સરોદાસુંદરી દેવી ૧૫ વી. રી. પ્ર. ૫૪૮.

૨. એવી ઇછા તેની ન હોયતો તેણે દત્ત લેવોજ જોઇએ એવું કાંઈ નથી—નીલમાધવદાસ વિ. વિશ્વભરદાસ ૧૨ વી. રી. પ્ર. ૨૯.

૩. ઊંચવર્ગના હિંદુઓ જે ધર્મકાર્ય સાધી પુરણ કરવા માટે દત્ત લેછે તેમ નીચ વર્ગના લોકો જેવાકે તલપદા કોળી વર્ગના લોકો એવી ધર્મકાર્ય સાધી પુરણ કરવા ઇછા રાખતા ન હોય તોપણ તેઓને દત્ત લેવા પ્રતિબંધ નથી—ભલાનાના વિ. પરભુહરી ઇ. લા. રી. ૨ મુંબઈ પ્ર. ૬૭.

૪. વાંઢો અથવા રાંડેલો સખસ દત્ત લેવા અપાત્ર છે એમ કાંઈ નથી એટલે કે એવા સખસો દત્ત લઇ શકેછે—નાગાપા વિ. સુબાસાસ્ત્રી ૨ મ. હા. રી. પ્ર ૩૯૭. આંદવાસી બારૂદા વિ. બાહમાના ૪ મ. હા. રી. પ્ર. ૨૦૦ ગંગાપા વિ. સંકાપા સીલેક્ટ રીપોર્ટ પ્ર. ૨૯૬.

૫. ગાંડો ઓતબામ અને મોહા રોગથી પિડીત હોય એવા સખસ તેમની એ હાલત ચાલુ હોય ત્યાં સુધી દત્ત લઇ શકતા નથી એવું ઠર્યુંછે—બુલબકાંત ચોધરી વિ. કીસન પ્રીયાદાસ ૬ કલકતા સદર દિવાની અદાલત રીપોર્ટ પ્ર. ૨૧૯.

૬. બ્રહ્મચારીઓ દત્ત લેવા અધીકાર ધરાવેછે—ગંગાપાદિસપાંડે વિ. સંબાપાદિશપાંડે સાલકેટ રીપોર્ટ પ્ર. ૨૦૨.

૭. કોઇ સખસ બાલ્યાવસ્થામાં હોય પણ તેનામાં સમજણ શક્તી આવી હોય તોતે દત્ત લઈ શકેછે—જમુનાંદાસી વિ. રામસુંદરીદાસી ઇ. લા. રી. ૧ કલકતા પ્ર. ૨૮૯ મસામત પીરી વિ. મસામત હરબંસી ૧૯ વી. રી. પ્ર. ૧૮૭ સીખરચંદ વિ. દલપત સીંગ ઈ. લા. રી. ૫ કલકતા પ્ર. ૩૬૩.

૮. પરંતુ બાલક કોઈ ઓફ્વાર્ડના હવાલામાં હોય તો તેની પરવાનગી વગર દત્ત લઇ શકે કેમ તે વિષે સવાલ ઉઠાવામાં આવ્યો છે મસામત આનંદબાઈ વિ. સીબચંદરાય ૨ વી. રી. પ્ર. ૧૯.

૯. કોઈ સગો ગુજરી જવાથી સુતક હોયતો સુતક હોય ત્યાંસુધી કોઈ હિંદુ દત્ત લઈ શકતો નથી—રામસીંગા વિ. સદાસીવા. વી. રી. પ્ર. ૨૫.

૧. સુદ્રને એવો સુતકનો બાધ નડતો નથી તેતો એ અવસ્થામાં પણ દત્ત લઈ શકેછે—થાનગાથાની વિ. રામુમુદાલી ઇ. લા. રી. ૫ મદ્રાસ પ્ર. ૩૫૮.

૧૧. માહારાષ્ટ દેશમાં વિધવા તેના ધણીએ અનુમતી આપી ન હોય તથા તેના ધણીની પાછળના સગાએ પણ રજા આપી ન હોય તોપણ ધર્મકાર્ય કરવા વગેરેના કારણસર તથા બીજા કોઈ પણ ખરાબ હેતુ પારપાડવાના ઇરાદા વગર એટલે કે નિષકપટપણાથી દત્ત લઈ શકેછે—રખમાબાઈ વિ. રાધાબાઈ ૫. મુ. હા. રી. પ્ર. ૧૮૧. વિનાયક રઘનાથ વિ. જી. આઈ. પી. રેલવે કંપની ૭ મુ. હા. રી. પ્ર. ૧૧૩ નાથાજી કીસ્તાજી વિ. હરીજગોજી ૮ મુ. હા. રી. પ્ર ૬૭. રામાજી વિ. ઘામુ ઈ. લા. રી. ૬ મુંબઈ ત્ર. ૨૯૮.

૧૨. ઉપર પ્રમાણે વિધવા દત્ત લેઇ કોઈ ત્રીજા સખસના કબ-

જામાંથી કાંઈ મિલકત લેવાની હોયતો એ ત્રીજા સખ્સ ( તેની જેઠાણી ) ની પરવાનગીની જરૂર છે—રૂપચંદ હિંદમલ વિ. રખ્મ બાઈ ૮ મુ. હા. રી. પ્ર. ૧૧૪.

૧૩. બે વિધવા હોયતો મોટી વિધવા નાની વિધવાની પરવાનગી વગર પણ દત્ત લઈ શકેછે. પણ નાની વિધવા દત્ત લેતી હોયતો મોટી વિધવાની રજા લેવી જોઇએ. મોટી વિધવા વેશ્યા હોયતો તેની રજાની જરૂર નથી—રખ્માબાઈ વિ. રાધાબાઈ ૫ મુ. હા. રી. પ્ર. ૧૮૧.

૧૪. મોટી વિધવા ના પાડે ત્યારે પણ નાની વિધવા દત્ત લઈ શકેછે—નિત્યોમની દેવી વિ. સરોદાપ્રસાદ મુકરજી લો. રી. ૩ ઈ. અ. પ્ર. ૨૫૩.

૧૫. ધણીની હયાતીમાં પણ તેની પરવાનગી લઈ વિધવા દત્ત લઈ શકેછે—નારાયણ બાબાજી વિ. નાના મનોહર ૭ મુ. હા. રી. પ્ર. ૧૫૩ રંગાબાઈ વિ. ભાગીરથીબાઈ ઈ. લા. રી. ૨ મુંબઈ પ્ર. ૩૮૦.

૧૬. ધણીની હયાતીમાં તો ધણીની પરવાનગી વગર સ્ત્રી દત્ત લઈ શકતીજ નથી—થાકુબાઈ ભાંડે વિ. રમાબાઈ ભાંડે ૨ બારોડેલ રીપોર્ટ પ્ર. ૪૯૨.

૧૭. હયાતીમાં કે હયાતી પછી દત્ત લેવા જે પરવાનગી આપી હોય તે મોઢેથી આપી હોય, લખી આપી ન હોયતો હરકત નથી—સુંદરકુમારી દેવી વિ. ગદાધરપ્રસાદ ત્રવાડી ૪ વી. રી. પ્ર. ૧૧૬. પ્રતીમાસુંદરી વિ. આનંદકુમાર ૬ વી. રી. પ્ર. ૧૩૩.

૧૮. દત્ત લેવાની પરવાનગી લખી આપેલ હોયતો દત્ત લેવાનો ઇરાદો સાબીત કરવા એ લખેલી પરવાનગી ઉપયોગી છે—બ્રોજો કીસોરદાસ વિ. શ્રીનાથ બોસ ૮ વી. રી. પ્ર. ૨૪૧.

૧૯. વિધવાના ધણીએ જે વસીયતનામું કર્યું હોય તેમાં તેની વિધવા સ્ત્રીને દત્ત લેવા પરવાનગી હોય તો તે આધારે વિધવા દત્ત લઇ શકેછે—સરોદા વિ. તીનકોરી ૧ હાઇડ પ્ર. ૨૨૩. લાલદત વિ. સુદામણી દાસી ૫ બે. લા. રી. પ્ર. ૩૬૨.

૨૦. વસીયતનામામાં વિધવાને દત્ત લેવા પરવાનગી ધણીએ આપી હોય પણ પાછળથી પુત્ર પ્રાપ્તી થવાથી એ પરવાનગીનો ઉપયોગ ન થઇ શકે. એ પુત્ર પરણી ગુજરી જાય તો પછી એ પરવાનગીનો ઉપયોગ વિધવા કરી શકતી નથી કેમકે પછીતો દીકરાની વિધવા વારસ થઇ ગણાય અને દત્ત લેવો હોય તો પણ તે લઇ શકે પદમાકુમારી દેવી વિ. કોરટ ઓફ વાર્ડ ઇ. લા. રી. ૮ કલકતા. પ્ર. ૩૦૨. પદમકીસોર આચારજી. વિ. જગતકીસોર આચારજી ઇ. લા. રી ૮ કલકતા પ્ર. ૩૦૨.

૨૧. તેમજ પોતાના ધણીનો પુરૂષ વંસજ જીવતો હોય ત્યાં સુધી વિધવા તેના ધણીએ આપેલ પરવાનગી પ્રમાણે દત્ત લે નહી પણ એ પુરૂષ વંશજ ગુજરી ગયા પછી તે પુરૂષની સ્ત્રીને વારસો મળતાં અટકાવવાના હેતુથી એ દત્ત લેવાની પરવાનગીનો ઉપયોગ કરી શકાતો નથી—ગોવીંદ સુંદરીદેવી વિ.જગતંબા દેવી ૩ વી.રી. પ્ર. ૬૬.

૨૨. વિધવાને તેના ધણીએ ખુલી રીતે અથવા ગરભીત રીતે દત્ત લેવા મનાઇ કરી હોયતો તે દત્ત લઇ શકતી નથી—બાયાબાઇ વિ. બાલારામ કાંત ૭ મુ. હા. રી. એપેનદીક્ષ પ્ર. ૧ . મદુરાના કલેકટર વિ. મુતુરામ લીંગા સાધુપતી ૧ બે. લા. રી. પ્ર. ૧.

૨૩. દત્ત લેવાને મનેહ કરી ન હોય તો દત્ત લેવા પરવાનગી છે એવું અનુમાન કરવા હિંદુ ધર્મશાસ્ત્ર કહેછે તે દત્ત લેનારના સંબંધમાં નહી પણ દત્ત આપનારના સંબંધમાં કરવું જોઇએ—તારીની ચરણ ચૌધરી વિ. સરોદાસુંદરી દાસી ૩ બે. લા. રી. પ્ર. ૧૪૫.

૨૪. પાછળથી ઠર્યું છે કે દત લેનારના સબંધમાં પણ એવી પરવાનગી વિષે અનુમાન કરવા હરકત નથી—રાજા ચંદરનાથરાય વિ. કુવર ગોવીંદનાથરાય. ૧૮ વી. રી. પ્ર. ૨૨૯ મુરસીદાબાદના કલેકટર વિ. રાણી સાએસરી દેવી. ૧૮ વી. રી. પ્ર. ૨૨૯.

૨૫. વિધવાને તેના ધણીએ દત્ત લેવા પરવાનગી આપી ન હોય તો તેના ધણીના બે સગામાંથી ગમે તેની પરવાનગી લઇને પણ વિધવા દત્ત લઇ શકેછે—બધા સગાંની રજાની જરૂર છે એમ કાંઇ નથી. ગોપાળપટ વરધન વિ. નારોપટ વરધન ૭ મુ. હા. રી. એપેન-

દીક્ષ. ૨૪. શ્રી રઘુનંદા વિ. શ્રી. બ્રોજોકીસોર. ઈ. લા. રી. ૧ મદ્રાસ પ્ર. ૬૯ આનંદાઇ વગેરે વિ. રામપરવત વરધાની વગેરે ૨ મ. હા, રી. પ્ર. ૨૦૬.

૨૬. કુટુંબ અવિભક્ત હોય તો નજીકનાં સગાંને પડતાં મુકી દુરના સગાંની પરવાનગી લઇ વિધવા દત્ત લઇ શકતી નથી—શ્રી વિરાદા પ્રાતાપા વિ. શ્રી બ્રોજો કીસોરા. ઈ. લા. રી. ૧ મદ્રાસ પ્ર. ૬૯.

૨૭. મુંબઇ હાઇ કોરટેતો ઠરાવ્યું છે કે કુટુંબ વિભકત ન હોય અને ધણીની અમુક મિલકત છે એમ નકી ઠર્યું ન હોય તો તેના ધણીની અથવા તેના સગાની પરવાનગી વગર વિધવા દત્ત લઇ શકે નહી—દીનકર સીતારામ પ્રભુ વગેરે વિ. ગણેસ સીતરામ પ્રભુ ઇ. લા. રી. ૬ મુંબઇ પ્ર. ૫૦૫.

૨૮. મુંબઇ હાઇકોરટે હાલજ ઠરાવ્યુંછે કે વિધવા દેર જેઠથી જુદી થઇ હોય તો સગાની પરવાનગી વગર દત્ત લઈ સકેછે—ગીરીઓવા વિ. ભીમજી રઘનાથ. ઇ. લા. રી. ૯ મુંબઇ પ્ર. ૫૮.

૨૯. જ્યાં સગાંની પરવાનગીની જરૂર લખીછે ત્યાં સગાં જાણી જોઇ પરવાનગી આપે નહીતો એવી પરવાનગી વગર વિધવા દત્ત લઇશકે છે—રખમાબાઇ વિ. રાધાબાઇ ૫. મુ. હા. રી. પ્ર. ૧૮૧.

૩૦. બંગાળાંમાં તો ધણી દત્ત લેવા વિધવાને પરવાનગી આપી ગયો ન હોય તો સગાની પરવાનગીથી વિધવા દત્ત લઇ શકતી નથી એવું ઠર્યું છે—રાજા સમસરેમલ. વિ. રાણી દીલરાજ કુવર ૨ કલકતા. સદર દિવાની અદાલત રીપાર્ટ પ્ર. ૧૬૯ સામતસીંગ કુવરી વિ. જુગનસીંગ ૮ વી. રી. પ્ર. ૧૫૮.

૩૧. અલાહબાદ તરફ પણ ધણી દત્ત લેવા પરવાનગી આપી ગયો ન હોય તો વિધવાથી દત્ત લેવાતો નથી—રાય હેમાનચલસીંગ વિ. કુવરે ઘનસ્યામસીંગ ૫ વી. રી. પ્ર. ૬૯ ઠાકોર ઉમરાવસીંગ વિ. ઠાકોર માહામળસીંગ ૨ આગ્રા હા. રી. પ્ર. ૧૦૩.

૩૨. વિધવા તેની હયાતીમાંજ દત્ત લઈ શકે પોતાના મરણ પછી કોઈને દત્ત લેવા પરવાનગી આપી જઈ સકતી નથી— ભગવાનદાસ તેજમાલ વિ. રાજમલ લછમનદાસ. ૧૦ મુ. હા. રી. પ્ર. ૨૪૧.

૩૩. કતીમા વર્ગના દત્ત માટે વિધવાને કોઈની પરવાનગીની જરૂર નથી પણ એવા દત્ત વિધવાએ પોતાની ખાસ મિલકત માટેજ લેવા જોઈએ—રાજેંદર નારાયણરાય વિ. વીજીયા ગોવીંદસીંગ ૨ ઇ. અ. પ્ર. ૧૮૧.

૩૪. વિધવાને તેના ધણીએ દત્ત લેવા સતા આપી છે એવું કહેવામાં આવતું હોય તો તે સતા આપવાની વાત ખરેખરી રીતે સાબીત કરી આપવી જોઇએ— ચોધરી પદમસીંગ વિ. કુંવર ઉધોયસીંગ ૨ બે. લા. રી. પ્ર. ૧૦૧.

૩૫. એક દતપુત્ર જીવતો હોય તો બીજો દત લઇ શકાય નહીં— રંગામા વિ. એતયામા ૭ વી. રી. પ. ૫૭ ગોપીલાલ વિ. શ્રી ચંદ્રોજી વહુજી ૧૧ બે. લા. રી. પ્ર. ૩૯૧ નરસીંગ વિ. ખુશાલ ૧ બારોડેલ રીપોર્ટ પ્ર. ૮૮ ડાહી વિ. મોતી ૧ બારોડેલ પ્ર. ૭૫.

૩૬. તેમ એકથી વધુ છોકરાને દત્ત લઇશકાય નહીં—ગનેન દ્રોચંદર લાહીરી વિ. કાલાપાહારજી ૪. લા. રી. ૯ કલકતા પ્ર.૫૦.

૩૭. કુદરતી છોકરો ગુજરી જાય તો દત લેવા વિધવાને તેના ધણીએ પરવાનગી આપી હોય તો તે બનાવ બને ત્યારે દત લઈ શકાય છે—ભુખનમાઈ વિ. રામકીસોર ૩ વી. રી. પ્ર. ૧૫ વિલાનકી વિ. વ્યંકટારામા ૪. લા. રી. ૧ મદ્રાસ પ્ર. ૧૭૪.

૩૮. અમુક જણનેજ દત લેવા એવા વિધવાના ધણીએ વિધવાને અધીકાર આપ્યો હોય તેમા ઠરાવ્યું ન હોય તો વિધવા ગમે તેને દત લઇ શકે છે શ્રીમતી દીનોમાઇ દાસી વિ. દુરગાપ્રસાદ મીતર ૩ વી. રી. પ્ર. ૬.

૩૯. આગળ એક કેસમાં ઠરાવ્યું છે કે દત્તપુત્ર તેની ફરજ બરોબર બજાવે નહીં તો બીજો દત લેવાય. વીરભદ્ર વિ. બાઈ રાણી ૨ મોરીસ રીપોર્ટ પ્ર. ૩.

૪૦. પહેલા દત અથવા કુદરતી છોકરાની હયાતીમાં બીજો

બીજો દત્ત આગળનો દત્તપુત્ર અથવા કુદરતી છોકરો ગુજરી જવાથી કાયદાસર લીધેલો દત્ત કરી શકતો નથી. બાસુ વિ. બાસુ મદ્રાસ સદર દીવાની અદાલતના ફેંસલા સને ૧૮૫૬ પ્ર. ૨૦.

૪૧. પુરૂષ પોતાની મેળે દત્ત લઈ શકેછે સ્ત્રીની મંજુરીની જરૂર નથી—રંગામા વિ. એતરામા ૭ વી. રી. પ્ર. ૫૭.

૪૨. અમુક જણને દત્ત લેવા એવો વિચાર કોઈ સખસ કરે પણ તે પ્રમાણે દત્ત લીધા અવલ તે ગુજરી જાય પણ તેથી તેણે દત્ત લેવા વિચાર કરવાથી તેને દત્ત તે લઈ ચુક્યો એમ થતું નથી—હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે દત્ત આપવા લેવાની ક્રીયા થવી જોઇએ—કેનચાવા વિ. નીનગુપા ૧૦ મુ. હા. રી. પ્ર. ૨૬૫.

૪૩. વિધવાને તેના ધણીએ દત્ત લેવા પરવાનગી આપી હોય તો તે પરવાનગી પ્રમાણે દત્ત લેવા તેને ફરજ પાડી શકાય નહીં—બમનદાસ મુકરજી વિ. મસામત તારીની ૭ મુ. ઈ. અ. પ્ર. ૧૬૯ ઉમાસુંદરી દેવી વિ. સરોબતી દેવી ઈ. લા. રી. ૭ કલકતા પ્ર. ૨૮૮. મસામત પેરીદાઈ વિ. મસામત હરબંસીકુંવર ૧૯ વી. રી. પ્ર. ૧૨૭.

૪૪. વિધવાને આપેલી પરવાનગી પ્રમાણે તે દત્ત લે નહીંતો તેના ધણીના વારસ તરીકે વિધવાના જે હક હોય તે જતા નથી—દીનોમાઈ ચોધરાની વિ. એ. ડી. સી. રેહેલીંગ ૨ વી. રી. પ્ર. ૨૫ પ્રાસાનામાઈ દાસી વિ. કદબીનીદાસી ૩ બે. લા. રી. પ્ર. ૮૫.

૪૫. અમુક છોકરાને દત્ત લેવા એવો અધીકાર વિધવાને તેના ધણીએ આપ્યો હોય તે દત્ત ગુજરી જાય તો તે વિધવાથી બીજો દત્ત લઈ શકાતો નથી—ચોધરી પદમ વિ. કુંવર ઉપો ૧૨ મુ. ઈ. અ. પ્ર. ૨૫૬.

૪૬. નાયકાઓને ધણી હોતા નથી જેથી તેઓ દત્ત લઈ શકતી નથી—મથુરાં નાયકાણી વિ. ઈસુ નાયકાણી ઈ. લા. રી. ૪ મુંબઈ પ્ર. ૪૫. હેનકુંવર વિ. હંસકુંવર ૨ મદ્રાસ સદર દીવાની અદાલત રીપોર્ટ પ્ર. ૧૩૩.

૪૭. ગર્ભવંતી સ્ત્રી હોય તેને છોકરો ન આવે તો દત્ત લેવા

એવી રજા ધણીએ આપી હોય. સ્ત્રીને છોકરો નહીં પણ છોકરી આવે તોપણ તે દત્ત લઇ શકતી નથી એવું આગળ ઠર્યુંછે—મેહીદ્રોનાથ વિ. રૂકીણી ૧ કોરીંગટન રીપોર્ટ પ્ર. ૪૨.

૪૮. મુંબઈ હાઇકોરટે ઠરાવ્યુંછે કે ધણીએ જે છોકરાને દત્ત લેવા રજા આપી હોય તે છોકરો જીવતો હોય ત્યાંસુધી વિધવા બીજો દત્ત લઈ શકતી નથી—રામચંદ્ર વિ. બાપુખંડુ મુંબઈ હાઇકોરટના જુદા છાપેલા ફૈસલાની ફાઇલ સને ૧૮૭૭ પ્ર. ૪૨.

૪૯. નાયકાઓને ધણી નહીં હોવાથી તેઓ દત્ત લઇ શકતી નથી એવું ઉપર બતાવ્યુંછે પણ એક વખત મદ્રાસ હાઇકોરટે ઠરાવ્યુંછે કે નાયકાઓ તેમનો ધંધો ચલાવવા છોકરીને દત્ત લઇ શકેછે એવી બાબતમાં કાંઈ દત્ત કીયાની જરૂર નથી—વેનકાટામીલમ વિ. વેનકાટાઆમી મદ્રાસ સદર દીવાની અદાલતના ફૈસલા સને ૧૮૫૬ પ્ર. ૬૫.

૫૦. બે છોકરાને એકી વખતે દત્ત લેવા હિંદુધર્મશાસ્ત્રથી મનાઈ છે જો લીધો હોયતો એક પણ કાયદાસર ઠરતો નથી અને તેને કાંઈ હક મળતા નથી સીવેસરી દાસી વિ. ડુરગાર રણછોડ ઈ. જુ. નવી આવ્રતી પ્ર ૨૨.

૫૧. જીવતે દીકરે દત્ત લેવા ધણી પરવાનગી આપી ગયો હોય તોપણ વિધવાથી દત્ત લઇ શકાય નહીં—જેયચંદ્ર વિ. ભૈરવ મદ્રાસ સદર દિવાની અદાલતના ફૈસલા સને ૧૮૪૯ પ્ર. ૪૬૧.

૫૨. પહેલો દત્ત ગુજરી જાય તો બીજો દત્ત લેવા કાંઈ હરકત નથી એવું પણ ઠર્યુંછે—હુરાધમ મુકરજી વિ. મથુરાંનાથ મુકરજી ૭ વી. રી. પ્ર. ૭૧.

૫૩. પહેલો દત્ત ઘણાં વર્ષ જીવી ગુજરી ગયો હોય તોપણ બીજો દત્ત લેવા હરકત નથી એવું ઠર્યુંછે—રામસુંદરસીંગ વિ. સુરબનીદાસી ૨૨ વી. રી પ્ર. ૧૨૬.

૫૪. જે સખસ દત્ત લે તેને તેના ભાઇઓ જીવતા હોય તેથી દત્ત લેવા હરકત નથી—શ્રીરઘુનંદ વિ. શ્રીબ્રોજોકીસોર ઇ. લા. રી. ૧ મદ્રાસ પ્ર ૬૯.

૫૫. બાપ દીકરો ભાગ પાડી જુદા થયા ન હોય તોપણ દીકરો પોતા માટે દત્ત લઇ શકે છે અથવા તેવી પરવાનગી તેની પાછળ તેની વિધવાને આપી જઈ શકે છે અને તે પરવાનગી પ્રમાણે વિધ· વા દત્ત લઇ શકે છે—ગોવીંદસુંદરી દેવી વિ. તંબાદેવી ૧૫ વી. રી. પ્ર. ૫.

૫૬. બે વિધવા હોયતો બેઉને જુદા જુદા દત્ત લેવા પરવાનગી અપાય નહીં અને તેથી તે બેઉ વિધવા જુદા જુદા દત્ત લઈ શકે નહી—ગોસ્વામી શ્રીચંદ્રાવલી વહુજી વિ. ગીરધારીજી ૩ આગ્રા હા. રી. પ્ર. ૨૨૬.

૫૭. વિધવા માને તેના મરનાર દીકરાનો વારસો મળ્યા પછી તેના ધણીં માટે અથવા તેના એ મરનાર દીકરા માટે દત્ત લઈ શકે છે. એકાંતમણીરાય વિ. ક્રીસ્તો સુંદરરાય ૭ વી. રી. પ્ર. ૩૯૨.

૫૮. પણ મરનાર દીકરો વહુ મુકી ગયો હોયતો દત્ત લેવા તે વહુનો અધીકાર છે. મરનારની માનો અધીકાર નથી. કેસવરામ કરૂત વિ. ગોવીંદ ગણેસ ઈ. લા. રી. ૯ મુંબઈ પ્ર. ૯૪.

૫૯. વસીયતનામામાં વિધવાને દત્ત લેવા ધણીએ રજા આપી હોય તે પ્રમાણે વિધવા દત્ત લે નહીં તો જેને દત્ત લેવા ધણીએ વસીયતનામામાં લખ્યું હોય તે સખસને દત્ત લેતાં સુધી મિલકતમાં કાંઈ હક મળતો નથી. વસીયતનામામાં તેને દત્ત લઇ અમુક મિલ- કત આપવી એવું ઠરાવ્યું હોય તો મિલકત માટે પણ તેની કાંઈ ફરીયાદ ચાલી શકે નહીં. બભાઈ ચરણઘોસ વિ. દાસમણીદાશી ૬ બે. લા. રી. પ્ર. ૬૨૩.

૬૦. પોતાની સ્ત્રી ગર્ભવંતી હોય ત્યારે કોઈ સખ્સ દત્ત લે તેમાં હરકત નથી. નાગાબુ સાનામ વિ. શીસામા ઈ. લા. રી. ૩ મદ્રાસ પ્ર. ૧૮૦.

૬૧. દત્ત લે નહીંતો પોતાની મિલકતના બીજા વારસ થશે એવું ધારી બીજા વારસ ન થાય તે માટેજ દત્ત લેવા વિધવાને કાંઈ હરકત નથી રામભટ વિ. લક્ષમણ ઈ. લા. રી. ૫ મુંબઈ પ્ર. ૬૩૦.

૬૨. પણ મુંબઈ હાઇકોરટે ઠરાવ્યુંછે કે વિધવા કાંઈ પણ

યોગ્ય કારણ વગર સ્વછંદપણે દત્ત લઈ તેના ધણીનું કાંઈ સારતક કરે નહીં અને ખરાબ માણસને ઘરમાં દાખલ કરેતો તેના સગા વચે. પડી શકેછે. રામજી વિ. ધાર્મુ ઇ. લા. રી. ૬ મુંબઈ પ્ર. ૪૯૮.

૬૩. એક દત્ત ગુજરી જાયતો બીજો દત્ત ન લેવો એવું વિધવાના ધણીએ ઠરાવ્યું ન હોયતો નજીકના સગાની રજા લઈ વિધવા બીજો દત્ત લઈ શકે છે. પારાસારાભતાર વિ. રંગારાજાભતાર ઈ. લા. રી. ૨ મદ્રાસ પ્ર. ૨૦૨.

૬૪. કોઈ સ્ત્રી વિધવા થયા પછી વેશ્યાનો ધંધો કરતી હોય અને તે ધંધાથી છોકરૂં રહ્યું હોયતો પછી તે દત્ત લઈ શકતી નથી કેમકે તે વ્યભીચારીણી થવાથી આગળના ધણીના હકથી દુર થાય છે. શામલાલ દત્ત વિ.સુદામનીદાસી ૫ બેં.લા.રી. પ્ર. ૩૬૨ કેરીકોલીતાના વિ. મોનીરામ કોલીતા ૧૯ વી. રી. પ્ર. ૩૬૭ શુકુ વિ. રૂમા ૨ બારોડેલ પ્ર. ૪૮૮.

૬૫. ધણીએ આપેલી પરવાનગી પ્રમાણે વિધવાએ ક્યારે દત્ત લેવો તેનો કાંઈ નિયમ નથી એક સુદ્ર વર્ગની વિધવા સ્ત્રીએ ૫૦ વર્ષ પછી દત્ત લીધેલો તે મંજુર રાખવામાં આવ્યોછે. રાજેવ્યંકટરાવ વિ. જસવંતરાવ ૪ મુ. હા. રી. પ્ર. ૧૯૧ મસામત આનંદમોઈ વિ. સીલચંદરરાય ૨ વી. રી. પ્ર. ૧૯.

૬૬. પણ ધણીએ જે પરવાનગી આપી હોય તે લખીને આપી હોય તેને ઘણાં વર્ષ જવાદેવામાં આવે તોતે પરવાનગીના ખરાપણા વિરૂધ અનુમાન થઈ શકે ચંદરમણીદેવી વિ. મનમોહનદેવી ૮ મુ. ઈ. અ. પ્ર. ૪૭૭.

દત્તક (કોણ આપી શકે.)

૧. સુદ્ર વર્ગના લોકમાં સ્ત્રી તેના ધણીની પરવાનગી વગર તેના પરણેલ છોકરાને દત્ત આપી શકે છે. માલસાબાઈ વિ. વીઠોબા ગલવી ૭ મુ. હા. રી. એપેનદીક્ષ પ્ર. ૨૬ નાથાજી કીશ્નાજી વિ. હરી જગાજી ૮ મુ. હા. રી. પ્ર. ૬૭.

૨. ઊંચ વર્ગમાં સ્ત્રી તેના ધણીની રજા વગર અથવા ધણીએ જે સરત કરી દત્ત આપવા પરવાનગી આપી હોય તે સરત પુરી

થયા વગર પોતાની મુખ્ત્યારીથી પોતાના દીકરાને દત્ત આપી શકતી નથી. રંગાબાઇ વિ.ભાગીરથી બાઇ ઇ.લા. રી. ૨ મુંબઇ પ્ર.૩૭૭.

૩. છોકરાનો બાપ જીવતો હોય ત્યારે પોતાના દીકરાને દત્ત તરીકે આપવો નહીં એવી મનાઇ કરી ગયો હોય તો તેની વિધવા તેને દત્ત તરીકે આપી શકતી નથી. સોમસેખ્ખા રાજા વિ. સુભદ્રા માજી. ઇ. લા. રી. ૬ મુંબઇ. પ્ર. ૫૨૪.

૪. જેને દત્ત આપવો હોય તેને દત્ત તરીકે જવા મરજી ન હોય તો તેની મરજી વિરૂધ તેને દત્ત તરીકે આપી શકાય નહીં.લછમનલાલ વિ. મોહનલાલ ૧૬ વી. રી. પ્ર. ૧૭૯.

૫. અમુક નાણું લઇ પોતાના દીકરાને દત્ત તરીકે આપવા મનાઇ છે. ઇશનકીસોર આચારજી ચૌધરી વિ. હરીસચંદર ચૌધરી ૧૩ બે. લા. રી. પ્ર. ૪૨.

૬. દત્ત આપવાનું કામ જેને દત્ત આપવો હોય તેના બાપથી થવું જોઇએ તે હયાત ન હોય તો તેની માથી થવું જોઇએ. મા હયાત હોય તેમ છતાં તેના દાદાએ દત્ત લેવા રજા આપી હોય તો તે દત્ત કાયદા પ્રમાણે લીધેલો કહેવાય નહીં. સુરતના કલેકટર વિ. ધીરેસીંગજી વાયબાજી ૧૦ મુ. હા. રી. પ્ર. ૨૩૫.

૭. દત્ત આપવાનું કામ છોકરાના માબાપથી થવું જોઇએ તેમની એ સત્તા તેઓ કોઇને આપી દઇ શકતાં નથી. બેમાંના એકથી થાય રાસીટી આપા બાસલીંગાપા વિ. શીવલીંગાપા બાલાપા ૧૦ મુ. હા. રી. પ્ર. ૨૬૮.

૮. છોકરાની માની મંજુરી ન હોય તો બાપ એકલો દત્ત આપી શકે છે. ચેતકોરૂપનાથ વિ. જાનકી ૧૧. મુ. હા. રી. પ્ર. ૧૬૯.

૯. દત આપનારા મા બાપે જેને દત્ત આપે તેની પાસેથી કાંઇ ગેરવ્યાજબી લાભ લેવો નહીં જોઇએ, દેરૂનાબાધી ગરૂસા વગેરે વિ. ગોપાળ રતના વગેરે. લો. રી. ૭ ઇ. અ. પ્ર. ૧૭૩.

૧૦. એક સખ્સને દત્ત લીધે ૩૩ વર્ષ થઇ ગયાં હતાં જેથી તેના લાગતાવળગતો સગાએ તેને દત્ત તરીકે આપ્યો હતો એવું અનુમાન થયુંછે. આણંદરાવ સીવાજી વિ. ગણેસ બોકીલ ૭ મુ. હા.

રી. પ્ર. ૩૩ રાજેંદ્રોનાથ વિ. જોગેંદ્રોનાથ ૧૫ વી. રી. પ્ર. ૪૧.

૧૧. જે છોકરાને દત્ત આપવો હોય તે સખ્સની મા દત્ત આપે-તો ખરી પણ ક્રીયા વખતે માંદગીના સબબથી હાજર ન થઈ શકે તેથી તેના તરફથી તેના કોઈ સગાને મોકલેતો દત્ત આપવાનું કામ સંપુર્ણ થયું ગણાયુંછે વીજીયા રંગરામ વિ. લક્ષમણ ૮ મુ. હા. રી. પ્ર. ૨૬૪.

૧૨. કોઈ પુખ્ત ઉમરનો સખ્સ પોતે અમુક સખ્સનો દત્તપુત્ર થવા ખુસીછે એમ કહેવાથી તેને દત્ત લઈશકાય નહીં દત્ત આપવા-ની ક્રીયા થવી જોઈએ રાસોટી આપાખાસ લીંગાપા વિ. સીવલીં-ગાપા બાલાપા ૧૦ મુ. હા. રી. પ્ર. ૨૬૮.

૧૩. કોઈ સખ્સ પતના માહા રોગથી પીડીત હોય તોપણ પોતાના દીકરાને દત્ત તરીકે આપી શકેછે. આનંદમોહન મજમુદાર વિ. ગોવીંદચંદર મજમુદાર ૧ વી. રી. પ્ર. ૧૭૩.

૧૪. કોઈ સખ્સ પોતાના ભાઈને દત્ત તરીકે આપી શકે નહીં મસામત તારામની વિ. દેવનારાયણ ૩ સદર દીવાની અદાલત રી-પોર્ટ કલકતા પ્ર. ૫૧૬.

૧૫. છોકરાનો બાપ ગુજરી ગયો હોય અથવા ક્યાંઈ માહાપ્ર-દેસ ભાગી ગયો હોય અથવા સંસાર છોડીત્યાગી થયો હોય અથવા ગાંડો થઈ ગયો હોય તો તે છોકરાની મા દત્ત તરીકે પોતાના છોકરાને દત્ત આપી શકેછે. અરનેમેલમ વિ. ઇયામ્વામી ૧ મદ્રાસ સદર દિવાની અદાલત રીપોર્ટ પ્ર. ૧૫૪ હરોસુંદરી વિ. ચ્યંદરમોની સીલેટ-ગ્રી રીપોર્ટ પ્ર. ૯૩૮.

૧૬. એકના એક છોકરાને દત્ત આપવા સર્વ વર્ગના લોકને મ-નેહછે કેમકે જો એમ એકના એક છોકરાને દત્ત આપી દે તો તે પુત્ર વગરનો થઈ પડે અને તેથી તેની પાછળ પુત્ર જે તેની મુક્તી વગેરે માટે ધર્મકાર્ય કરવાનાં છે તે તેનાથી થાયનહીં. ગોપાળ વિ. હનમંત ઇ. લા. રી. ૩ મુંબઈ પ્ર. ૩૭૩ નીલમાધવદાસ વિ. વલભદાસ ૩ બેં. લા. રી. ૨૫.

### દત્તક ( કોને લઈ શકાય છે. )

૧. વેસ્ય લોકોમાં બેહેનના દીકરા ( ભાણેજ ) ને દત્ત લેવા

હરેકત નથી: ગણપતરાવ વીરેશ્વર વિ. વીઠોબા કાનદાપા ૪ મુ. હા. રી. પ્ર. ૧૩૦.

૨. સુદ્રમાં પણ બેહેનનો દીકરો જે મોટી ઉમરનો થયો હોય તેને દત્ત લેવા હરકત નથી. લક્ષ્માપા વિ. રામાવા ૧૨ મુ. ઈ. અ. પ્ર. ૩૬૪ રામલીંગાંપીલાઈ વિ. સદાસીવ પીલાઇ ૧ વી.રી. પ્ર.૨૫.

૩. કોઈ પણ માબાપ વગરના છોકરાને દત્ત લઇ શકાય નહીં. બળવંતરાવ ભાસ્કર વિ. બાયાબાઇ ૬ મુ હા. રી. પ્ર. ૮૩ સુબાનુ રામાલ વિ. અમાકુતીયામાલ ૨ મ. હા. રી. પ્ર. ૧૨૯ બાસેટીઆપા વિ. સીવલીંગાપા ૧૦ મુ. હા. રી. પ્ર. ૨૬૮.

૪. જેને દત્ત લેવો હોય તે એક બે છોકરાનો બાપ હોય તોપણ તેને દત્ત લઇ શકાય છે ગોપાળપટવરધન વિ. નારોપટવરધન ૭ મુ. હા. રી. એપેનદીક્ષ પ્ર. ૨૪ બીજાબુબણજી વિ. ગોકુલસાહુજી ૧ બારોડેસ રીપોર્ટ પ્ર. ૨૧૭.

૫. પણ એવડી મોટી ઉમરના સખસને દત્ત લેતી વખતે તેને દત્ત તરીકે આપવા માટે તેની મા અથવા બાપ જીવતો હોવો જોઇએ તે જીવતાં ન હોય તો તે પોતાની મેળે દત્ત લેવાઇ શકાતો નથી. બળવંતરાવ ભાસ્કર વિ. બાવાબાઈ ૬ મુ. હા. રી. પ્ર. ૮૩.

૬. એક વખત આગ્રા હાઈકોરટે ઠરાવ્યુંછે કે છોકરો છ વર્ષનો હોય ત્યારેજ દત્ત લેવા લાયકછે. ઠાકોર ઉમરાઓ વિ. ઠાકોરરાની ૨ આગ્રા હા. રી. પ્ર. ૧૦૩.

૭. મદ્રાસ હાઇકોરટે એક વખત ઠરાવ્યુંછે કે ઉપવીત (જનોઇ) દીધા પછી કોઈ સખસને દત્ત લઇ શકાય નહીં. વેનકાટા ટીસાયા વિ. વેનકાટા ચારલુ વગેરે ૩ મ. હા. રી. પ્ર. ૨૮.

૮. જૈન લોકોમાં બેનના દીકરાને દત્ત લેવા સાતી રીવાજ છે. હશનઅલી વિ. નાગાપલ ઈ. લા. રી ૧ અલહાબાદ પ્ર. ૨૮૮.

૯. કોઈ સખસને માત્ર એકનો એક દીકરો હોય, તો તે એકનાએક છોકરાને દત્ત લઇ શકાય નહીં. રાજાઉપેંદ્રો રાયલાલ વિ. રાણી પ્રાસાનામાઈ ૧ બેં. લા. રી. પ્ર. ૨૨૧. રામચંદ્ર વિ. વીઠોબા મુંબાઈ હાઇકોરટના જુદો છપાએલ ફેંસલો ૧ સને ૧૮૭૯.

૧૦. મુંબઇ હાઇકોરટે પણ ઠરાવ્યું છે કે એકના એકજ છોકરાને દત્ત લેવા ખાસ રીવાજ છે એવું બતાવી દેવામાં ન આવે તો એકના એક છોકરાને દત્ત લઇ શકાય નહીં. દાદા વિ. આપા. મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઇલ સને ૧૮૮૨ પ્ર.૨૬૪

૧૧. મુંબઇ હાઇકોરટે થોડા વખત ઉપરજ ઠરાવ્યું છે કે એકના એક છોકરાને દત્ત આપવા હરકત છે લેવા હરકત નથી. કાસીબાઇ વિ. તાતીયા. ઇ. લા. રી. ૭ મુંબઇ પ્ર. ૨૨૫.

૧૨. મદ્રાસ હાઇકોરટે ઠરાવ્યું છે કે સગા ભાઇનો એકનો એક દીકરો હોય તો દત્ત લઇ શકાય છે. ચીનાગોદાન વિ. કુમારા ૧ મ હા. રી. પ્ર. ૫૭.

૧૩. પણ આવા એકના એક છોકરાને દત્ત લીધા પછી તે દત્તને રદ કરાવતો નથી. હનુમાન ત્રવાડી વિ. ચીરાઇ ઇ. લા. રી. ૨ અલહાબાદ પ્ર. ૧૬૪.

૧૪. આગળ એવું ઠર્યુંછે કે જે છોકરાને દત્ત લેવો હોય તેના બાપ સાથે એવો કરાર થાયકે દત્ત લીધા પછી તે છોકરાના આગળના કુટુંબ સાથેનો સંબંધ જારી રહેતો તેવે પ્રસંગે એકનાએક છોકરાને દત્ત લઇ શકાયછે. સમસેરી વિ. દીલરાજ ૨ સદર દીવાની અદાલત રીપોર્ટ કલકતા પ્ર. ૨૧૬ જોયમણી વિ. સીવસુંદરી ફલટન રીપોર્ટ પ્ર. ૧૫.

૧૫. પોતાના ભાઇને છોકરો હોય તેને દત્ત ન લેતાં બીજાને દત્ત લે તેમાં કાંઇ હરકત નથી. ગોકુલાનંદદાસ વિ. કુમાદાસી ૧૫ બેં. લા. રી. પ્ર. ૪૦૫ શ્રીમતી ઉમાદેવી વિ. ગોકુલાનંદદાસ મહાપાતર ઇ. લા. રી. ૩ કલકતા પ્ર. ૫૮૭ બાલાજી વિ. ભાગીરથીબાઇ ૬ મુ. હા. રી. પ્ર. ૭૦.

૧૬. તેમ પાસેનો સગો હોય તેને પડતો મુકી દુરના સગાને દત્ત લે તેમાં હરકત નથી. મણીકચંદર વિ. ભગવતીદાસી ઇ. લા. રી. ૩ કલકતા પ્ર. ૪૪૩ રંગામા વિ. એરામા ૭ વી. રી. પ્ર. ૫૭.

૧૭. વહુના ભાઇના દીકરાને દત્ત લઇ શકાય છે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે જે છોકરાને દત્ત લેવો હોય તેની મા સાથે દત્ત લેનાર પરણી શકે એવું હોય તોજ દત્ત લેવાય એ વચનનો અર્થ લગન થયા અગ-

લેની સ્થીતીને લાગુ પડેછે. બીરામુલુ વિ. રામાયા ઇ. લા. રી. ૩ મદ્રાસ પ્ર. ૧૫ રત્નીબુધર વિ. રુપસંકર ૨ બારોડેલ રીપોર્ટ પ્ર. ૭૧૩ શ્રીનીવાસતીમાજી વિ. ચીતામણસીતાજી સ્પેશીયલ અપીલ નંબર ૫૮૭ સને ૧૮૬૬ મુંબઈ હાઈકોરટ જીવાનીબાઈ વિ. જીદુબાઈ ૨ મ. હા. રી. પ્ર. ૨૬૬.

૧૮. અલાહાબાદ હાઇકોરટે ઠરાવ્યુંછે કે કોઈ સ્ત્રી તેના ભાઇના દીકરાને દત્ત લઇ શકે નહીં. મસામત બગસકુંવર વિ. લછમનસીંગ ૭ અ. હા. રી. પ્ર. ૧૧૭.

૧૯. મુંબઇ હાઇકોરટે ઠરાવ્યું છે કે વહુની બેનના દીકરાને દત્ત લઇ શકાયછે. બાઈ ગંગા વિ. બાઇ સીવકુંવર સીલેકટ રીપોર્ટ પ્ર. ૭૩.

૨૦. સુદ્ર લોકોમાં માસીના દીકરાને દત્ત લઇશકાય છે. ચીનાગાયા વિ. પીડાના ગાયા. ઇ. લા. રી. ૧ મદ્રાસ પ્ર. ૬૨.

૨૧. જૈન લોકોમાં માસીના દીકરાને દત્ત લઇશકાય છે. સીમ્બોસીંગ રાય વિ. મસામતધાકુ ૬ અ. હા. રી. પ્ર. ૩૮૨.

૨૨. ભાઇના દીકરાના દીકરાને દત્ત લઇશકાય છે. હરણચંદર બેનરજી વિ. હૃદો મોહન ચકરવતી. ઇ. લા. રી. ૬ કલકતા પ્ર. ૪૧. મોરનમાઇ દેવી વિ. બીજોયકીસ્તો ગોસામો વી. રી. સ્પે. નંબર પ્ર. ૧૨૧.

૨૩. કોઇ વિધવા તેના ધણીના ભાઇને દત્ત લઇશકે નહીં. મસામત ઉદે કુંવર વિ. મસામત લાકુ ૬ બે. લા. રી. પ્ર. ૨૮૩.

૨૪. કલકતા હાઇકોરટે ઠરાવ્યું છે કે પાલક પુત્રને દત્ત લઇશકાય નહીં. કાલીચંદર ચોધરી વિ. સીવચંદર ૨ વી. રી પ્ર. ૨૮૧.

૨૫. કોઇ દત્ત લીધેલો સખસ તેના સગા ભાઇને દત્ત લઇશકે નહીં. નારા સામાલ વિ. બાલારામ ચારલુ ૧ મ. હા. રી. પ્ર ૨૪.

૨૬. દક્ષિણમાં નાનેરા ભાઇ દત્ત લઇ શકાયછે. હુધબતરાવ વિ. ગોવિંદરાવ ૨ બારોડેલ પ્ર. ૮૫.

૨૭. જે કુટુંબના છોકરામાંથી દત્ત લેવા હોય તે કુટુંબના છોકરામાંથી સર્વેથી મોટા છોકરાને દત્ત લેવામાં આવે તો હરકત નથી એવું ઠર્યું છે. જમનાંબાઇ વિ. રાયચંદ ઇ. લા. રી. ૭ મુંબઇ પ્ર. ૨૨૫. આપાજી દીનકર વિ. ગંગાધર વાસુદેવ ૨ વોરીસ પ્ર. ૪૨૦.

૨૮. ઓરમાન ભાઇ,કાકા કે માંમાને દત્ત લેવાય નહીં.રણજીત સીંગ વિ. ઉભાયા ૨ કલકતા સદર દીવાની અદાલત રીપોટ પ્ર. ૩૧૫ મુતુ સ્વામી વિ. લછમી દેવુંમાં મદ્રાસ શદર દિવાની અદાલતના ફેસલા સને ૧૮૫૬ પ્ર. ૬૯.

૨૯. મદ્રાસ ઇલાકાના કરનુલ અને બરેલી જીલામાં વસ્તારેડી જાતના લોકોમાં જમાઇને દીકરા તરીકે (દત માફક) રાખી શકાય છે. હોનું માનતામાં વિ. રામીરેડી ઇ. લા. રી. ૪ મદ્રાસ પ્ર.૨૭૨.

૩૦. પહેલા પીત્રાઇની દીકરીના દીકરાને દત્ત લઇશકાય છે. લક્ષમાપાયા વિ. રામાપા. મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેસલા ની ફાઇલિ સને ૧૮૭૩ પ્ર. ૫૯.

## દત્તક ( મંજુર રહેવા માટે કેટલી વાતની જરૂર છે. )

૧. કોઇ દત્તક મંજુર રહેવા માટે રાજ્ય કરતી સરકારની તે દત્ત લેવાની પરવાનગીની જરૂર નથી. રામચંદ્ર વાસુદેવ વિ. નાના જીહીમાજી ૭ મુ. હા. રી. પ્ર. ૨૬ નરહર ગોવીંદ કુલકરણી વિ. નારાયણ વીઠલ ઇ. લા. રી. ૧ મુંબઇ પ્ર. ૬૦૭ ભારકર બુચાજી વિ. નારો રઘનાથ સીલેકટ રીપોર્ટ પ્ર.૨૫ હુઇબતરાવ માનકર વિ. ગોવીંદરાવ માનકર ૨ બારોડેલ રીપોર્ટ પ્ર. ૭૫.

૨. દત્તક લીધા બાબત કાંઇ દસ્તાવેજની પણ જરૂર નથી એવું ઠર્યુંછે. સેત્રુગણ સતપતી વિ. સાબીત્રાદાઇ ૫ વી. રી. પ્ર. ૧૦૯ પીતમસુંદરી વિ. આનંદકુમાર ૬ વી. રી. પ્ર. ૧૩૩.

૩. દત્તક આપવા લેવાની ક્રિયા થયા વગર દત્તક આપવા લેવાના દસ્તાવેજ થયા હોય તો તેથી દત્ત લેવાઇ ચુક્યો એમ થતું નથી. શ્રીનારાયણ મીતર વિ.કીસનસુંદરીદાસી ૨ બેં.લા.રી.પ્ર.૨૭૯.

૪. દત્તપુત્ર તરીકે તેના કુદરતી બાપે આપ્યો અને લેનારે લીધો એ દત્ત મજકુરને કાયદાસર ગણવા માટે બહુ જરૂરની બાબત છે. માહાસોયા સોસીયાનાથ ઘોસ વિ. શ્રીમતીસુંદરીદાસી ઇ. લા. રી. ૬ કલકતા પ્ર. ૩૮૧ લક્ષમણ વિ. માલુ મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઇલ સને ૧૮૭૫ પ્ર. ૧૮૧.

૫. જેને દત્ત લેવામાં આવ્યો હોય તે સુદ્ર હોયતો તેને એક

રકત સંબંધનો બાધ આવતો નથી. નનકુસીંગ વિ. પરધનસીંગ ૧૨ વી. રી. પ્ર. ૩૫૯.

૬. દત્તક લેવાની ક્રિયા થવાની સુદ્રમાં પણ જરૂરછે એવું પ્રથમ ઠર્યું હતું. ભૈરવનાથસાઈ વિ. મહેસચંદર બાહાદુરી ૪ બે. લા. રી. પ્ર. ૧૬૨.

૭. પાછળથી એવી ક્રીયાની જરૂરછે કે નહીં તે વિષે શક રાખવામાં આવ્યો. શ્રીનારાયણ મીતર વિ. ક્રીસ્તસુંદરીદાસી ૧૯ વિ. રી. પ્ર. ૧૩૩.

૮. છેવટ ફુલબેંચથી ઠરાવવામાં આવ્યું કે સુદ્રોમાં દત્ત આપવા લેવાની ક્રિયા વગર બીજી કાંઈ ક્રિયાની જરૂર નથી. બીહારી લાલ મલીક વિ. ઇંદ્રોમણી ચોધરાની ૧૩ બેં. રી. પ્ર. ૪૧૧.

૯. કલકતા હાઇકોરટે ઠરાવ્યુછે કે કોઈ સુદ્ર પોતાના ભાઇના દીકરાને દત્ત લે તો ધર્મ ક્રિયા કરી દત્ત લેવાની જરૂર નથી. નીત્યાનંદ ઘોસ વિ. ક્રીસ્નદયાળ ઘોસ ૮ બેં. લા. રી. પ્ર. ૧.

૧૦. મદ્રાસ હાઇકોરટે પણ ઠરાવ્યુંછે કે બ્રાહ્મણોમાં પણ દત્તહોમ વગેરે ધર્મક્રિયા થવાની કાંઈ જરૂર નથી. સીંગામા વિ. વેન કાટાચારલુ ૪ મ. હા. રી. પ્ર. ૭૬૫.

૧૧. તેજ કોરટે ઠરાવ્યુંછે કે ક્ષત્રી લોકોમાં પણ એવી ધર્મક્રિયાની જરૂરે નથી. શ્રીશ્રીચંદ્રમાલા વિ. શ્રીમુખતામાલાપતા ઇ. લા. રી.૬ મદ્રાસ પ્ર. ૨૦.

૧૨. મુંબઈ હાઇકોરટે પણ એક કેશમાં આગળ ઠરાવ્યુંછે કે બ્રાહ્મણોમાં દત્તહોમ વગેરે ધર્મક્રિયાની જરૂર નથી. જગનનાથ વિ. રાધાબાઇ સ્પેશીયલ અપીલ નંબર ૧૬૫ સને ૧૮૬૫.

૧૩. કલકતા હાઇકોરટે એક કેશમાં આવા દત્તહોમ વગેરેની જરૂર બતાવી છે. લછમન વિ. મોહન ૧૬ વી. રી. પ્ર. ૧૭૯.

૧૪. મુંબઈ હાઇકોરટે ઠરાવ્યુંછે કે દીકરીના અથવા ભાઇના દીકરાને દત્ત લેતી વખતે દત્તહોમ વગેરે ધર્મક્રીયાની જરૂર નથી. હુબજતરાવ વિ. ગોવીંદરાવ ૨ બારોડેસ રીપોર્ટ પ્ર. ૭૫.

૧૫. દત્તક્રિયા થઈ નથી એવું બતાવી કોઇ સખસ તે દત્તને રદ કરાવવા માંગણી કરે પણ ઘણાં વર્ષથી એ દત્તને મંજુર રાખ-

વાનાં કૃત્ય થયાં હોયતો એ ક્રિયા થઈ નથી એવો ખુલ્લો પુરાવ પડ્યા વગર દત્તને રદ કરાવાય નહીં. સાબોબીવા વિ. નાહનતાનભાઇની ૨ બેં. લા. રી. એપેનડીક્ષ પ્ર. ૫૧.

દત્ત (લેવામાં આવે તેનું પરીણામ.)

૧. દત લેવામાં આવે એટલે પછી એ દત પુત્ર તેના કુદરતી બાપના કુટુંબમાં જનમ્યો ન હોય પણ દત્ત લેનાર સખ્સના કુટુંબમાં જનમ્યો હોય એવું પરીણામ થાયછે અને એવા હક ભોગવવા તે હકદાર થાયછે. નારો સામાલ વિ. બાલારામ ચારલુ ૧ મ. હા. રી. પ્ર. ૪૨૦ તારા મોહન ભટાચારજી વિ. કીપામાઇ દેવી ૯. વી. રી. પ્ર. ૪૨૩ માહારાજા જગરનાથ સેહાઈ વિ. મસામત મુકન કુંવર ૩ વી. રી. પ્ર. ૨૪. તીનકૌરી ચેતરજી વિ. દીનોનાથ બેનરજી ૩ વી. રી. પ્ર. ૪૯. સદાનંદ માહાપાતર વિ. બોનોમાલી વગેરે માર્સરીપોર્ટ પ્ર. ૩૧૭. સંભુચંદર ચૌધરી વિ. નારીણી દેવી ૫ વી. રી. પ્ર. ૧૦૦. રઘુવાનંદદાસ વિ. સાધુ ચરણદાસ. ઈ. લા. રી. ૪ કલકતા પ્ર. ૪૨૫ સુરેન્જોકાંતનંદી વિ. મોહેસચંદર દતમજમુદાર. ઈ. લા. રી. ૯ કલકતા પ્ર. ૭૦ મુકુંદલાલ રાય વિ. બૈકાંતનાથરાય. ઇ. લા. રી. ૬ કલકતા પ્ર. ૬૯૨. ઉમાશંકર મોઇત્રો વિ. કાળીકુમાર મજમુદાર. ઈ. લા. રી. ૬ કલકતા પ્ર. ૨૫૬ સામકુંવર વિ. ગયાદીન ઇ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૨૫૫. દીનોનાથ મુકરજી વિ. ગોપાળચરણ મુકરજી ૮. કલકતા લા. રીપોર્ટ પ્ર. ૫૭. રામભટ વિ. લક્ષમણ ચીંતામણ. ઈ. લા. રી. ૫ મુંબઇ પ્ર. ૬૩૫. સદાનંદ માહાપાતર વિ. સુરેન્જોમણી દાઈ ૧૧ વી. રી. પ્ર. ૪૩૬.

૨. પણ દત્ત લીધેલ હોય તે રદ ગણવામાં આવે તો કુદરતી બાપના કુટુંબી તરીકે મજકુર સખ્સના જે હક હોય તે જતા નથી. બાવાની વિ. અંબાબે ૧ મ. હા. રી. પ્ર. ૩૬૩.

૩. દત્ત રદ ગણવામાં આવેતો દત્ત લેનાર સખ્સ પાસેથી તો એ દત્તને કાંઇ ખોરાકી પોસાકી પણ મળે નહીં. બાવાની વિ. અંબાબે. ૧ મ. હા. રી. પ્ર. ૩૬૩.

૪. દત્ત લેવામાં આવે એટલે પછી તેને દત્ત લેનાર વિધવા સ્ત્રીના ધણીનું કરજ અદા કરવા સરટીફીકેટ લેવાની પણ જરૂર

નથી. નારાયણ માલા વિ. કુંવર નારાયણ મીતી ઈ. લા. રી. ૫ કલકતા પ્ર. ૨૫૧.

૫. દત્તકને કુદરતી છોકરા કરતાં કાંઈ વધુ હક મળતા નથી એટલે કે તેને દત્ત લેવામાં આવ્યા પછી દત્ત લેનાર સખસ પોતાની ખાસ તથા સ્વ સંપાદીત મિલકત વસીયતનામું કરી કોઈને આપી દેવા પ્રતીબંધમાં આવેછે એવું કાંઈ નથી. પુરસોતમ વિ. વાસુદેવ ૮ મુ. હા. રી. પ્ર. ૧૯૬.

૬. તેમ દત્ત લીધા અવલ કાંઈ વસીયતનામું કર્યું હોય તેમાં એ દત્તનો અમુક હિસો છે. એવું ઠરાવેલ હોય એ વાત એ દત્ત અને તેને દત્ત આપનાર બાપ જાણતો હોય તો તેને દત્ત લેવાથી એ વસીયતનામું પણ રદ જતું નથી. વિનાયક નારાયણ જોગ વિ. ગોવીંદરાવ ચીંતામણ જોગ ૬ મુ. હા. રી પ્ર. ૨૨૪.

૭. કોઈ સખસને દત્ત લેવામાં આવેતો પછી તેને દત લીધા અવલ અથવા દત લીધા પછી તેની દત મા (દત લેનાર વિધવા) એ જેજે કૃત્ય કર્યા હોય તે કરવા તેને સતા ન હોય તો તે તેનાં તે કૃત્ય માટે દત વાંધો ઉઠાવી શકે છે રાજ કીસ્તોરાય વિ. કીસોરી. મોહન મજમુદાર ૩ વી. રી. પ્ર. ૧૪. નાથાજી કીસ્નાજી વિ. હરી જગોજી ૮ મુ. હા. રી. પ્ર. ૬૭

૮. પણ દત લીધા અવલ વિધવાએ મિલકતની જે વ્યવસ્થા કરી હોય તે તેના તે વખતે હયાત સગાની મંજુરીથી કરી હોય અને દિવાની કોરટે તે વ્યવસ્થા બાહાલ રાખી હોયતો પછી દત તે વિષે વાંધો ઉઠાવી શકતો નથી. રાજ કીસ્તોરાય વિ. કીસોર મોહન મજમુદાર ૩ વી. રી. પ્ર. ૧૪

૯. એક દત ગુજરી જવાથી બીજો દત લે તે દરમીયાને વિધવાએ કાંઈ મિલકતની વ્યવસ્થા કરી હોય તો બીજી વખત લીધેલો દત એ વિષે વાંધો ઉઠાવી શકતો નથી. ગોવીંદનાથરાય વિ. રામકેન ૨૪ વી. રી. પ્ર. ૧૩૩.

૧૦. વિધવાએ દાવો કરવા વગેરેનો જે મુદતનો હક ખોયો છે તે દત લેવાથી દત સજીવન કરી શકતો નથી. ગોવીંદ ચંદર સરમા વિ. આનંદ મોહન સરમા. ૨ બે.લા.રી. પ્ર. ૩૧૩.

૧૧. વિધવા કોઇ સખ્સને દત લે તે પેહેલાં પોતાના ધણીની મિલકત પોતાને સ્વાધીન લેવા કોઇ ઉપર ફરીયાદ કરે દાવો ચાલતા દરમીયાન દત લે પણ તેની સાથે સહવાદી તરીકે દતને શામીલ કરવામાં આવે નહીં તો પણ એ મિલકતનો કબજો વિધવાને મળે તે દત પુત્રના ટ્રષ્ટી તરીકે તેને મળે છે વિધવાને ખુદને મળતો નથી એવું ઠર્યું છે. ધરમદાસ પાંડે વિ. મસામત શામી સુંદરીદેવી ૬ વી. રી. પ્ર. ૪૩

૧૨. દત લીધા પછી વિધવા કાંઇ પણ મિલકત ધરેણે મુકવાની કે બીજી રીતની કાંઇ પણ વ્યવસ્થા કરવા હક ધરાવતી નથી. સીધેસ્વર વિ. રામચંદ્રરાય ઇ.લા.રી. ૬ મુંબઇ પ્ર. ૪૬૩ (વલી જુવો આગળ ફેંશલો ૧૭ મો.)

૧૩. દત લેવામાં આવે કે તુરતજ દત લેનાર વિધવા હોય તેની પાસેની સર્વ મિલકતનો માલીક દતક થાય છે જો તે ઉંમર લાયકનો ન હોય તો વિધવા તેની પાળક તરીકે એ મિલકત રાખી શકે છે. ધરમદાસ પાંડે વિ. મસામત શીવ સુંદરી ૬ વી. રી. પ્ર. ૪૩.

૧૪. દત્ત લેવામાં આવેકે પછી વિધવા તેના ધણીની મિલકતની માલીક રેહેતી નથી તે માત્ર ખોરાકી પોસાકીનોજ હક ધરાવે છે રાધાબાઇ વિ. દામોદર કીસ્તરાવ મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૭૮ પ્ર. ૯ મસામત રતના કુએન વિ. પ્રહલાદકુએ ૭ વી. રી. પ્ર. ૪૫૦.

૧૫. કોઈ સખ્સ પોતાનો દત્તપુત્રતરીકેનો હક બજાવવા માંગતો હોય તેણે પોતાને દત્તપુત્ર ઠરાવી આપવા ફરીયાદ કરવી જોઇએ એમજ નહીં પણ જે મિલકત મેળવી હોય તેનો દાવો પણ કરવો જોઇએ. રામચંદ્ર નારાયણ વિ. કસ્નાજી મોરેસ્વર મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૮૧ પ્ર. ૨૮૮.

૧૬. દત્તપુત્ર તરીકે પોતાનો હક ઠરાવાજ માત્ર દાવો કરવા તેની મરજી હોયતો તેમ પણ તે કરી શકેછે એવો દાવો રૂ ૧૦ દસની ફીથી તે કરી શકે છે. બાજીબળવંત વિ. રઘનાથ વીઠલ મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૭૬ પ્ર. ૧૪૨.

૧૭. દત્ત લીધા અગાઉ વિધવાએ તેના ધણીનું કર્જ અદા ક- રવા મિલકત ઘરેણે મુકી હોય તો દત્ત તે રદ કરી શકતો નથી. આત્યાબુમાજી વિ. તાતીયા હનમતરાવ મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફૈસલાની ફાઇલ સને ૧૮૭૮ પ્ર. ૧૨૧.

૧૮. મદ્રાસ હાઇકોરટે ઠરાવ્યુંછે કે દત્ત લેવામાં આવે એટલે દત્ત મજકુરના કુદરતી માબાપ સાથેના તેના સઘળા હક અને જવાબદારી દુર થાયછે પણ કુદરતી માબાપના કુટુંબમાં તે પરણી શકતો નથી. માત્ર એટલોજ હકનો તેના કુદરતી માબાપ સાથે દત્તનો સંબંધ રહેછે. નારાસામાલ વિ. બાલારામ ચારલુ ૧ મ. હા. રી. પ્ર. ૪૨૦.

૧૯. કોઇ સખ્સને દત્ત લેવામાં આવ્યો હોય ત્યારે એવી સરત કરવામાં આવી હોયકે દત્ત લેનાર વિધવા જીવે ત્યાં સુધી તે દત્તનું ભરણપોષણનું તથા કેળવણીનું ખરચ આપવું તે સીવાય દત્તનો વિધવાના કબજામાંની મિલકત ઉપર દત્તનો કાંઈ હક નહીં. આ- વો કરાર થયો હોય તો તે પ્રમાણે ચાલવા દત્તની ફરજ છે. ચીકટો રાજાદીક્ષીત વિ. જાનકી ૧૧ મુ. હા. રી. પ્ર. ૧૯૯

૨૦. મદ્રાસ હાઇકોરટે ઠરાવ્યું છે કે, બાળક અવસ્થાના દતના કુદરતી બાપે દત લેનાર સાથે કાંઇ સરત કરી તે પ્રમાણે ચાલવા મંજુર કર્યું હોયતો તે પ્રમાણે અમલ કરવા એ દત બંધાએલો નથી. લક્ષમણરાવ વિ. લક્ષમી અમાલ ઈ. લા. રી. ૪ મદ્રાસ પ્ર. ૧૬૦.

૨૧. કાયદા પ્રમાણે દત લઇ લેલો ઠરેતો પછી તે દતને દત્ત તરીકે આપવા લેવાના દસ્તાવેજ થયા હોય તે રદ કરવા ફરીયાદ કરી શકાય નહીં. શ્રીનારાયણ મીતર વિ. કીસન સુંદરી દાસી ૧૧ બે. લા. રી. પ્ર. ૧૭૧.

૨૨. આવા નકી ઠરેલા દત્તને રદ કરવા તેનો દત્ત લેનાર બાપ પણ ફરીયાદ કરી શકતો નથી. સુખ બાસીલાલ. વિ. ગુમાનસીંગ ઈ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૩૬૬.

૨૩. દત્ત લેનાર માના બાપના નજીકના પુરૂષ સગા હોય તેનો વારસ દત થઇ શકતો નથી. મોરનમાઇ દેવી વિ. બીજોય કીસન ગોસ્વામી ૧ વી. રી. પ્ર. ૧૨૧ ફુલબેંચ.

૨૪. પણ દત લેનાર માને તેના બાપનો વારસો મળી ચુક્યો

હોય તો દતપુત્ર તેનો વારસ થાય છે. રહેમકુવર વિ. ગયાદીન ઇ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૨૫૫.

૨૫. દત લીધા અવલ જે વારસો કોઇને મળી ચુક્યો હોય તેમાં દતપુત્ર કાંઇ સરખો હિસો મેળવી શકતો નથી. કાલીપ્રોસોનો ઘોસ, વિ. ગોકુલચંદર મીતર ઇ. લા. રી. ૨ કલકતા પ્ર. ૨૯૫ નીલકોમલ લાલ વિ. જોતીંદ્રો મોહનલાલ ઇ. લા. રી. ૭ કલકતા પ્ર. ૧૭૮

૨૬. દત લેવામાં આવે ત્યારે દત છોકરાનાં કુદરતી માબાપ દત છોકરાનો વારસો લેવા હક ધરાવતા નથી. રાયાન વિ. કુપાનાયાંમગાર ૧ મ. હા. રી. પ્ર. ૧૮૦

૨૭. દત પુત્ર ગુજરી ગયા અવલ દત લેનાર મા ગુજરી ગઇ હોય તો તે દતની ઓરમાન મા તેની વારસ થઇ શકતી નથી. દતના કાયદાસર વારસ હકદાર છે. કાસી સુરીદેવી વિ. ગ્રોસચંદર લાહો-રી. ૧ વી. રી. પ્ર. ૭૧.

૨૮. દતક તેના કુદરતી માબાપના કરજ માટે જવાબદાર નથી. પ્રાણવલભ વિ. દેવકૃષ્ન સોલિકટ રીપોર્ટ પ્ર. ૪. કાસીપ્રસાદ વિ. બંસીધર ૪ અ. હા. રી. પ્ર. ૩૪૩.

૨૯. દત્ત લીધા પછી કુદરતી દીકરો થાય તો મદ્રાસ હાઇકોરટ ના ઠરાવ પ્રમાણે કુદરતી છોકરાને જે વારસો મળે તેનો ચોથો ભાગ દતને મળે. એયાકુ. વિ. નીલાડાટમી ૧ મ. હા. રી. પ્ર. ૪૫.

૩૦. દત્ત લીધા પછી દત છોકરાનું રેહેવાનું ઠેકાણું દત લેનાર-ને ઘેર છે. લક્ષ્મીબાઇ વિ. શ્રીધર વાસુદેવ ઇ. લા. રી. ૩ મુંબઇ પ્ર. ૧

૩૧. દતક તરીકે પોતે લેવાયા પછી દતપુત્ર પોતાનું દત રદ કરી કુદરતી બાપના હવાલામાં જઇ શકતો નથી. રવી ભુદર વિ. રૂપશંક-ર ર બારોડેલ રીપોર્ટ પ્ર. ૭૧૩.

## દીકરો

૧. કુટુંબના જરૂરના કારણ વગર બાપ વડીલોપારજીત મિ-લકત ઉડાવી દેતો હોય તો તેનો અટકાવ કરવા દીકરાની સતા છે. બાબુરામ વગેરે વિ. ગજાધરસીંગ. ૮ બે. લા. રી. પ્ર. ૩૫૮ હનુ-

માનદતરાય વિ. કીસનકીસોર નારાયણસીંગ વગેરે ૧ આગ્રા હા. રી. પ્ર. ૯૬. કાંતનારાયણસીંગ વિ. પ્રેમલાલપુરી ૩. વી. રી. પ્ર. ૧૦૨.

૨. દીકરાને આવી ફરીયાદ કરવાની મુદત. બાપે મિલકતની વ્યવસ્થા કરી મિલકતનો કબજો સોંપ્યો હોય ત્યારથી શરૂ થાય છે. બદામોકુવર વિ. વાસીરસીંગ ૫ વી. રી. પ્ર. ૭૮.

૩. ઉપર લખેલો વાંચો જે દીકરાની મંજુરી વગર બાપે મિલકતની વ્યવસ્થા કરી હોય તે દીકરા સીવાયના બીજા દીકરા જેમણે મંજુરી ન આપી હોય તેજ ઉડાવી શકે છે જગરનાથ કુતીયા વિ. દોબુમીસર ૧૪ વી. રી. પ્ર. ૮૦.

૪. એવી વ્યવસ્થા માટે વાંચો ઉડાવવા દીકરાનો હક મીતાક્ષરાએ પણ માન્ય રાખ્યો છે. અઘોરી રામસરગસીંગ વિ. કોમરાણી ૫ બે. લા. રી. પ્ર. ૧૪.

૫. દીકરાનો એ હક છે તે બાપ મિલકત ઉડાવી દેતો હોય તેવાં કામ અટકાવવા માટે છે પણ બાપ કાંઇ યોગ્ય કરજ અદા કરવા અથવા કુટુંબના નિરવાહ માટે વડીલોપારજીત મીલકત વેચતો હોય તો દીકરો તેમાં વચે આવવા કાંઇ હક ધરાવતો નથી. વીશ્વંભર નાયક વિ. સદાસીવ માહા પાતર ૧ વી. રી. પ્ર. ૯૬ નુરઅહમદ વિ. લલતાપ્રસાદ. ૨ અ. હા. રી. પ્ર. ૧૮૯.

૬. બાપની પાસેની મિલકત હોય તે વડીલો પારજીત ન હોય પણ ભત્રીજા અથવા પીત્રાઇના વારસ તરીકે મળી હોય તો તે મિલકતની વ્યવસ્થા થતી અટકાવવા દીકરાની સતા નથી. નંદોકુમારલાલ વિ. રેજીયુંદીન હુસેન ૧૦ બે. લા. રી. પ્ર. ૧૮૩.

૭. પણ કાંઇ કપટ થયું ન હોય તો બાપનું દરેક કામ રદ કરાવવા દિકરો હક ધરાવતો નથી સાલીગરામ વિ. લલતાપ્રસાદ ૬ અ. હા. રી. પ્ર. ૩૨૯ પંડીત હેતરામ વિ. મસામત મુલા ૭ અ. હા. રી. પ્ર. ૧૧૦

૮. બાપ કાંઇ દાવાનું ઘરમેળે સમાધાન કરતો હોય તે વગર કપટે કરતો હોય તો દીકરો તેમાં વચે પડી શકતો નથી. પીતમસીંગ વિ. ઉજાગરસીંગ ૪. લા. રી. ૧ અલાહબાદ. પ્ર. ૬૫૧.

૯. બાપ જે વ્યવસ્થા કરે ત્યારે જે દીકરા જીવતા હોય અથવા જેને દત્તપુત્રતરીકે લેવામાં આવ્યો હોય તેઓજ આવી વ્યવસ્થા માટે વાંધો ઉઠાવી શકેછે. જેઓનો જન્મ થયો ન હોય અથવા જેને દત્ત લેવામાં આવ્યો ન હોય તે તેમની હસ્તી અવલ કરેલો વ્યવસ્થા માટે કાંઇ સવાલ ઉઠાવી શકતા નથી. જદુસીંગ વિ. મસામત રાણી ૫ અ. હા. રી. પ્ર. ૧૧૩. રાજારામ ત્રવાડી વિ. લછમન ૮ વી. રી. પ્ર. ૧૯ ગીરધારીલાલ વિ. કંતુલાલ ૧૫ બેં. લા. રી. પ્ર. ૧૮૭ કસ્તુર ભવાની વિ. આપા મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૭૯ પ્ર. ૧૯૨.

૧૦. દીકરાનો જન્મ થયા અવલતો બાપ તેની મિલકતની ગમે તે વ્યવસ્થા કરી શકેછે. રામભટ વિ. લક્ષ્મણ ચીંતામણ ઇ. લા. રી. ૫ મુંબઇ પ્ર. ૬૩૦.

૧૧. તેમજ જે બાજબી વેહેવાર માંટે જે વેચાણ થતું હોય તે વેહેવાર (ઘરેણીયું) થતી વખતે જે દીકરાનો જન્મ થયો ન હોય તે વેહેવારના કારણસર વેચાણ થતું હોય તોતે વેચાણ માટે પણ દીકરો વચે પડી શકતો નથી. સાલીગરામ વિ. લલતાપ્રસાદ ૬ અ. હા. રી. પ્ર. ૩૨૯.

૧૨. તેમ કોઇ સખસના દાદાએ તે સખસના બાપની મંજુરીથી મિલકતની કાંઈ વ્યવસ્થા કરી હોય તોતે માટે પણ તે કાંઈ વાંધો ઉઠાવી શકતો નથી. બરકતસરસીગ વિ. ગીરધારીસીંગ ૬ વી. રી. પ્ર. ૩૩૭.

૧૩. દીકરો પણ તેના બાપની મંજુરી વગર મિલકતની કાંઈ પણ વ્યવસ્થા કરી શકતો નથી. સ્રીઓરતનકુંવર વિ. ગોરબીહારીખત ૭ વી. રી. પ્ર. ૪૪૯.

૧૪. દીકરાનો જન્મ થયા અવલ બાપે જે કરાર કર્યા હોય તે દીકરો જન્મ થાય કે તે કરારની જવાબદારી સાથે તે મિલકતનો હક તેને મળેછે. રામભટ વિ. લક્ષ્મણ ઇ. લા. રી. ૫ મુંબઈ પ્ર. ૬૩૦.

૧૫. બાપે વડીલોપારજીત મિલકત અયોગ્ય કારણસર વેચી હોય તોતે મિલકતના વેચાણનાં કાંઈ પણ નાણાં આપ્યા વગર

તે મિલકત લેવા દીકરાનો હક છે. જો યોગ્ય કારણસર બાપે એ મિલકત વેચી હોય તો બાપે લીધેલાં નાણાં દીકરાએ આપી મિલકત લેવી જોઈએ. મધુદયાલસીંગ વિ. કોલબરસીંગ વગેરે ૯ વી. રી. પ્ર. ૫૧૧ સુરજનારાયણ ચોધરી વિ. સીવગોવીંદપાંડે ૧૧ બેં. લા. રી. એપેનદીક્ષ પ્ર ૨૮.

૧૬. અયોગ્ય કારણસર બાપે મિલકત વેચી નાંખી હોયતો એ મિલકત વેચવાની જરૂર હતી એ હકીકત વેચાણ લેનારે સાબીત કરીઆપવી જોઈએ. દીકરાએ એવી જરૂર નહોતી એ સાબીત કરવાની જરૂર નથી. જગદેવ નારાયસુહાઈ વિ. લાખારામપ્રકાસ ૨ વી. રી. પ્ર. ૨૯૨.

૧૭. મોટા રાજા તેમજ નાના જમીનદારો પોતાની જીંદગીમાં રાજ્યપદ પોતાના દીકરાને સોંપી દઈ પોતે રાજ્ય કામથી અલગ થઈ શકેછે તેમની એ સતા વાપરવા હિંદુ ધર્મશાસ્ત્રથી કાંઈ હરકત નથી. એ સતા પુર્ણ રીતે દીકરાના હાથમાં સોંપી હોય ત્યારે તેના બાપે તે સતા સોંપ્યા પછી જે કાંઈ કાર્ય કર્યાં હોય તે કાર્ય વિષે બાપની હયાતી છતાં દીકરો વાંધો ઉઠાવી શકેછે. લછમાન નારાયણસીંગ વિ. મીલોન ૧૪ વી. રી. પ્ર. ૧૯૭.

૧૮. બાપની કાંઈ મિલકત વારસામાં મળી ન હોયતો તેના કરજ માટે દીકરો જવાબદાર નથી. માહારાજાધીરાજ માહાતબચંદ બાહાદુર વિ. હરીમોહનઆચારજી ૧ વી. રી. પ્ર. ૧ બાપુજી આદીતરામ વિ. ઉમેદભાઈ હઠીસીંગજી ૮ મુ. હા. રી પ્ર. ૨૪૫.

૧૯. જુદો થએલ દીકરો બાપના કર્જ માટે જવાબદાર નથી પણ તે જુદો થયા અવલનું કુટુંબની જરૂરીયાતનું કર્જ હોય તોતે જવાબદાર છે. બાગમલ વિ. સદાસીવ મુંબઈ હાઈકોરટ સ્પેશીયલ અપીલ નંબર ૧૭૦ સને ૧૮૬૪.

૨૦. બાપની કાંઈ મિલકત વારસામાં મળી ન હોયતો દીકરો તેના કર્જ માટે જવાબદાર નથી એ નિયમ સને ૧૮૬૬ નો આક્ટ ૭ મો અમલમાં આવ્યા પછી મુકદમા માટે છે પણ તે કાયદો અમલમાં આવ્યા પેહેલાં કાંઈ મિલકત વારસામાં મળી ન હોય તે

છતાં કર્જ આપવાની દીકરાની જવાબદારી ઠરાવી હુકમનામું થયું હોય તો તે જવાબદારી રદ જતી નથી. સખારામ રામચંદ્ર દીક્ષીત વિ. ગોવીંદરામન દીક્ષીત ૧૦ મુ. હા. રી. પ્ર. ૩૬૧.

૨૧. બાપ ગુજરી ગયા પછી દીકરાને તેની મિલકતનો કબજો મળ્યો ન હોય મિલકતતો ત્રીજા ધણીના કબજામાં હોય તેથી દીકરો કર્જ આપવાની જવાબદારીથી છુટતો નથી તેનું કામછે કે ત્રીજા ધણી પાસેથી મિલકત કબજે કરે. કેવળ ભગવાન વિ. ગણપતી નારાયણ ઇ. લા. રી. ૮ મુંબઈ પ્ર. ૨૨૦.

૨૨. ગુજરાતમાં વ્યવહાર મયુખ પ્રમાણે દીકરાની મિલકતના વારસામાં મા કરતાં બાપનો પ્રથમ હક છે. બાપને અભાવે મા વારસ થાય છે. ખોદાભાઇ માઇજી વિ. બાહાદર દાજી વગેરે મુંબઇ હાઈકોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઇલ સને ૧૮૮૨ પ્ર. ૧૨૨.

૨૩. સ્થાનીક રીવાજ નહોયતો બ્રાહ્મણ, ક્ષત્રી, અને વૈસ્યમાં અનૌરસ દીકરાને વારસો મળે નહીં, રાહી વિ. ગોવીંદ તેજા ઇ. લા. રી. ૧ મુંબઈ પ્ર. ૯૭ નારાયણ ભારથી વિ. લવીંગભારથી ઈ. લા. રી. ૨ મુંબઇ પ્ર. ૧૪૦.

૨૪. સુદ્રવર્ણમાં અનૌરસ દીકરો વારસો લેવા પાત્ર છે પણ એ દીકરો જાથુક માટે રાખેલી સ્ત્રીથો ઉતપન થએલો હોવો જોઇએ છીનાળું કરીને ઉતપન થએલો હોવો નહીં જોઇએ દતી પારાસી વિ. દતી બંગારી ૪ મ. હા. રી. પ્ર. ૨૬૪.

૨૫. એ અનૌરસ દીકરો સસરાના પેટથો તેના દીકરાની વહુને ઉતપન થએલો હોવો જોઇએ નહીં જો તેમ હોયતો તે વારસો લેવા પાત્ર નથી. દતી પારાસી વિ. દતી બંગારી ૪ મ. હા. રી. પ્ર. ૨૦૪.

૨૬. સુદ્ર વર્ગમાં ઉપર બતાવ્યા પ્રમાણે અનૌરસ દીકરાને વારસો લેવા પાત્ર ઠરાવ્યો છે પણ તેને ઔરસ દીકરા કરતાં અરધો વારસો મળે. ધોદીબા વગેરે વિ. માલાનારક મુંબઇ હાઇકોરટના જુદા છપાએલા ફેંશલાની ફાઇલ સને ૧૮૭૪ પ્ર. ૪૩.

૨૭. કોઇ સુદ્ર વર્ગના હીંદુને ઔરસ દીકરા દીકરી અથવા દીકરીના દીકરા ન હોયતો એ સુદ્રના ઔરસ દીકરાની દીકરી કરતાં

તેના અનૌરસ દીકરાનો વારસ લેવા હક પેહેલો છે. સરસ્વતી વિ. માનુ. ઈ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૧૩૪.

૨૮. કોઇ દીકરો તેની માનાં લગન થયા અવલ ઉતપન્ન થયો હોય પણ તેનો જન્મ તેની માનાં લગન થયા પછી થાયતો તે તેના બાપનો અનૌરસ નહીં પણ ઔરસ દીકરો ગણાયો છે. ક્રીમીના પોલીના કલેકટર વિ. લક્ષ્મની ૨૧ વી. રી. પ્ર. ૩૫૮.

૨૯. એક ઈંગ્રેજ એક બ્રાહ્મણની સ્ત્રી જે તેના ધણીથી જુદી રેહેતી હતી તેની સાથે રહ્યો અને તેને તે સ્ત્રીથી બે દીકરા થયા તેમાં ઠરાવવામાં આવ્યું કે દીકરા હિંદુ છે. એમ ગણી વારસાના નિયમ લાગુ કરવા જોઇએ એ નિયમ સુદ્ર વર્ગમાં ચાલતા હોય તેજ લાગુ થાયછે. મેનાબાઇ વિ. ઉતમરામ વગેરે. ૨ મ. હા. રી. પ્ર. ૧૯૬.

૩૦. દીકરો મિલકતના ભાગના બદલામાં કાંઇ નાણાની રકમ લેતો પછી એ દીકરો ભાગ લઇ જુદો થયો ગણાય. બાલક્રસ્ન ત્રીંબક વિ. સાવીત્રીબાઇ ઈ. લા. રી. ૩ મુંબઈ પ્ર. ૫૪.

## દીકરાની વહુ.

૧. મરનાર દીકરાના પહેલા પીત્રાઈ કરતાં મરનારના દીકરાની વહુ મરનારનો વારસો લેવા વધારે હકદાર છે. માણકદાશ વિ. જસુબાઈ ઈ. લા. રી. ૪ મુંબઇ પ્ર. ૨૧૯.

૨. મદ્રાસ હાઇકોરટે ઠરાવ્યું છે કે દીકરાની વહુ તેની સાસુની વારસ થઈ શકતી નથી. બદામસેઠ વિ. બદામલકસી ૪ મ. હા. રી. પ્ર. ૧૮૦.

## દીકરાનો દીકરો.

૧. માહારાષ્ટ્રમાં ચાલતા હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દીકરાનો દીકરો તેના બાપના બાપ (દાદા) ના કર્જ માટે જવાબદાર છે પછી તેને વારસામાં કાંઈ મળ્યું હોયકે નહીં તેની ચીંતા નહીં નારાસીમાહારાવ વિ. અંતાજી ૨ મું. હા. રી. ક. ૧ *

૨. મીતાક્ષરા પ્રમાણે દીકરાનો દીકરો (તેનો બાપ ગુજરી ગયો હતો) તેના કાકા સાથે તેના દાદાની સ્વપારજીત મિલકતનો સરખો

---

* સને ૧૮૬૬ નો આકટ ૭ મો અમલમાં આવ્યા પછી આવી જવાબદારી રહેછે એમ દેખાતું નથી ગ્રંથ. કરતા.

વારસ થાય છે લછમનપ્રસાદ વિ. દેવીપ્રસાદ ૧ વી. રી. પ્ર. ૩૧૭.

૩. મા ગુજરી ગયા પછી જન્મેલા દીકરીના દીકરા કરતાં દીકરાની પછી થનાર વારસોનો વારસાઈ હક વધારે છે બામાસુંદરી દાસી વિ. આનંદમાઈદાસી ૧ વી. રી પ્ર. ૩૫૩.

## દીકરી.

૧. વિભકત હિંદુ કુટુંબનો કોઈ સખ્સની પુત્રીક ગુજરી જાય તો તેનો વારસો તેની દીકરીને મળેછે. મરનાર ભાઈ અથવા ભાઈના દીકરાને મળતો નથી. પ્રાણજીવનદાસ તુલસીદાસ વિ. દેવકુંવર બાઈ ૧ મું. હા. રી. પ્ર. ૧૩૦ જવાલાબક્ષ વિ. ધરમસીંગ ૧૦. મું. ઈ. અ. પ્ર. ૫૧૧ નારાયણ બાબાજી વિ. નાના મનોહર ૭ મું. હા. રી. પ્ર. ૧૫૩ બુરીઆરસીંગ વગેરે વિ. મસામતહંસી વગેરે ૨ આગ્રા હા. રી. પ્ર. ૧૬૬ કુલોદા દેવી વિ. રાજમતી દેવી ૧૨ વી. રી. પ્ર. ૪૫૬. લક્ષમણ ગણેશ ભટ. વિ. ક્રીસ્નભટ મુંબઈ હાઇકોરટ સ્પેશીયલ અપીલ નંબર ૩૪ સને ૧૮૭૧. હરીહર પ્રસાદરાય વિ. ગોકુલાનંદદાસ ૧૭ વી. રી. પ્ર.૧૨૯. ગોરખા વિ. રાખુ મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઈલ સને ૧૮૭૩ પ્ર. ૧૮૧.

૨. દીકરીનો એ હક તેની મા જીવતી ન હોય તો તુરત પોહોચે છે. પીરોમકલ વિ. વ્યંકટાચાન ૧ મ. હા. રી. પ્ર. ૨૨૩.

૩. વિધવા મા જીવતી હોય ત્યાંસુધી દીકરીનો હક પોહોંચતો નથી તેમ વિધવા જીવતાં સુધી એ દીકરીના દીકરાનો પણ હક પોહોંચતો નથી જમીયતરામ વિ. બાઈ જમનાં ૨ મું. હા. રી. પ્ર. ૧૧.

૪. વિધવા મા જીવતી હોય ત્યાં સુધી દીકરી એ મિલકતમાં ભાગપણ પડાવી શકતી નથી. મથુરાંનાયકીન વિ. ઈસુનાયકીન ઈ. લા. રી. ૪ મુંબઈ પ્ર. ૫૪૫.

૫. પણ વિધવા મા મિલકતની ગેરવ્યવસ્થા કરતી હોય તો પોતાનો હક ઠરાવવા દીકરી ફરીયાદ કરી શકે છે. જીવનરામ વિ. મસામત રૂનતા ૧ અ. હા. રી. પ્ર. ૨૪૦.

૬. મરનાર સખ્સને એકથી વધુ દીકરી હોય તો સર્વે સરખે હિસ્સે વારસ થાય છે એઓમાંની કોઇને દીકરો હોય તેથી વધુ હિસો

માગવા તેનો હક નથી પણ નાણાવાળી કરતાં ગરીબ દીકરીનો હક વધારે છે. બાદુબાઇ વિ. મેછાબાઈ ૨ મું. હા. રી. પ્ર. ૫. પોલી વિ. નરોતમ બાપુ ૬ મુ. હા. રી. પ્ર. ૧૮૩.

૭. દાયભાગ તથા મિતાક્ષરા પ્રમાણે પરણેલી દીકરી વારસો લેવાથી બાતલ છે એવું કાંઈ નથી. વિનોદકુમારી દેવી વિ. પરદન ગોપાળસાઈ ૨ વી. રી. પ્ર. ૧૭૬.

૮. પણ મીતાક્ષરા પ્રમાણે રાંડેલી દીકરી વારસો લેવા પાત્ર નથી જો બે દીકરીઓને વારસો મળી ચુક્યો હોયતો પછી રાંડવાથી બીજી બેન જે ગુજરી ગઈ હોય તેની વાંસે તે વારસો ભોગવવા એ બીજી રાંડેલી હોય તોપણ વારસો ભોગવવા અપાત્ર નથી અમ્રતલાલ બોસ વિ. રાજોનીકાંત મીતર ૨૩ વી. રી. પ્ર. ૨૧૪.

૯. બનારસ શાળા પ્રમાણે બાપની હયાતીમાં વિધવા થએલી દીકરી વારસો લેવાથી બાતલ થતી નથી શ્રીમતી ઉમાદેવી વિ. ગોકુળાનંદ માહાપાતર ઇ. લા. રી. ૨ કલકતા પ્ર. ૫૧

૧૦. મિતાક્ષરા પ્રમાણે પરણેલી દીકરી દીકરાવાળી હોય તો વિધવા થએલીની પુત્રીક દીકરીને વારસો આપવો યોગ્ય નથી. ગોકુળાનંદદાશ વિ. દુમાદાઇ ૧૫ બે. લા. રી. પ્ર. ૪૦૫.

૧૧. મિતાક્ષરા પ્રમાણે તેના કાકાને પડતો મુકી કુંવારી દીકરીને વારસો મળતો નથી. મસામત તુળસી વિ. માહાદેવરાવત વગેરે ૬ વી. રી. પ્ર. ૧૯૭.

૧૨. પ્રથમ કલકતા હાઇકોરટે ઠરાવ્યું છે કે પરણેલી દીકરી કરતાં કુંવારી દીકરીનો હક છે. કુંવારી દીકરી પરણી દીકરા મુકી ગુજરી જાય તો તેના વારસ તેના દીકરા થાય છે. તેની બેહેનના દીકરા થતા નથી. રાધાકીસન માનજી વિ. રાજારામ મંડલ વગેરે ૬ વી. રી. પ્ર. ૧૪૭.

૧૩. આગળ એવું ઠર્યું છેકે નિપુત્રીક વિધવા દીકરીને પડી મુકી મરનારના કાકાનો દીકરો વારસ થઇ શકે છે. તારામણી ચુપતે વિ. મસામતં લખ્મીમણીદાસી માર્શ રીપોર્ટ. પ્ર. ૨૯.

૧૪. નિપુત્રીક અથવા વાંઝણી દીકરી વારસો લેવા અપાત્ર

નથી એવું મદ્રાસ હાઇકોરટે ઠરાવ્યુંછે. સોમાનીઅમાલ વિ. મુતાબાલ ઇ. લા. રી. ૩ મદ્રાસ. પ્ર. ૨૬૫.

૧૫. અલાહબાદ હાઇકોરટે ઠરાવ્યું છેકે તવંગર દીકરી કરતાં ગરીબ દીકરીનો વારસો લેવા હક વધારે મજબુત છે. અઉદકુમારી વિ. ચંદ્રાદાઇ ઇ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૫૬૧.

૧૬. મરનારની ભત્રીજાની દીકરીને વારસો લેવા લાયક ગણી નથી. રાધાપેરીદાસી વિ. દુરગામણીદાસી ૫ વી. રી. પ્ર. ૧૩૧.

૧૭. મુંબઇ ઇલાકામાં ચાલતા હિંદુધર્મ શાસ્ત્ર પ્રમાણે દીકરી વ્યભીચારી હોય તો પણ બાપનો વારસો લેવા અપાત્ર થતી નથી એ બાધ વિધવાને તેના ધણીનો વારસો લેતાંજ આવે છે દીકરીને એ બાધ નડતો નથી. અદેવાપા વિ. રૂદ્રાવા. ઇ. લા. રી. ૪ મુંબઇ પ્ર. ૧૦૪.

૧૮. બીજા પુરૂષ વંશજ હોય તો દીકરાની દીકરીને તેમના દાદાનો વારસો મળી શકતો નથી. છબીલા માનચંદ વિ. જાદવબાઈ ૩ મું. હા. રી. પ્ર. ૮૭.

૧૯. વિરૂધ રીવાજ ન હોય તોજ દીકરીને વારસો મળે છે. રાણી ભેખરાજકુંવરે વિ. બાબુ માહાપાલસીંગ. ઇ. લા. રી. ૫ કલકતા. પ્ર. ૭૪૪.

૨૦. બંગાળામાં ચાલતા હિંદુધર્મ શાસ્ત્ર પ્રમાણે પરણેલો કરતાં કુંવારી દીકરીને વારસો આપવામાં આવે છે. પણ એ કુંવારી દીકરીને એ પ્રમાણે વારસો મળ્યા પછી તે પરણે છોકરાં થાય અને મરી જાય તો પછી એ દીકરીનાં છોકરાંને એ મિલકત મળી તેથી બીજી પરણેલ દીકરી તો વારસાથી તદન બાતલ થાય છે એવું કાંઇ નથી. દોલતકુંવર વિ. બરમાદેઓ સેહાઇ. ૧૪ બે. લા. રી. પ્ર. ૨૪૬ નોટ.

૨૧. બાપનો વારસો મળેલી દીકરી ગુજરી જાય ત્યારે તેની પરણેલી બેહેન જેને દીકરો હોય અથવા દીકરો થવાની આશામાં હોય તેને તે મિલકત મળે છે મરનાર દીકરીના દીકરાને એ મિલકત મળતી નથી. તીનુંમણીદાસી વિ. નીબારન ચરણ ગુપ્ત ઇ. લા. રી. ૯ કલકતા પ્ર. ૧૫૪.

૨૨. કોઇ દેવ મંદીરમાં નાચવાનો હક વંશ પરંમપરાનો હોવાથી

બે દીકરીને મળ્યો હોય તે બે દીકરીમાંની એક ગુજરી જાય તો તે ગુજરી જનાર દીકરીનો હક તેની જીવતી રહેનારી બહેનને મળે નહીં પણ મરનારની દીકરીને પોહોચે છે. કામાકસી વિ. નાગારાથામ. ૫. મ હા. રી. પ્ર. ૧૬૧.

૨૩. બંગાળામાં ચાલતા હિંદુધર્મ શાસ્ત્ર પ્રમાણે દીકરીને તેના બાપનો વારસો મળે તે વારસામાં મળેલી મિલકતમાં તેનો જીંદગી સુધી હક છે. હરીદાસ દત વિ. શ્રીમતી ઉપુરના દાસી ૬ મું. ઈ. અ. પ્ર. ૪૩૩ દીઓપ્રસાદ વિ. લુજુરાય ૧૪ બે. લા. રી. પ્ર. ૨૪૫ મુથુવા દુગાનાદાતીવર વિ.દોરાસીંગ તેવર ઇ. લા.રી. ૩ મદ્રાસપ્ર.૨૯૦

૨૪. દીકરીઓ પોતાના બાપ તરફથી મળેલી મિલકત ઘરેણે મુકી નાણાં લીધાં હોય તેમાંની થોડા નાણાં જરૂરીયાતના કામમાં વાપર્યાં હોય તો દીકરી મજકુરના મરણ પછી જેટલાં નાણાં જરૂરીયાતના કામમાં વાપર્યાં હોય તેટલાંજ નાણાં વારસો પાસેથી અપાવી એ મિલકત વારસોને સોંપવા હુકમ થઈ શકે છે. લલીતપાંડે વિ. શ્રીધરદેવ નારાયણ ૫ બે. લા. રી. પ્ર. ૧૭૬.

૨૫. કલકતા હાઇકોરટે ઠરાવ્યું છે કે હિંદુધર્મ શાસ્ત્ર પ્રમાણે માનું શ્રાધ એ બાપના શ્રાધ જેટલું અગત્યનું ધર્મ કાર્ય નથી જેથી માનું શ્રાધ કરવાના કારણસર દીકરી તેની પાસેની મિલકત વેચી શકે નહીં. રાજચંદરદેવ બીટવાસ વિ. સીસુરામ દેવ વગેરે ૭ વી. રી. પ્ર. ૧૪૬.

૨૬. મુંબઇ હાઇકોરટના ઠરાવ પ્રમાણે દીકરી ગુજરી જાય ત્યારે તેના વારસ તેના બાપના વારસ હોય તે નહીં પણ દીકરીના વારસ હોય તેજ વારસો લેવા હક ધરાવે છે. નવલરામ આતમારામ વિ. નંદકીસોર સીવનારાયણ ૧ મું. હા. રી. પ્ર. ૨૦૯.

૨૭. બંગાળામાં તેમ નથી ત્યાં દીકરીના નહીં પણ દીકરીના બાપના વારસ હોય તે દીકરી ગુજરે ત્યારે વારસો લેવા હક ધરાવે છે. છોટીલાલ વિ. ચુનીલાલ ઇ. લા. રી. ૪ કલકતા પ્ર. ૭૪૪.

૨૮. પણ દીકરી ગુજરે ત્યાં સુધીની દરમીયાન ઉપજતો દીકરીના વારસને પોહોચે છે. ગુરૂપ્રસાદરાય વિ. નફરદાસરાય ૩ બે. લા. રી. પ્ર. ૧૨૧.

૨૯. મુંબઇ ઇલાકાના જે ભાગમાં મયુખ ચાલે છે ત્યાં દીક-રીને વારસામાં મળેલી મિલકતનો કોઇ બીજો વારસ ન હોય તો તેની મરજીમાં આવે તેમ વ્યવસ્થા કરી શકે છે. બુલાખીદાસ વિ. કેશવલાલ વગેરે. ઈ. લા. રી. ૬ મુંબા. પ્ર. ૮૫. મથુરાંદાસ વિ. તુલજારામ. ઇ. લા. રી. ૫ મુંબઇ પ્ર. ૬૬૨ હરીભટ વિ. દામોદર ભટ. ઇ. લા. રી. ૩ મુંબઇ. પ્ર. ૧૭૧. બાબાજી વિ. બાલાજી ઇ. લા. રી. ૫ મુંબઇ. પ્ર. ૬૬૦

## દીકરીનો દીકરો ( દોહીત્રો. )

૧. મરનાર વડવા (માના બાપ)ની બીજી દીકરી હોય તો ગુજરી ગએલી દીકરીના દીકરાને વારસો લેવા હક પોહોચતો નથી માહાદેવ પંડીત વિ. મસામત બદામો ૫ અ. હા. રી. પ્ર. ૫. મસામત રા-મદન વિ. બીહારીલાલ. ૧ અ. હા. રી. પ્ર. ૧૧૪.

અમ્રીતલાલ બોસ વિ. રજોનીકાંત મીતર ૨૩ વી. રી. પ્ર. ૨૧૪. વેજનાથ વિ. માહાબીર ઈ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૬૯૮.

૨. તેમની મા ગુજરી જતાં સુધી દીકરીના દીકરાઓ તેમના વડવા (નાના)ની મિલકતના વારસ થઈ શકતા નથી. કુમલશાહ બેનીક વિ. રામજીશાહ બેનીક. ૨ વી. રી. પ્ર. ૨૭૭.

૩. એક દીકરીનો દીકરો દતપુત્ર હોય બીજીનો કુદરતી હોય તો બેઉ જણ સરખી રીતે તેમના વડવા (નાના)ની મિલકતનો વારસો લેવા હકદાર છે. સુરેજોકાંત નંદી વિ. મોહેસચંદર દત ઈ. લા. રી. ૯ કલકતા પ્ર. ૭૦ ઉમાશંકર મોઇત્રો વિ. કાલીકુમાર મજમુદાર. ઇ. લા. રી. ૬ કલકતા પ્ર. ૨૫૬.

૪. બનારસ શાળા પ્રમાણે સઘળી દીકરીના દીકરા સરખે ભાગે વારસ છે. રામસરવાથ પાંડે વગેરે વિ. બાસદેઓસીંગ ૨ આગ્રા. હા. રી. પ્ર. ૧૬૮.

૫. દીકરીના દીકરાને તેમના વડવાની મિલકત વારસામાં મળી હોય તે મિલકત તેઓ ગુજરયા પિછી તેમના વંશ વારસને પોહોચે છે તેમના વડવા (માના બાપ)ના વંશ વારસને મળતી નથી. સીબતા વિ. બદ્રીપ્રસાદ. ઈ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૧૩૪.

૬. આગળ એવું ઠરાવવામાં આવ્યું છેકે દીકરીના દીકરા કરતાં

વારસદાર તરીકે દીકરાના દીકરાના દીકરાને વધારે હક છે. ગુરૂગોવીંદ ચૌધરી વિ. હરમાધવરાય માર્સ રીપોર્ટ. પ્ર. ૩૯૮.

૭. મદ્રાસમાં ચાલતા હિંદુધર્મ શાસ્ત્ર પ્રમાણે દીકરાની દીકરીના દીકરાને વારસો લેવા લાયક ગણ્યો નથી. કીશનલાલ વિ. જ્વાળાપ્રસાદ લાલા ૩ મ. હા. રી. પ્ર. ૩૪૯.

૮. મરનારના ભાઈના દીકરા કરતાં વારસો લેવા મરનારની દીકરીનાદીકરાનો હક પ્રબળછે. કીસ્નામા વિ. પાપા ૪ મ. હા.રી.પ્ર.૨૩૪.

૯. મરનારના કાકાની દીકરીના દીકરાને પણ આગળ વારસો લેવાથી બાતલ ગણેલો છે. ગોવીંદહરીકર વિ. વુમેશચંદરરાય વી. રી. ફુલબેંચ પ્ર. ૧૭૯.

દુરનાં સગાં.

૧. સાપિંડ્યોમાં દુરનાં સાપિંડ્યો કરતાં નજીકના સાપિંડ્યોનો વારસો લેવા હક વધારેછે. ખેતરગોપાળ ચેતરજી વિ. પુરણચંદર ચેતરજી ૧૫ વી. રી. પ્ર. ૪૮૩.

૨. બંગાળામાં ચાલતા હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે મરનારના કાકાની દીકરીનો દીકરો મરનારનો સાપિંડ્ય છે અને તેથી મરનારનો વારસો લેવા હક ધરાવે છે ગુરૂગોવીંદ શાહમંડલ વિ. આનંદલાલઘોસ મજમુદાર ૫ બેં. લા. રી. પ્ર. ૧૫ ફુલબેંચ.

૩. નજીકનાં સગાં ન હોયતો મરનારના સમાનોદક વારસો લેવા હકદાર છે. નરસીંગ નારાયણ વિ. ભુતનલાલ ૧ વી. રી. પ્ર. ૧૯૪ મસામત દીગંદાઈ વગેરે વિ. ભુતનલાલ વગેરે ૧૧ વી.રી.પ્ર.૫૦૦.

૪. મરનારના દાદાના બાપ ( પર દાદો ) ના દીકરાના દીકરાનો દીકરો એ મરનારનો સાપિંડ્ય જે જેથી નજીકનાં સગાં ન હોય તો વારસો લેવા હક ધરાવે છે. બ્રોજોકીસોર મીતર વિ. રાધાગોવીંદદત ૧૨ વી. રી. પ્ર. ૩૩૯.

૫. મરનારના સાપિંડ્યો અથવા સમાનોદક હયાત હોય ત્યાં સુધી બંધુનો વારસો પોહોચતો નથી. ઠાકોર જીબનાથસીંગ વિ. કોર્ટઓફ વોર્ડ ૨૩ વી. રી.પ્ર.૪૦૯.

૬. મીતાક્ષરા પ્રમાણે મરનારના બાપના બાપના, બાપના

બાપના, બાપના દીકરાના દીકરાનો દીકરો એ મરનારનો ગોત્રજછે જેથી વારસો લેવા લાયક છે. બીધારામસીંગ વિ. અગરસીંગ ૫ બેં. લા. રી. પ્ર. ૨૯૩.

૭. મીતાક્ષરા પ્રમાણે બીજા વારસ ન હોય તો મરનારના બા-પના દીકરાનો દીકરો મરનારનો વારસો લેવા હક ધરાવે છે. કરીમ-ચંદગુરેન વિ. ઉદંગગુરેન ૬ વી. રી. પ્ર. ૧૫૮.

૮. મરનારનો પાંચ પેઢીનો સગો અર્ધરક્ત સંબંધનો સગો હોય તોપણ મરનારની છઠી પેઢીના એકરક્તી સંબંધી કરતાં વારસો લેવાનો હક વધારે ધરાવેછે. સમાત વિ. અમરા ઇ.લા.રી. ૬ મુંબઈ પ્ર.૩૯૪.

૯. ગોત્રજ ન હોય ત્યારેજ સગોત્ર વારસો લેવા હક ધરાવે છે. મસામત દીંગદાઈ વિ. ભુતનલાલ ૧૧ વી. રી. પ્ર. ૫૦૧.

૧૦. મરનારનો મામો અથવા તેના બાપનો મામો બંધુના વ-ર્ગમાં આવતા નથી માટે મરનારનો વારસો લેવા તે હક ધરાવતા નથી બંગાળાના સરકાર વિ. ગીરધારીલાલ ૪ વી. રી. પ્ર. ૮૩.

૧૧. પાછળથી તેજ કેસમાં પ્રીવીકૌનસીલે ઠરાવ્યું કે તેઓ બંધુના વર્ગમાં આવે છે. ગીરધારીલાલરાય વિ. બંગાળાની સરકાર ૧૦ વી. રી. પ્ર. ૩૧.

૧૨. મુંબઈ હાઇકોરટે પણ ઠરાવ્યુંછે કે મરનારનો મામો બંધુના વર્ગમાં આવેછે. અને તેથી મરનારના માસીના દીકરા કરતાં વાર-સો લેવા તેનો હક વધારે છે. મોહનદાસ વિ. ક્રીશ્નાબાઈ ઇ. લા. રી. ૫ મુંબઈ પ્ર. ૫૯૭.

૧૩. બીજી પેઢીના પીત્રાઇ હોયતો ત્રીજી પેઢીના પીત્રાઈ વારસો લેવા હક ધરાવતા નથી. માહાવીરપ્રસાદ વગેરે વિ. રામસરણ ૩ અ. હા. રી. પ્ર. ૬.

૧૪. મરનારની કાકાની દીકરીનો દીકરો વારસો લેવા હકદાર નથી. રાજગોવીંદદેવ વિ. રાજેસરીદાસી ૪ વી. રી. પ્ર. ૧૦.

૧૫. મદ્રાસ હાઇકોરટે પણ ઠરાવ્યુંછે કે મરનારના બાપના દીકરાના દીકરા કરતાં મરનારના કાકાના દીકરાનો વારસાઈ હક વધારે છે. સુરાયા વિ. લક્ષ્મીનાકાસામા ઇ.લા.રી. ૫ મદ્રાસ પ્ર. ૨૯૧

૧૬. મરનારથી નવ પેઢી ચઢતો હોય તેવો સખસ મરનારનો સમાનોદક છે. કલ્યાણસીંગ વિ. મસામત પાનકુંવર ૭ અ. હા. રી. પ્ર. ૩૩૮.

૧૭. મીતાક્ષરા પ્રમાણે મરનારના કાકાની વિધવા સ્ત્રી મરનારનો વારસો લેવા હકદાર નથી. ગૌરીસેહાઈ વિ. રૂકો ઈ. લા. રી. ૩ અલહાબાદ પ્ર. ૪૫.

૧૮. મિતાક્ષરા પ્રમાણે કુટુંબ અવિભક્ત હોયનો મરનારની વિધવા કરતાં મરનારના દાદાના દીકરાનો દીકરાનો દીકરો વારસો લેવા વધારે હકદાર છે. રતનદેવી વિ, માધુસુદન માહાપાતર ૨ કલકતા લા. રીપોર્ટ પ્ર. ૩૨૮.

૧૯. ભાઇના દીકરાનો દીકરો મીતાક્ષરા પ્રમાણે વારસો લેવા હકદાર છે. મસામત ઉરહીયા કુંવર વિ. રજોની શુકલ. ૧૪ વી. રી. પ્ર. ૨૦૮.

૨૦. વારસ કોણછે તે નકી કરવા માટે દુરના સગામાં ચઉદ પેઢી સુધીના સમાનોદક ન હોય ત્યારેજ બંધુઓ વારસ થાય છે. કુતીઅમાલ વિં. રાધાકીસ્ન ૮ મ. હા. રી. પ્ર. ૮૮ શ્રીમતી દેવી વિ. રાણીકુંદ ૭ વી. રી. પ્ર. ૪૪ રતઆપતી વિ. રાજેચંદર. ૨ સુ. ઈ. અ. પ્ર. ૧૩૨.

૨૧. મરનારના ભાઇની દીકરીના દીકરા કરતાં મરનારના દાદાના દીકરાના દીકરાને વારસો મેળવવા વધુ હક છે કેમકે જો કે પાછલા કરતાં આગલ્યો બે ઉદકઅંજલી આપે છે અને આગલ્યા કરતાં પાછલો એક ઉદક અંજલી આપે છે તો પણ એક ઉદક અંજલી આપનારેની એ ઉદક અંજલી મરનારના બાપ તરફના પુર્વજોને જાય છે અને બે આપનારાનું તેના વડવા (માના બાપ) ને જાય છે. ગોવીંદપ્રસાદ તાલુકદાર વિ. મેહેશચંદર સરમા ગટક. ૧૫ બે. લા. રી. પ્ર. ૩૫.

## ધરમાદા મિલકત.

૧. જરૂરને પ્રસંગે ધરમાદામાં આપેલી મિલકતના થાલ ઉપર નાણા લઇ શકાય છે. કુંવર દુરગાનાથ રાય વિ. રામચંદ્રસેન ઈ.

લા. રી. ૨ કલકતા પ્ર. ૩૪૧ નારાયણ વિ. ચીંતામણ ઈ. લા. રી. ૫ મુંબઈ પ્ર. ૬૯૩. ખુસાલચંદ વિ. માધવગીરી ૧૨ મુ. હા. રી. પ્ર. ૨૧૪ મહંત બરમ સરૂપદાશ વિ. કાસીજાહ ૨૦ વી. રી. પ્ર. ૪૭૧. મલહાર સખારામ વિ. ઉદેગીર ગુરૂ મુંબઈ હાઈકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઈલ સને ૧૮૮૧ પ્ર. ૧૦૮ ગંદોજી બાવા વિ. વામન બાવા મુંબઈ હાઈકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઈલ સને ૧૮૮૧ પ્ર. ૨૯૨.

૨. ધરમાદા આપેલા દેવ મંદીરની મરામત કરવા તથા દેવ મુરતીની પુનઃસ્થાપના માટે નાણાં ન હોય તો તે જરૂરી સબબ છે તદુપ નીસાબીબી વિ. કુંવર સામકીસોર રાય ૮ બે. લા. રી. પ્ર. ૬૨૧

૩. ઉપર ફેસલા પહેલામાં બતાવેલ બાબતના પ્રસંગ વગર બીજા કોઈ પણ કારણસર ધરમાદા મિલકતની કાંઈ વ્યવસ્થા થઈ શકે નહીં. પ્રોસોનો કુમાર દેવી વિ. ગુલાબચંદ બાબુ ૧૪ બે. લા. રી. પ્ર. ૪૫૦.

૪. એક વખતે એવું ઠર્યું છે કે જેના નામ ઉપર ધરમાદા મિલકત આપેલ હોય તેના તરફથી માત્ર નામનો કામ કરનાર સખસ પોતાના નામથી અને અધીકારથી ધરમાદા મિલકત કોઈને ગણોતે આપી શકે નહીં. રામદાસ વગેરે વિ. મોહેસર દેવ મીસરી ૭ વી. રી. પ. ૪૬૬.

૫. ધરમાદા તરીકે જે મિલકત આપવામાં આવેછે તે મુરતીના સંરક્ષણ માટે આપવામાં આવેછે. અમુક જણના ફાયદા માટે આપવામાં આવેછે એવું કાંઈ નથી. ચંદરનાથ રાય વિ. કુંવરે ગોવીંદનાથ રાય ૧૧ બે. લા. રી. પ્ર. ૮૬ મુરસીદાબાદના કલેકટર વિ. સીબેસરી દેવી ૧૧ બે. લા. રી. પ્ર. ૮૬.

૬. ધરમાદા આપેલી મિલકતનો વહીવટ કરનાર પોતાની ખુસીમાં આવે ત્યારે એ વહીવટ બીજાને સોંપી શકતો નથી. રાજા વારમાવેલીયા વિ. રાવીવારમા ઈ. લા. રી. ૧ મદ્રાસ પ્ર. ૨૩૫.

૭. જો ખાસ રીવાજ ન હોય તો ધરમાદા આપેલી મિલકતના તેના ધણીના વારસદાર તરીકે તેની સ્ત્રીનો કાંઈ હક નથી. જાનકી દેવી વિ. ગોપાલ આચારજી ઈ. લા. રી. ૨ કલકતા પ્ર. ૨૯૫.

૮. કોઈ સખ્સ કાંઈ મિલકત ધરમાદા આપેતો તેના વારસાનો હક ક્રમ બાંધી આપવા તેની સતાછે. ઑધારીદાસ વિ. નંદોકીસોર-દાસ મહંત ૮ વી. રી. પ્ર. ૨૫.

૯. ધરમાદા કામ માટેજ જે મિલકત આપી હોય તે વેચી દઈ શકાય નહીં પણ કોઈ મિલકતના અમુક ભાગની ઉપજ ધરમાદા તરીકે આપેલ હોયતો ધરમાદા ભાગ જેટલો ઉપજનો બોજ વેચાણ લેનાર ઉપર રાખી તે વેચી શકાયછે. બાસુધલ વિ. કીશનચંદર ગીરગુશેન ૧૩ વી. રી. પ્ર. ૨૦૦ કુતુબીબી વિ. ભરતલાલબખત ૧૦ વી. રી. પ્ર. ૯૯.

૧૦. કોઈ મિલકતની ઉપજ કોઇ દેવમુરતીનું ખર્ચ નિભાવવા માટે ખરચવામાં આવતી હોય તો એટલા ઉપરથીજ એ મિલકત ધરમાદા તરીકે આપી દેવામાં આવી છે એવું ગણાય નહીં મદનલાલ વિ. શ્રીમતી કોમલ બીબી ૮ વી. રી. પ્ર. ૪૩.

૧૧. કોઈ સખ્સે મરતી વખતે તેની સઘળી મિલકત દેવમુરતી અર્થે ધરમાદા આપી દેવા માટે મોઢેથી કહ્યાનું કેહેવામાં આવતું હોય તો તે બાબતનો ચોખ્ખો પુરાવ જોઇએ. વીપ્રાપ્રસાદ મીતી વિ. મસામત કીનાદાઇ ૩ વી. રી. પ્ર. ૧૬૫.

૧૨. વસીયતનામાથી કાંઇ મિલકત ધરમાદા તરીકે આપવી ઠરાવી હોય પણ જ્યાં સુધી એ વસીયતનામામાં એ મિલકત જે સખ્સને સોંપવી ઠરાવી હોય તે સખ્સને આપવામાં આવે નહીં ત્યાં સુધી એ મિલકત ધરમાદા ઠરતી નથી. સરોદાસુંદરી દેવી વિ. ગોવીંદમણી દેવી ૨ બે. લા. રી. પ્ર. ૧૩૭.

૧૩. અમુક મિલકત ધરમાદા આપી છે તે ખરેખરી આપી છે કે નામની આપી છે તે જોવાની એક કસોટી એવી છેકે ધરમાદા આપનારા મુળ પુરૂષે તે મિલકત સંબંધી કેવી વર્તણુંક ચ-લાવી છે, અને તે પછી તેના વંસજોએ તે મિલકતના સંબંધમાં કેવી વર્તણુંક ચલાવી છે. ગંગાનારાયણ સીરકાર વિ. બંદ્રાબન ચંદરકર ચૌધરી ૩ વી. રી. પ્ર. ૧૪૨.

૧૪, કુટુંબનો વડીલ કુટુંબની મુરતી માટે કાંઈ મિલકત ધરમાદા

તરીકે આપવાનું અથવા તે મુરતીનું ખર્ચ અમુક રીતે ચલાવવું એવું ઠરાવી ન ગયો હોયતો તેના વંશજ ઉપર એ મુરતીનું ખર્ચ ચલાવવા ફરજ નથી એવું ઠર્યું છે. શામલાલ શેઠ વિ. હરોસુંદરી ગુહતા ૫ વી. રી. પ્ર. ૨૯.

૧૫. કોઈ માણસ પોતે જે મુરતી પુજતો હોય તેને નામે કાંઈ મિલકત વેચાતી લે પણ એ મુરતીની પોતેજ પુજતો હોય એટલે કે પોતાના ઘરનીજ તે મિલકત હોયતો તે મુરતીના નામથી એ મિલકત ખરીદ કરવાથી તે મિલકત ધરમાદાની મિલકત ઠરતી નથી. મા. હારાણી બ્રોજોસુંદરીદેવી વિ. રાણી લછમોકુંવરી ૨૦ વી. રી. પ્ર. ૯૫.

## પુરાવાનો બોજ.

૧. અમુક જણને દત લીધો છે એવું સાબીત કરવાનો બોજ એ દતપુત્ર ઉપર છે. તારીણી ચરણ ચૌધરી વિ. સરોદાસુંદરી દાસી ૩ બે. લા. રી. પ્ર. ૧૪૫.

૨. કોઇ વિધવાએ તેના દીકરાની સગીર અવસ્થામાં તેની સ્થાવર મિલકત વેચી હોય તેનો કબજો લેવા કોઇ સખસ દાવો કરે ત્યારે એ સખસે (વેચાણ લેનારે) એવું સાબીત કરવું જોઇએ કે વિધવાને એ મિલકત વેચવા વગર ચાલે તેમ નહોતું એ હકીકતની બે યોગ્ય તપાસ કરી અને સાફ દીલથી એ હકીકત માની બે એ મિલકત વેચાણ લઇ નાણાં આપ્યાં છે. કાસીનાથ સીતારામ વિ. દાકો ૬ મું. હા. રી. પ્ર. ૨૧૧.

૩. પણ એ નાણું વિધવા મજકુરે કયા કામમાં વાપર્યું તે સાબીત કરવાનો બોજ વેચાણ લેનાર ઉપર નથી. રાધાકીસોર મુકરજી વગેરે વિ. મીરતીનજેયગૌ વગેરે ૭ વી. રી. પ્ર. ૩૩ રામગોપાલ ઘોષ વિ. બળદેવ બોસ ૧ વી. રી. પ્ર. ૩૮૫. કાલીકાપ્રસાદ રાય વિ. જમતંબાદાસી ૫ બે. લા. રી. પ્ર. ૫૦૮.

૪. હિંદુ વિધવા કાંઇ મિલકત વેચે તો તેને વેચાણ મજકુર કરવાની જરૂરીઆત હતી એ સાબીત કરવાનો બોજ વેચાણ લેનાર ઉપર છે. જદુનાથ સીરકાર વગેરે વિ. શ્રીમતીસોનામની દાસી વગેરે ઓરીગટન રીપોર્ટ પ્ર. ૭૦ હીરાલાલ શાહ વિ. જદબચંદર ઓરીગટન

રીપોર્ટ પ્ર. ૧૧૯ છતરધારીસીંગ વગેરે વિ. મસામત હરેકુમારી વગેરે ૧ ધું. જુ. નવી આવ્રતી પ્ર. ૯૯.

૫. હિંદુ વિધવા પાસેથી વેચાણ લેનાર સખસ ઉપર એ વેચાણ કરવાનો વિધવાને હક હતો એવું પણ સાબીત કરવું જોઇએ એવું એક વખત ઠર્યુંછે. રામપોની ભટાચારજી વિ. ઇશાનાદેવી ૨ વી.રી.પ્ર.૧૨૩

૬. વિધવા તેના ધણીની મિલકતમાંની થોડી મિલકત વેચે તો એ વેચાણ લેનાર ઉપર વિધવા મજકુરે એ વેચાણ કર્યા અવલ કરકસરથી ચાલવાવાળી હતી તથા સારી ચાલની હતી એવું સાબીત કરવાના પુરાવનો બોજ નથી. કાલીકુમાર ચોધરી વિ. નંદકુમાર ચોધરી ૧ વી. રી. પ્ર. ૧૫૩.

૭. વિધવા પાસેથી કાંઈ મિલકત ઘરેણે રાખનાર ઉપર તે ઘરેણે મુકતી વખતે વિધવાને નાણાની જરૂરીયાત હતી એવું સાબીત કરવાનો પુરાવનો બોજ છે. રામપ્રસાદસીંગ વિ. મસામત નાગબંસી કુંવર ૯ વી. રી. પ્ર. ૫૦૧ કુંવર ગુલાબસીંગ વિ. રાઓ કરણસીંગ ૧૦ બે. લા. રી. પ્ર. ૧ રાઓ કરણસીંગ વિ. મહમદ ફૈજઅલીખાન ૧૦ બે. લા. રી. પ્ર. ૧.

૮. સગીર ઉમરના બાળકના વાલીએ કરેલ વેચાણ અયોગ્ય કારણથી થયું છે એવું કહીને વેચાણ રદ કરાવવાના દાવામાં વેચાણ લેનાર ઉપર જરૂરીયાત સાબીત કરવાનો બોજ છે. લુલુસીંગ વિ. રાજેંદરશાહ ૮ વી. રી. પ્ર. ૩૬૪.

૯. વિધવાની અમુક મિલકત સ્ત્રી ધન છે માટે અમને તેનો વારસો મળવો જોઇએ એવું કહેનારા ઉપર તે મિલકત સ્ત્રીધન છે એવું સાબીત કરવાનો બોજ છે. શ્રીમતીચંદરમણી દાસી વિ. જોયકીશન સીરકાર ૧ વી. રી. પ્ર. ૧૦૭.

૧૦. અમુક મિલકત મજીયારી છે. માટે તેમાંથી મને અરધ ભાગ અપાવો એવું કહેનાર ઉપર મિલકત મજકુર મજીયારી છે. એવું સાબીત કરવાનો બોજ છે. મસામત સુગીંદર દાસી વિ. બોલોરામ રીવાન ૧ વી. રી. પ્ર. ૫૭ ઉભોય ચરણ ઘોસ. વિ. ગોવીંદ ચંદરદેત્ત ઇ. લા. રી. ૯ કલકતા પ્ર. ૨૩૭ બેનુ વિ. કાસીરામ ઇ. લા. રી. ૩ કલકતા પ્ર. ૩૧૫.

૧૧. અમુક મિલકત ભાગ પાડવા લાયક નથી એવું કહેનાર ઉપર તે સાબીત કરવાનો બોજ છે. લક્ષ્મણરાવ માદેસા વિ. મલહારરાવ બાજી ૫ વી. રી. પ્ર. ૬૭.

૧૨. હિંદુધર્મ શાસ્ત્ર પ્રમાણે ભાગ પડી ગયા પછી અમુક મિ-લકત મજીયારી છે એવુ કહેનાર ઉપર તે સાબીત કરી આપવાના પુરાવનો બોજ છે. રામગોવીંદ કુંડ વગેરે વિ. સૈયદ હુસેનઅલી વગેરે ૭ વી. રી. પ્ર. ૯૦

૧૩ મિલકતના ભાગ પડાવવાના દાવામાં એ મિલકતનોતો કયારનો ભાગ પડી ગયો છે એવું કહેનાર ઉપર તે સાબીત કરી આપવાના પુરાવનો બોજ છે. ગુરૂપ્રસાદ મુકરજી વિ. કાળીપ્રસાદ મુકરજી ૫ વી. રી. પ્ર. ૧૨૧ ત્રીલોચનરાય વિ. રાજકીસનરાય ૫ વી. રી. પ્ર. ૨૧૪. મસામત ચાંથુ વિ. બાબુ મેહીનલાલ. ૧૧ મું. ઈ. અ. પ્ર. ૩૬૯ રામચંદ્રદત્ત વિ. ચંદ્રકુમાર મંડળ વગેરે ૧૩ મું. ઈ. અ. પ્ર. ૧૮૧. ભગવતી મીસરેન વિ. દોમાન મીસરેન ૨૪ વી. રી. પ્ર. ૩૬૫ સીઓગુલામસીંગ વિ. બારનસીંગ ૧એ.લા.રી.પ્ર.૧૬૪.

## મજીયારા કુટુંબમાં રહેનાર.

૧૪. અમુક મિલકત સ્વપરજીત છે એવું કહેનાર હોય તોતે હકીકત સાબીત કરી આપવાનો પુરાવ આપવાનો બોજ છે. પ્રાણ કીશનપાલ ચોધરી વિ. મથુરમોહનપાલ ચોધરી ૫ વી. રી. પ્ર. ૧૧ ધરમદાસ પાંડે વિ. મસામત સામાસુંદરી દેવી ૬ વી. રી પ્ર. ૪૩ મુલજી લીલા વિ. ગોકળદાસ ઈ. લા. રી. ૮ મુંબઈ. પ્ર. ૧૫૪ ગનીભીવપારામ વિ. કાનીભીવ. ૪ મું. હા. રી. પ્ર. ૧૮૯ બિસ્વંભર સરકાર વિ. સુરોધની દાસી ૩ વી. રી. પ્ર. ૨૧ મનમોહીની દેવી વિ. સુદામની દેવી ૩ વી. રી. પ્ર. ૩૧ વીપ્રોપ્રસાદ મીતી વિ. કીનાબાઈ ૫ વી. રી. પ્ર. ૮૨ લખન ચંદરલાલ વિ. મધુમુખી દાસી ૫ વી. રી. પ્ર. ૨૭૮ બ્યારીલાલ વગેરે વિ. ભુબોરીલાલ વગેરે ૧૨ વી. રી. પ્ર. ૧૨૪ મસામત બીલાસકુંવર વિ. ભવાનીબક્ષ નારાયણ ૧ વી. રી. પ્ર. ૧ શ્રીમતીપુરની મા ચોધરેન વિ. દ્રુપદી દાસી ૧ વી. રી. પ્ર. ૧૦૭ આનંદ મોહનરાવ વગેરે વિ. લોબ વગેરે માર્સ રીપોર્ટ પ્ર. ૧૬૯ જોય

નારાયણરાવ વિ. રાજા પંચનંદ ૧ વી. રી. પ્ર. ૧૦ રાધારમણ કુંડુ વગેરે. વિ. ફુલકુમારી બીબી વગેરે ૧૦ વી. રી. પ્ર. ૨૮ ગોવીંદનાથ-સેન વગેરે વિ. ગોવીંદચંદરસેન વગેરે ૧૦ વી. રી. પ્ર. ૩૯૩. તારક-ચંદરપોદર વિ. જગેસરચંદર કુટુંબ ૧૧ બે. લા. રી. પ્ર. ૧૯૩. મ-સામત આનંદીકુંવર વિ. બીંદુલાલ ૧૮ વી. રી. પ્ર. ૬૯ રામફુલ-સાંગ વગેરે વિ. દેગનારાયણસીંગ વગેરે ઈ. લા. રી. ૮ કલકતા પ્ર. ૫૧૭ ચંદહરી મીતી વિ. રાજા નરેંદ્રનારાયણરાવ ૧૯ વી. રી. પ્ર. ૨૩૧ વીદાવાસી વિ. નારાયણ ઇ. લા. રી. ૨ મદ્રાસ પ્ર. ૧૯ બાનુ વિ. કાસીરામ ઇ. લા. રી. ૩ કલકતા પ્ર. ૩૧૫. રામપ્રસાદ ત્રવાડી વિ. સીઓચરણદાસ વગેરે ૧૭ વી. રી. પ્ર. ૮. લાલા બીહારીલાલ વિ. લાલામાધાપ્રસાદ વગેરે ૬ વી. રી. પ્ર. ૨૯ નીલમણીભાયા વિ. રાજા ગંગાનારાયણ સોમરાય ૧ વી. રી. પ્ર. ૩૩૪ અંબીકાચરણશેઠ વિ. ભગવતી ચરણશેઠ ૩ વી. રી. પ્ર. ૧૭૩.

૧૫. વડીલોપારજીત મિલકતનું બાપે વેચાણ કર્યું હોય તે રદ કરાવવા દીકરો ફરીયાદ કરે ત્યારે એ વેચાણ કરવાની જરૂરીયાત હતી. એ સાબીત કરવાનો બોજ વેચાણ લેનાર ઉપર છે. જરૂર નોહોતી એ સાબીત કરવાનો બોજ દીકરા ઉપર નથી. જુગલનારાયણ સુહાઈ વિ. લાલારામપ્રકાશ ૨ વી. રી. પ્ર. ૨૯૨.

૧૬. મિલકત બાપે ઘરેણે મુકી હોયતો ઘરેણે મુકવાની જરૂરી-યાત ઘરેણે રાખનારે સાબીત કરી આપવી જોઇએ. નારાયણસીંગ વિ. જાનકીસીંગ ઈં. લા. રી. ૨ કલકતા. પ્ર. ૪૩૮.

૧૭. કોઇ મજીયારા કુટુંબના માણસે પોતાનો ભાગ પોતા ઉપરનું હુકમનામું થયા પછી પણ જપ્તી થયા અવલ પોતાના ભાઇઓને આપી દીધો હોયતો તે આપી દેવાનું કુલ કપટ વગરનું હતું એ સાબીત કરવાનો બોજ એ ભાઇઓ ઉપર છે. બ્રોજોલાલ સંદયાલ. વિ. ભાખોસુંદરી દેવી ચોધરાની ૧૭ વી. રી. પ્ર. ૪૯૯.

૧૮. કુટુંબ વિભાગી થયા પછી ફરીથી એકઠુ થયું છે તે કહેનાર ઉપર તે સાબીત કરવાનો બોજ છે. રાજાસુરાનાની વેનકેટા વગેરે વિ. રાજાસુરામની લક્ષ્મી. વગેરે ૧૨ વી. રી. પ્ર. ૪૦.

## ફરીથી એકઠા થવું.

૧. જે કુટુંબીઓ ભાગ પાડી જુદા થયા હોય તે બધા અથવા તેઓમાંનો કોઇ ફરીથી એકઠા થઇ રહે તો, એ કુટુંબ ફરીથી એકઠું થયું ગણાય અને ત્યારેજ વારસા નિયમ લાગુ પડે. ભાગ પાડી જુદા થએલા સખસના છોકરાં ફરીથી એકઠાં થઇ રહે તો વારસાનો કાંઇ લાભકારક હક તેમને મળે નહીં. વિશ્વનાથ ગંગાધર વિ. કીશનાજી ગણેશ ૩ મુ. હા. રી. પ્ર. ૬૯ લક્ષ્મીબાઇ વિ. ગણપત મોરોબા. ૪ મુ. હા. રી. પ્ર. ૧૫૦.

૨. ભાગ પાડ્યા પછી સર્વ ભાઇઓ એક ઘરમાં ભેળા રહે અથવા કાંઇ વેપાર ભેળો કરે તો હીંદુધર્મ શાસ્ત્ર પ્રમાણે તે કુટુંબ ફરીથી એકઠું થએલું ગણાય નહીં. પણ જે મિલકતનો ભાગ પાડી જુદા થયા હોય એ મિલકત પાછી ભેળી કરી દેવામાં આવે ત્યારેજ ફરીથા એકઠા થયાનું ગણાય છે. ગોપાળચંદ્ર દાગોરીયા વિ. કીનારામ દાગોરીયા ૭ વી. રી. પ્ર. ૩૫.

૩. ભાગ પાડી જુદો થયા પછી કોઇ સખસ પોતાની કમાણી મજીયારા કુટુંબમાં ભેળે તો જાણે તે જુદો થયો ન હોય એવા એકમાની મિલકતનો વારસો વેહેંચાઇ શકેછે. રામપ્રસાદ ત્રવાડી વિ. સીઓચરણ દાસ ૧૦ મુ. ઇ. અ. પ્ર. ૪૯૦.

૪. જો કુટુંબ ફરીથી એકઠું થાય તો પછી તેઓના વંશજો, પછી ગમે તેટલા દુરના હોય તો પણ ફરીથી ભાગ પડે ત્યાં સુધી મજીયારા હોય તેવા હક તેમને મળેછે. એવા ફરીથી એકઠા થએલા કુટુંબના માણસો અંદરે અંદરે વારસો લેવાના હકદાર થાયછે. અને જેઓ ફરીથી એકઠા થયા ન હોય તે ગમે તેટલા નજીકના સગા હોય તો પણ વારસો મેળવી શકતા નથી. તારાચંદઘોસ. વિ. પદમ લોચનઘોસ. ૫ વી. રી. પ્ર. ૨૪૯.

૫. એક માણસને ભાગે શું આવેછે, તે નકી કરવા કુટુંબની મિલકતના ભાગ પાડે તે પ્રમાણે એક ભાગદારને ભાગ આપી બીજા કુટુંબી તો એકઠાજ રહે તો તેઓને ફરીથી એકઠા થએલા કુટુંબી તરીકે ગણવા જોઇએ. પીતાંબર દત વિ. હરીસચંદર દત ૧૫ વી. રી. પ્ર. ૨૦૦.

## બક્ષીશ.

૧. હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે કોઈ જમીન કોઇને બક્ષીશ આપી હોય તોતે જમીનનો કબજો મળ્યા વગર અથવા તે જમીનની ઉપજ જેને તે આપી હોય તે લે ત્યાં સુધી બક્ષીશ આપવાનું કર્મ સંપુર્ણ ગણાતું નથી. હરજીવન આણંદરામ વિ. નારાયણ હરીભાઈ ૪ મુ. હા. રી. પ્ર. ૪૧.

૨. બાપ દીકરાને બક્ષીશ કરે તેનો પણ ખરેખરો કબજો મળ્યા વગર બક્ષીશ સંપુર્ણ થતી નથી એવું ઠર્યુંછે. પ્રેમરાજ ભવાનીરામ વિ. નારાયણ શીવરામ ઈ. લા. રી. ૬ મુંબઈ પ્ર. ૨૧૫.

૩. કોઈ જમીન મોઢેથી બક્ષીશ આપી કબજો આપ્યો હોય તોતે બક્ષીશ સંપુર્ણ ગણાય છે. ડોઇડેમસીવ કીસ્તો વિ. ઈસ્ટઈંડીયા કંપની ૬ મુ. ઇ. અ. પ્ર. ૨૬૭.

૪. કોઈ સખ્સનો વાલી તે સખ્સને કાંઈ મિલકત બક્ષીશ આપે તે બક્ષીશપત્ર રજીષ્ટર કરાવે લોકોને પણ એ બક્ષીશની વાત જણાવે પણ તે સખ્સના વાલી તરીકે મિલકત મજકુર પોતાના કબજામાં રાખે તો તેથી બક્ષીશ સંપુર્ણ થવામાં કાંઇ તફાવત નથી વાલીનો કબજો એ તે સખ્સનો કબજો છે. તારોબીબી વિ. ઘાસીરામ ૩ કલકતા લા.રીપોર્ટ પ્ર. ૨૪૭ આનંદચંદરાય વિ. કીસનમોહન બંનાજી ૧ સીલેકટ રીપોર્ટ પ્ર. ૧૫૨.

૫. જેને બક્ષીશ આપી હોય તેના તરફથી બીજા કોઇને કબજો આપવામાં આવે અથવા ઉતપન્ન આપવામાં આવે તો બક્ષીશ મજકુર સંપુર્ણ ગણાય. બેંક ઓફ હિંદુસ્તાન વિ. પ્રેમચંદ રાયચંદ ૫ મુ. હા. રી. પ્ર. ૮૩.

૬. કોઈ હિંદુ વિધવા જરૂરના ધર્મકાર્ય અર્થે તેના ધણી તરફથી મળેલી વડીલોપારજીત સ્થાવર મિલકતનો કાંઈ ભાગ કોઈને કૃષ્ણાર્પણ આપી શકેછે પણ તેવી આખી મિલકત તેના ધણીના વંશબીજ સંમતી વગર કોઇને બક્ષીશ આપી શકતી નથી ભાસ્કર ત્રીંબક આચાર વિ. માહાદેવ રામજી ૬ મુ. હા. રી. પ્ર. ૧.

૭. કોઈ અવિભક્ત હિંદુ કુટુંબનું માણસ તેના બીજા ભાગ-

દારની પરવાનગી વગર તે કુટુંબની મિલકતમાં પોતાનો ભાગ હોય તે કોઇને બક્ષીશ આપી શકતો નથી. ગંગાબાઈ વિ. શામાના બીમાના ૩ મુ. હા. રી. પ્ર. ૬૬ નરોતમ જગજીવન વિ. નારેસનદાસ હરકીશનદાસ ૩ મુ. હા. રી. પ્ર. ૬ ૫ સુદેવભટ વિ. વ્યંકટેસસામભાઉ ૧૦ મુ. હા. રી. પ્ર. ૧૩૯. ઉદેરામ સીતારામ વિ. રાણું પાંડુજી ૧૧ મુ. હા. રી. પ્ર. ૭૬ વૃંદાવનદાસ રામદાસ વિ. જમનાંબાઈ ૧૨ મુ. હા. રી. પ્ર. ૨૨૯ ગંગાવિશ્વેશ્વર વિ. પીરથીપાલ ઈ. લા. રી. ૨ અલહાબાદ પ્ર. ૬૩૫ હરીવલભ ગંગારામ વિ. કેશવરામ શીવદાસ ૨ બારોડેલ રીપોર્ટ પ્ર. ૭ ઇછારામ વિ. પરમાણંદદાસ ૨ બારોડેલ રીપોર્ટ પ્ર. ૫૧૫ ગ્રુમાઇલી કુંવર વિ. રામપ્રસાદ ઇ. લા. રી. ૨ અલહાબાદ પ્ર. ૨૬૭ ઉનરૂપ તવાડી વિ. લાલાબંધજી સુહાઈ ઈ. લા. રી. ૬ કલકતા પ્ર. ૭૫૩.

૮. બનારસશાળા પ્રમાણે કોઈ માણસ પોતે મેળવેલી સ્થાવર મિલકત પોતાની હયાતીમાં એક દીકરાને અથવા દીકરાના દીકરાને બક્ષીશ આપી દેવા અને બીજા દીકરા વગેરેને તેથી બાતલ કરવા હક ધરાવતો નથી. માહાસુખ વિ. બુદરી ૧ મ. હા: રી. પ્ર. ૧૫૩ સુતાયાનચેટી વિ. સાંગીલી વીરા વગેરે ઈ.લા.રી. ૩ મદ્રાસ પ્ર. ૩૭૦.

૯. પાછળથી અલહાબાદ હાઇકોરટે એ વિચાર ફેરવી બાપની એ સતા મંજુર રાખીછે. સીતલ વિ. માધો ઇ. લા. રી. ૧ અલહાબાદ પ્ર. ૩૯૪.

૧૦. વડીલોપારજીત મિલકત બાપ એક દીકરાંને અથવા દીકરાના દીકરાને આપી બીજા દીકરાને તેથી બાતલ કરી બક્ષીશ આપી શકતો નથી એવું મુંબઈ હાઈકોરટે ઠરાવ્યું છે. લક્ષમણ વિ. રામચંદ્ર ઇ. લા. રી. ૧ મુંબઈ પ્ર. ૫૬૧.

૧૧. બક્ષીશ લેનાર બક્ષીશ આપનાર સાથે એવા કરાર કરેકે બક્ષીશ આપવાના બદલામાં મારે અમુક કામ કરવું તે પ્રમાણે બક્ષીશ લેનાર કરે નહીં તો બક્ષીશ આપનાર તે બક્ષીશ રદ કરી શકેછે. માહાદેવપંડીત છેદી વિ. મસામત બાદેમો ૫ મ. હા. રી. પ્ર. ૫ આરમુગામ મુદાલી વિ. આમીનીઅમાલ ૧ મ.હા.રી.પ્ર. ૪૦૦.

૧૨. એક હિંદુએ મરતાં અવલ થોડા દહાડા ઉપર સરકારી ચલણી નોટ પોતા પાસે હતી તે દીકરાને આપવા મંગાવી પણ તેની ઉપર તે સહેરો કરી શક્યો નહીં પાછળથી તેને સહેરો કરવાનું કહેતાં તેણે કહ્યુંકે હું બહુ નબળો છું તેથી આટલા બધા કાગળ ઉપર સહી કેમ કરી શકાશ આવું કહેવાથી સહેરો થઇ સહી થઈ નહીં તેમાં ઠરાવવામાં આવ્યું કે એ નોટ બક્ષીશ આપવા તેનો ઇરાદો હતો. કુમાર ઉપેદ્રો કીસ્નદેવ વિનોબીન ક્રીસ્ન બોસ ૩ બેં. લા. રી. પ્ર. ૧૧૩.

૧૩. એક માણસે મુવા અવલ સાત વર્ષ ઉપર બક્ષીશ પત્ર લખી પોતાને દીકરો ન થાયતો દીકરીને મિલકત બક્ષીશ તરીકે આપવા લખી રાખેલ દીકરો થયો નહીં તેથી બક્ષીશ યોગ્ય લેખાણી છે. બાબુ કાસીપ્રસાદ નારાયણ વિ. મસામત ક્વાલબાસી કુંવરે ૫ મું. ઇ. અ. પ્રે. ૧૪૬.

૧૪. એક સખસે પોતીકી રખાત સ્રીને કેટલીક સરત કરીને પોતાની જમીન બક્ષીશ આપી હતી અને તેનો કબજો તેને આપ્યો હતો. ઘણાં વર્ષ પછી એ બક્ષીશ અયોગ્ય કારણસર આપી છે માટે તે બક્ષીશ રદ કરવા વાંધો ઉઠાવવામાં આવ્યો તે વાંધો ઉડાડી મુકવામાં આવ્યો છે. લક્ષમીનારાયણ વિ. વિલાયતી બેગમ ઈ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૪૩૩.

૧૫. બક્ષીશ આપેલી મિલકતના વારસ પુરૂષ વંશજ એકલા થાય એવી સરતથી બક્ષીશ આપવામાં આવેતો તે બક્ષીશ ગેરકાયદે છે એવું ઠર્યું છે. સોસી વિ. તારો કેસવરાય. ઇ. લા. રી. ૬ કલકતા પ્ર. ૪૨૧

૧૬. તેમ અમુક વર્ષ સુધી બક્ષીશ આપેલી મિલકતના ભાગ પાડવા નહીં એવી સરતથી બક્ષીશ આપેલી હોયતો તે સરત ગેર-વાજબી ગણવામાં આવી છે. મુકુંદલાલ વિ. ગણેશચંદર ઇ. લા. રી. ૧ કલકતા પ્ર ૧૦૪.

૧૭. બ્રાહમણને બક્ષીશ આપેલી મિલકત કોઈ દીવસ એ બ્રાહમણોએ કોઇને આપવી નહીં એવી સરત કરી બક્ષીશ આપવામાં આવેતો તે સરત ગેરકાયદે છે. અનાનાથા વિ. નાગામુથુ. ઇ. લા. રી. ૪ મદ્રાસ પ્ર. ૨૦૦.

૧૮. કોઈ સખસને કોઈ પુત્ર સંતતી ન હોય ત્યારે પોતાની મિલકત કોઈને બક્ષીશ કરીદે પાછળથી પોતે દત્તપુત્ર લેતો તેણે આપેલી બક્ષીશ તે રદ કરી શકતો નથી. રામભટ વિ. લક્ષ્મણ. ઇ. લા. રી. ૫ મુંબઇ. પ્ર. ૬૩૦.

૧૯. માહા રોગથી પીડીત થએલી અને તે રોગથી હવે મોત નજીક આવ્યું છે એવી ધારણા રાખનાર કોઈ સ્ત્રીએ કાંઈ બક્ષીશ કરી હોય તે બક્ષીશ મંજુર રહેવા માટે મરતી વખતે વસીયતનામું કરી જાય તે વસીયતનામું સાબીત કરવા જેવો પુરાવ આપવો જોઇએ તેવો પુરાવ આપવો જોઇએ એટલે કે બક્ષીશ આપતી વખતે તે સાવધ બુદ્ધિમાં હતી અને બક્ષીશ આપવા તેની મરજી હતી. મ. સામત ઠાકોરદાઇ વિ. રાયબુલકરાય વગેરે ૧૦ વી. રી. પ્ર. ૩.

૨૦. રગતપીતના માહા રોગથી પીડીત થએલો સખસ બક્ષી આપવા અપાત્ર છે એવું કાંઈ નથી. સામચરણ અધીકારી વેરાગી વિ. રૂપદાસ વેરાગી વગેરે. ૬ વી. રી. પ્ર. ૬૮.

૨૧. કોઈ સુદ્ર પોતાના અનૌરસ દીકરાને કાંઇ જમીન બક્ષીશ કરેતો તે બક્ષીશ ગેરકાયદે ઠરતી નથી. પારીચટ વિ. જાલીમસીંગ ઇ. લા. રી. ૩ કલકતા. પ્ર. ૨૧૪.

૨૨. કોઇ સ્ત્રી તેના ધણીના હિતને હરકત થાય એવી રીતે પોતાની સ્થાવર મિલકત પોતાના કોઈ સગાને બક્ષીશ આપી શકે નહીં. ડનલુલુરી વિ. માલાપુડી ૨ મ. હા. રી. પ્ર. ૩૯૦.

૨૩. ધણી તેની સ્ત્રીને જે સ્થાવર જંગમ મિલકત બક્ષીશ આપે તેમાની જંગમ મિલકતનો તે સ્ત્રી ગમેતેમ ઉપયોગ કરી શકે છે. સ્થાવર મિલકતમાંતો તેની જીંદગી સુધી તેનો હક છે. એવી મિલકત તે કોઈને આપી દઈ શકે નહીં. કુંજબીહારીધર વિ. પ્રેમચંદ દત. ઇ. લા. રી. ૫ કલકતા પ્ર. ૬૮૪.

૨૪. ધણી કરજવાળો ન હોય ત્યારે ખુશીથી પોતાની મિલકત પોતાની સ્ત્રીને બક્ષીશ આપી કબજે કરી દીધી હોય પાછળથી ઘણે વર્ષે ધણી ઉપર કરજ થાયતો તેના લેણદારોથી એ બક્ષીશ રદ કરી શકાયનહીં. સેખએનાયત અલી વિ. મસામત રામપ્રીયાકુંવર ૧વી. રી. પ્ર. ૨૧

૨૫. સર્વ ભાગદારોની મંજુરી વગર વડીલોપારજીત મિલકત કોઇને બક્ષીશ આપી શકાય નહીં. ગંગા ગોવીંદબોસ. વિ. શ્રીમતી ધુની અને રામી ૧ વી. રી. પ્ર. ૬૦ ગંગા વીશ્વેશ્વર વિ. પીરથીપાલ. ઈ. લા. રી. ૨ અલાહબાદ. પ્ર. ૬૩૫.

૨૬. પોતાની મિલકત બાપ તેના દીકરાને બક્ષીશ આપે. પોતા ઉપરના થએલા હુકમનામાની બજાવણી માટે પુરતી મિલકત પોતાને હવાલે રાખે પણ એ મિલકત કોરટની હકુમત બાહારની હોય તેજ રાખેતો તેથી તેના દીકરાને આપેલી કોરટની હકુમતમાંની મિલકતનું બક્ષીશપત્ર લેણદારો રદ કરી શકતા નથી. નસીરહુસેન વિ. માતાપ્રસાદ. ઈ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૮૯૧.

૨૭. જે સખસો અથવા સખસનો જન્મ થયો નથી તેમને વસીયતનામું કરી કાંઇ મિલકત બક્ષીશ આપી શકાય નહીં એવું આગળ ઠર્યું છે. બ્રાહમા માઇ દાસી વિ. જગેસચંદર દત ૮ બે. લા. રી. પ્ર. ૪૦૦ ગનેદ્રો મોહનતા ગોર વિ. ઉપેદ્રો મોહનતા ગોર ૯ બે. લા. રી. પ્ર. ૩૭૭.

૨૮. મુંબઇ હાઇકોરટે પણ એ વિચાર પસંદ કર્યો છે. સર મંગળદાસ નથુભાઇ વિ. ક્રીસ્નાબાઇ ઈ. લા. રી. ૬ મુંબઇ પ્ર. ૩૮.

૨૯. પણ પાછળથી કલકતા હાઇકોરટે ઠરાવ્યું છે કે હિંદુઓની વસીયત નામા માટે સને ૧૮૭૧ નો આકટ ૨૧ મો પસાર થયા પછી આવી બક્ષીશ કરવા હરકત નથી. અલંગા મંજુરી દેવી વિ. સોનામની દેવી ઈ. લા. રી. ૮ કલકતા પ્ર. ૧૫૭.

૩૦. કોઇ સખસ એવી બક્ષીશ કરેકે મારા ગુજરવા પછી અમુક મિલકત અમુક સખસને બક્ષીશ આપુછઉ પણ તે બક્ષીશ કરનાર સખસ ગુજરે તે પહેલાં જેને બક્ષીશ કરી હોય તે પહેલો ગુજરીજાય તો એ બક્ષીશ પત્ર જેના લાભમાં કર્યું હોય તેના વંશજને એ બક્ષીશ પત્રથી કાંઇ લાભ મળે નહીં. કીરતો સુંદરીદેવી વિ. રાણી કીરતોનોબી માર્સ રીપોર્ટ પ્ર. ૩૬૭.

૩૧. સર્વ ભાઇઓને એક મિલકત બક્ષીશ આપવામાં આવી હોય તે બક્ષીશ આપેલી મિલકતમાં તે ભાઇઓના ભાગ મુકરર કર્યા ન હોય તો એ બક્ષીશ આપેલી મિલકત જાણે અવિભક્ત મિ-

भक्त होय तेम वारसाना नियम लागु पडेछे. राधाबाई वि. ना- नाराओ इ. ला. री. ३ मुंबइ प्र. १५१.

बाप.

१. बाप तेना दीकरा अथवा दिकराना दीकराना करज माटे ज- वाबदार नथी पछी तेने कांई वारसो मळ्यो होय के नहीं तेनी चींता नहीं जो एवुं करज आपवा तेणे वचन आप्युं होय तो ते आपवा तेनी फरज छे. उदेराम सीताराम वि.राणुंपांडुजी ११ मुं. हा.री.प्र. ७६

२. मुंबइ इलाकामां चालता हिंदु धर्मशास्त्र प्रमाणे कोई पण बाप तेना बीजा दीकराने पडतो मुकी वडीलोपारजीत मिलकत एकज दीकराने आपी दई शके नहीं. भुजंगराव गोरपाडे वि. मालिजीराव गोरपांडे ५ मुं. हा. री. प्र. १६१ लक्षमणदादा नायक वि. रामचंद्रदादा नायक. इ. ला. री. १ मुंबइ. प्र. ५६१.

३. स्वपारजीत एटले के पोते मेळवेली मिलकतनी (स्थावर जंगम बेउ जातनी) बाप तेना दीकरानी रजा वगर अवस्था करी शके छे. सीतल वि. माधो इ. ला. री. १ अलाहबाद प्र. ३६४ मदनगोपाल ठाकोर वि. रामबक्ष पांडे ६ वी. री. प्र. ७१ गंगाबाई वि. वामनजी २ मुं. हा. री. प्र. ३०१ बीशनप्रकाश नारायणसींग वि. बावामीसर १२ बे. ला. री. प्र. ४३०. सदानंद वि. बोनोमाली मार्स रीपार्ट प्र. ३२० नालातंबी वि. मुकुंदा ३ म. हा. री. प्र. ४५५ अजोध्यागीर वि. कासीगीर ४ अ. हा. री. प्र. ३१.

४. बाप नातबाहार थएलो होय तोपण तेनो ए अधीकार बजाववा तेने प्रतीबंध आपतो नथी. बोजोप्रसादसींग वि. राम सरण वगेरे ६ वी. री. प्र. ७७.

५. कुटुंबनुं घर बांधवा माटे नाणानी जरूर होय तो वडीलो- पारजीत मिलकत वेचीने बाप नाणा लेतो दीकराथी तेमां वचे पडी शकातुं नथी. गंगाबाइ वि. वामनजी २ मुं. हा. री. प्र. ३०१.

६. केदमांथी छुटवा माटे बाप वडीलोपारजीत मिलकत वेची शके छे. दुलीपसींग वि. श्रीकीशनपांडे ४ अ. हा. री. प्र. ८३.

७. मद्रासमां चालता हिंदु धर्मशास्त्र प्रमाणे अविभक्त कुटुंबमां रहेनारो बाप के बीजो भागीदार ए अविभक्त मिलकतमां पोतानो

ભાગ હોય તે વેચી શકે છે. પાલાનીવેલાપા વિ. મીનાર ૨ મ. હા. રી. પ્ર. ૪૧૬.

૮. બાપ સહીત દરેક ભાગદારને એ હક છે. એવું મદ્રાસ હાઇ કોરટે ઠરાવ્યું છે અને તેથી બાપ ઉપર થએલુ હુકમનામાની બજાવણીમાં એ ભાગ જપ્તિ થઇ શકે છે. વીરાસ્વામી ગ્રામીના વિ. અઇયારવામી ગ્રામાની ૧ મ. હા. રી. પ્ર. ૪૭૧.

૯. કુટુંબના વહીવટ કરનાર તરીકે બાપ ઉપર હુકમનામું થયું હોય તો બાપનો એકલાનો ભાગ વેચાણ કરવો એમ નહીં. આખી મિલકત વેચાય. દીવાસીંગ વિ. રામમનોહર ઇ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૭૪૬.

૧૦. બાપે જે કર્જ કર્યું હોય તે અનીતીના કારણસર કર્યું હોય તો બાપનો હિસો પણ વેચાણ થતો નથી. મુમાઇલીકુંવર વિ. રામપ્રસાદ. ઈ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૨૬૭.

૧૧. કુટુંબના નીરવાહ સારૂ થએલા કર્જ માટે બાપ વડીલોપારજીત મિલકતની બ્યવસ્થા કરેતો હરકત નથી. બાબાજી માહાદાજી વિ. ક્રીસ્નાજી દેવજી ઈ. લા. રી. ૨ મુંબઇ. પ્ર. ૬૬૭. રામફલસીંગ વિ. દેવ નારાયણસીંગ ઇ. લા. રી. ૮ કલકતા પ્ર. ૫૧૭.

૧૨. એવા કારણસર બાપે વડીલોપારજીત મિલકત ઘરેણે મુકી હોય. તો ઘરેણે રાખનારે એ મિલકત ઘરેણે મુકવા જેટલી બાપને જરૂર હતી તે બતાવી આપવું જોઇએ. પરમાનંદ વિ. મસામત ઓફ્રુઆકુંવર ૧ વી. રી. પ્ર. ૧૮૩.

૧૩. બાપના એકલાનાજ કરજ માટે વડીલોપારજીત મિલકત બજાવણીમાં વેચાણી હોય તો એ વેચાણથી વડીલોપારજીત મિલકતમાં બાપનો હકહિસો હોય તેનુંજ વેચાણ થયું છે. એવું ગણાય છે. ચંદ્રસેન વિ. ગંગારામ ઇ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૮૯૯ નાનકફોતી વિ. જેમંગલકુમે. ઇ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૨૬૪ ભીખાજી રામચંદ્ર વિ. યસવંતરાવ શ્રીપત. ઇ. લા. રી. ૮ મુંબઇ પ્ર ૮૯. લોકીમાહતો વિ. અહોરીઅજેલાલ ઇ. લા. રી. ૫ કલકતા પ્ર. ૧૪૪. મોનગીરનાં કલેકટર વિ. હરદેવનારાયણ ઇ. લા. રી. ૫ કલકતા પ્ર. ૪૨૫ લછમનદાસ વિ. ગીરધર ઇ. લા. રી. ૫ કલકતા

પ્ર. ૮૫૫ બીખાસીંગ વિ. લછમનસીંગ ૯ લા. રી. ૨ અલાહબાદ પ્ર૮૦૦

૧૪. ઉપરે બતાવેલા પ્રસંગ સીવાય બાપ તેના દીકરાની મંજુરી વગર વડીલોપારજીત મિલકતની કાંઇ વ્યવસ્થા કરી શકતો નથી. રામ નારાયણસીંગ વિ. પરતમસીંગ ૧૧ બે. લા. રી. પ્ર. ૩૯૭.

૧૫. પણ વેચાણ લેનાર એવું બતાવે કે કુટુંબની આપત્તી વખતે અથવા કાંઈ જરૂરના ધર્મકાર્ય અર્થે બાપે વેચાણ કર્યું છે તોતે વેચાણ રદ જાય નહીં. મદનગોપાળ ઠાકોર વિ. રામબક્ષ પાંડે ૬ વી. રી પ્ર. ૭૧.

૧૬. વડીલોપારજીત મિલકતની બાપ કોઈ પણ જાતની વ્યવસ્થા તેના હયાત દિકરાઓની મંજુરીથી ન કરે તોતે વ્યવસ્થા પાછળથી થએલ દીકરા મંજુરીથી વ્યવસ્થા કરતી વખતે જીવતા દીકરાને એ મંજુરીથી બાપ કાંઈ પ્રતિબંધમાં નાંખી શકતો નથી. હરોદત નારાયણસીંગ વિ. વીરનારાયણસીંગ વગેરે ૧૧ વી. રી. પ્ર. ૪૮૦.

૧૭. મીતાક્ષરા પ્રમાણે બાપને વડીલોપારજીત મિલકતમાં પોતાનો ભાગ હોય તેની વ્યવસ્થા કરવી હોય ત્યારે મોટા દીકરાની મંજુરીથીજ નહીં પણ સર્વે ભાગદાર જે હયાત હોય તેમની મંજુરીથી વ્યવસ્થા બાપ કરી શકે છે. નથુલાલ ચૌધરી વિ. ચોડીશાહ ૧૨ વી. રી. પ્ર. ૪૪૬.

૧૮. મીતાક્ષરા પ્રમાણે દીકરાની મંજુરી વગર બાપથી વડીલોપારજીત મિલકતની વ્યવસ્થા થાય નહીં પણ દીકરા અથવા દીકરાના દીકરા સગીર ઉમરના હોય અથવા બીજી રીતે મંજુરી આપવા અશક્ત હોય અને કુટુંબના જરૂરી કારણસર મિલકત મજકુરની વ્યવસ્થા કરવાની જરૂર હોય તો તેવી મંજુરી વગર પણ બાપ તેવી વ્યવસ્થા કરી શકેછે. મથુરાકુંવરી વિ. બુતનસીંગ ૧૩ વી. રી. પ્ર. ૩૧.

૧૯. 'દીકરાની મંજુરીથી બાપે મિલકતનું વેચાણ કર્યું હોય તો પછી દીકરાના દીકરાએ વેચાણ વિષે કાંઈ સવાલ ઉઠાવી શકતા નથી. બુરહાનુનેઓસીંગ વિ. ગીરધારીસીંગ ૯ વી. રી. પ્ર. ૩૩૭.

૨૦. ગુજરાતમાં કોઈ વિભક્ત ગ્રહસ્થનિ પુત્રીક અને કોઈ

પણ વિધવા મુક્યા વગર ગુજરી જાય તો તેનો વારસો પિત્રા તેની મા કરતાં તેના બાપનો હક મજબુત છે. ખોદાભાઈ માહીજી વિ. બાહાદરદલા વગેરે ઇ. લા. રી. ૬ મુંબઈ પ્ર. ૫૪૧.

૨૧. બાપના વારસાની બાબતમાં જે દીકરા જુદા થયા હોય તેના કરતાં જે દીકરા ભેગા રહેતા હોય તેમનો હક વધારે છે. બાજીબાપુભાઈ વિ. વેણુબાઈ મુંબઈ હાઇકોરટ સ્પેશીયલ અપીલ નંબર ૨૮૨ સને ૧૮૭૧.

૨૨. દિકરાની સ્વપારજીત મિલકતમાં બાપનો ભાગછે એ હિંદુ ધર્મશાસ્ત્રનું વચન દીકરો બાપ ભેળો રેહેતો હોય તેને લાગુ પડે છે દીકરો જુદો હોયતો બાપનો સરખો ભાગ નથી. આનંદમોહનપાળ ચૌધરી વિ. શ્રીમતીસામાસુંદરી ૧ વી. રી. પ્ર. ૩૫૨.

૨૩. વડીલોપારજીત મિલકતમાં દીકરાનો હક બાપ જેટલોજ છે એ ખરૂંકે પણ બાપ એ ભાગ આપ્યા પછી પોતાને ભાગે આવેલી એ મિલકતની તેની મરજી માફક બ્યવસ્થા કરી શકેછે. બાબુવીરપ્રસાદસેહાઈ વિ. માહારાજા રાજેદ્રપ્રતાપ સેહાઈ ૯ વી. રી. પ્ર. ૧૫ તુલજારામ મોરારજી વિ. મથુરાંદાસ દયારામ મુંબઈ હાઈકોરટના જુદા છપાએલ ફેંસુલાની ફાઇલ સને ૧૮૮૧ પ્ર. ૨૬૦.

૨૪. એવી બ્યવસ્થા કર્યા વગર બાપ ગુજરી જાયતો પછી તેના એ મિલકત ઉપર સઘળા દીકરાનો સરખો હક છે દીકરા ન હોયતો ક્રમવાર વારસોનો હક પોહોચે છે. મસામત આનંદીકુંવર વિ. બીકુલાલ ૧૮ વી. રી. પ્ર. ૬૯.

## બેનામી ખરીદદાર.

૧. હિંદુ લોકોમાં દીકરાના નામથી દુકાન માંડવા વગેરેનો રીવાજ છે. એ કારણથી દીકરાના નામથી કાંઇ ખરીદી અથવા વેપાર બાપે કર્યો હોય તો તેનો નફો અથવા ફાયદો લેવા દીકરાનો હક છે એવું સમજવું નહીં જોઇએ બાપે નાણાંનો ખર્ચ કર્યો છે માટે બાપજ માલીક છે. નગીનભાઈ વિ. અબદલબીન નાસર ઇ. લા. રી. ૬ મુંબઇ પ્ર. ૭૧૭.ગોપીકીસ્ટ ગુસેન વિ. ગંગાપ્રસાદ ગુસેન ૬ મુ. ઇ. અ. પ્ર. ૫૩.

૨. ઓરમાન દીકરો તેની ઓરમાન માના નિભાવ સારૂ કાંઇ મિલકત તેને આપે એ મિલકતની ઉપજમાંથી એ ઓરમાન મા બીજા જણને નામે તેના ભત્રીજા ભાઈ કાંઇ મિલકત ખરીદે તો એ ઓરમાન મા ગુજરે ત્યારે એ બેનામી ખરીદ કરેલી મિલકત ભત્રીજાને જાય, ઓરમાંન દીકરાને જાય. ચંદ્રનાથરાય વિ. રામજોય મજમુદાર ૯ બે. લા.રી. પ્ર. ૩૦૩.

બેહેન.

૧. વિભક્ત કુટુંબનો કોઈ સખ્સ પરણ્યા વગર ગુજરી ગયો હોય તો તેના બાપના સગાં કરતાં વારસો લેવા તેની બેહેનનો હક પ્રબળ છે. બેહેન પરણેલી હોય તેથી એ વારસો લેવા અપાત્ર છે એમ કાંઇ નથી. વીનાયક આણંદરાવ વિ. લક્ષ્મીબાઈ ૧ મુ. હા. રી. પ્ર. ૧૧૭. ભાગીરથીબાઈ વિ. બાયાબાઇ ઈ. લા. રી. ૫ મુંબઈ પ્ર. ૨૬૪ વિરૂ વિ. ખંડુ ઈ. લા. રી. ૪ મુંબઈ પ્ર. ૨૧૪ ઢોઢુગુકાવ વિ. ગંગાબાઈ ઈ. લા. રી. ૩ મુંબઈ પ્ર. ૩૬૯.

૨. બેહેન તેના ભાઇની બંધુ તરીકે વારસ થઇ શકે છે. કુતીઅમાલ વિ. રાધાકીસ્ન ૮ મ. હા. રી. પ્ર. ૮૮

૩. મરનારના ઓરમાન ભાઈ કરતાં સગી બેહેન વારસો લેવા વધારે હકદાર છે. સખારામ સદાસીવ વિ. સીતાબાઈ. ઈ. લા. રી. ૩ મુંબઇ પ્ર. ૩૫૩.

૪. ભાઇની વિધવા વહુની પુત્રીક ગુજરી જાય તો જે બેહેન હયાત હોય તેનો વારસો લેવા હક છે. બીજી બેહેન એ વિધવા ભાભીની હયાતીમાં ગુજરી ગઈ હોય તો તેના દીકરા કરતાં એ બેહેનનો હક સબળ છે. ભાષ્કર ત્રીંબક આચાર વિ. માહાદેવ રામજી ૬ મુ. હા. રી. પ્ર. ૧.

૫. મુંબઇ ઇલાકામાં મરનારની ઓરમાન મા અથવા બાપ તરફના પેહેલા પીત્રાઇ કરતાં વારસો લેવા તેની સગી બેહેનનો હક વધારે પ્રબળ છે. લક્ષ્મી વિ. દાદા નાનાજી ઈ. લા. રી. ૪ મુંબઈ પ્ર. ૨૧૦.

૬. મરનારના કાકાની વિધવા સ્ત્રી(કાકી) અને ઓરમાન મા

કરતાં ઓરમાન બેહેન વારસો લેવા વધારે હકદાર છે. કેસરબાઈ વિ. વલભરામજી ઇ. લા. રી. ૪ મુંબઈ પ્ર. ૧૮૮.

૭. આગળ કલકતા હાઇકોર્ટે ઠરાવ્યું છે કે બંગાળામાં બ્હેન કે તેના દીકરી વારસો લેવા હકદાર નથી. કાલીપ્રસાદ સરમા વિ. બાઈરવી દેવી ૨ વી. રી. પ્ર. ૧૮૦ આનંદચંદર મુકરજી વિ. તીતુરામ ચેતરજી ૫ વી. રી. પ્ર. ૨૧૫ રામદયાળ દેવ વિ. મસામત માગની ૭ વી. રી. પ્ર. ૨૨૭ શ્રીમતી રૂકીનીદાસી વિ. કેદારનાથ ઘોસ. ૫ બે. લા. રી. પ્ર. ૮૭.

૮. પાછળથી ઠર્યુંછે કે-મરનારને કાંઇ સંતતી ન હોય તો પોતાની માથી ઉતપન્ન થએલી ઓરમાન બેહેન વારસો લઇશકે છે. મથુરાંનાથ મોજુમદાર વિ. ઇનસફ અલીખાંન ૧૪ વી. રી. પ્ર. ૩૫૬.

ભત્રીજો.

૧. કાકો તેના કબજાની વડીલોપારજીત મિલકત વેચે તેમાં ભત્રીજો વચે પડી શકતો નથી. ગંગાદીનરાવત વિ. મોધુસુદન વગેરે ૩ આગ્રા હા. રી. પ્ર. ૪ અજોધ્યાગીર વિ. કાસીગીર ૪ અ. હા. રી. પ્ર. ૩૧.

૨. કાકો ભત્રીજો ભેગા રેહેતા હોય તેમાંનો ભત્રીજો દીકરી મુકી ગુજરી જાય તો મીતાક્ષરા પ્રમાણે એ ભત્રીજાની દીકરી નહીં પણું કાકો વારસ થાયછે. કાકાએ ભત્રીજાની દીકરીનું ભરણપોષણ કરવું જોઇએ. મસામત્ત સીઓસુંદરી વિ.પીરથીસીંગ ૨૧ વી.રી.પ્ર.૮૯.

૩. સગો અથવા ઓરમાન ભત્રીજો તેના કાકાનો વારસો લેવા હકદારછે. ગુરૂચરણ સરકાર વિ. કૈલાસચંદર સીરકાર ૯ વી.રી.પ્ર. ૯૩

૪. મીતાક્ષરા પ્રમાણે ભત્રીજાને જે વારસો મળે છે તે તેના બાપના વારસા તરીકે નહીં પણ તેના કાકાનો તે સીધો વારસ છે તેથી તેને એ વારસો મળે છે. બ્રોજોમોહનઠાકોર વિ. ગૌરીપ્રસાદ ચાધરી ૧૫ વી. રી. પ્ર. ૭૦.

૫. કાકો વિભક્ત થઈ ગુજરી જાયતો કાકાનો વારસ તેની ભેળો રેહેનાર ભત્રીજો અથવા તેની સાથે રેહેનાર ભાઇની વિધવા થાયછે જુદા થએલ ભત્રીજાનો વારસો લેવા હક પોહોચતો નથી. કેશવરા-

મ માહાપાતર વિ. નંદકીસોર માહાપાતર ૩ બેં. લા. રી. પ્ર. ૭.

૬. બીજા નજીકનાં વારસ ન હોયતો દુરના સગામાં ભત્રીજાના દીકરાનો વારસો લેવાનો હક સાબદ્દ્ય છે. કરીમચંદ ગુરેન વિ. ઉદંગ ગુરેન ૬ વી. રી. પ્ર. ૬૫૮.

૭. ભત્રીજાની વારસ તેની કાકો થઈ શકતો નથી. ઉપેંદ્રોમોહન તાગોર વિ. થાનદા દાસી ૩ બેં. લા. રી. પ્ર. ૩૪૯.

૮. ભત્રીજાનો વારસો તેના કાકાની દીકરીના દીકરાને પોહોચતો નથી. ગોવીંદ હરીકર વિ. વુમેસચંદરરાય ૧ વી. રી. પ્ર. ૧૭૬.

૯. મરનારના ભત્રીજાની દીકરાની દીકરી વારસો લેવા હકદાર નથી. રાધાપેરીદાસી વિ. દુરગામણીદાસી ૫ વી. રી. પ્ર. ૧૩૧.

ભરણપોષણ.

૧. કોઈ સ્ત્રી તેનો ધણી જીવતાં બીજાને પરણે તો બીજા ધણીની તે કાયદાસર ઓરત ન કહેવાય પણ એ તેનો બીજો ધણી ગુજરે ત્યારે તેની રખાત સ્ત્રી તરીકે તેની મિલકતમાંથી તેનું ભરણપોષણ થવું જોઇએ. એમકુંવર વિ. ઉમીયાશંકર રણછોડ ૧૦ મું. હા. રી. પ્ર. ૩૮૧ સાલુ વિ. હરી મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઇલ સને ૧૮૭૭ પ્ર. ૩૪.

૨. કોઈ પુરૂષે કોઈ સ્ત્રીને રખાત તરીકે રાખી હોય તેનું ભરણપોષણ કરવા તે બંધાએલો છે પણ તે રખાતને ઘણા વર્ષથી તેણે રાખેલી હોવી જોઇએ થોડો વખત રાખી ભોગવી હોય તો ભરણ-પોષણનો હક પોહોચતો નથી. સીકી. વિ. વેનકાટા સ્વામી ૮ મ. હા. રી. પ્ર. ૧૪૪.

૩. બ્રાહમણ ક્ષત્રી અને વૈશ્યમાં અનૌરસ છોકરાંને વારસો મળવા સ્થાનીક રેવાજ ન હોય તોપણ તેમનું ભરણપોષણ મળવાનો તેમનો હક છે. રાહી વિ. ગોવીંદ તેજા ઈ. લા. રી. ૧ મુંબઇ. પ્ર. ૯૭. રાજાપેરીચાત વિ. જાલીમસીંગ. ઇ. લા. રી. ૩ કલકતા પ્ર. ૨૧૪ પંડાયા તીલવર વિ. પુલીતીલવર ૧ મ. હા. રી. પ્ર. ૪૭૮ મુતુસ્વામી વગેરે વિ. વ્યંકટા વગેરે ૨ મ. હા. રી. પ્ર. ૨૯૩ વીરારામુથી ઉદીવાન વિ. સીનગારાવીલુ ઇ. લા. રી. ૧ મદ્રાસ પ્ર. ૩૦૬.

૪. બંગાળામાં ચાલતા હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે આવાં અનૌરસ છોકરાં મોટી ઉમરનાં થયાં હોયતો ભરણપોષણ માગી શકતાં નથી. નીલમોનીસીંગ દેવ વિ. બનેસ્વર ૪. લા. રી. ૪ કલકતા. પ્ર. ૬૧.

૫. સુદ્ર વર્ગની સ્ત્રી સાથેના સંગથી ઉતપન્ન થએલાં છોકરાંને પણ ભરણપોષણ આપવું જોઈએ. સખારામત્રીબક વિ. રાણુંવીઠલ આપાજી ૧ મું હા. રી. પ્ર. ૧૯૧ ઇદીરાન વગેરે વિ. રામસ્વામી ૩ એ. લા. રી. પ્ર. ૧. છોતુરીયા વિ. સાહેબ પ્રલાદ ૪ વી. રી. પ્ર. ૧૩૨ સુતુસ્વામી વિ. વેનકાંટાસુબા ૨ મ. હા. રી.પ્ર.૨૯૩

૬. પોતાના કુટુંબના માણસોનું ભરણપોષણ કરવું એ દરેક હિંદુ પીતાની ફરજ લેખવામાં આવી છે. રામચંદ્રદાદા નાયક વિ. દાદા માધુનાયક ૧ મું હા. રી. એપેનડીક્ષ પ્ર. ૭૬.

૭. જે વડીલોપારજીત મિલકત વિભાગ થઈ શકે તેવી ન હોય તેવી મિલકત ધારણ કરનારા બાપ ઉપર ભરણપોષણ કરવાની દીકરાની ફરીયાદ ચાલે. હેમતસીંગજી ખેચરસીંગજી વિ. ગણપત-સીંગજી ૧૨ મું. હા. રી. પ્ર. ૯૪.

૮. એવી મિલકત વિભાગ પડી શકે તેવી હોય પણ જ્યાં સુધી વિભાગ ન પડે ત્યાં સુધી દીકરા અને દત્તપુત્રનો ભરણપોષણ માં-ગવા હક છે. અથાવુમુપાનાર વિ. નીલાડચીઆમાલ વગેરે ૧ મ. હા. રી. પ્ર. ૪૫.

૯. આવું ભરણપોષણ બાપની મિલકતની સ્થીતી. દીકરાની સ્થીતી તથા ચાલચલણ ઉપર વિચાર કરી નકી રકમનું ઠરાવવું જોઇએ.જતેદ્રમોહન તાગોર વિ.તાનેદ્રમોહન તાગોર ૧૮ વી.રી.પ્ર.૩૫૯.

૧૦. પુખ્ત ઉમરે પુગેલો દીકરો બાપ પાસેથી ભરણપોષણ માંગી શકે નહીં પણ બાપને કાંઇ આગળના કુટુંબ હકની સરકારથી દસ્તુરીની રકમ મળતી હોયતો દીકરો અશક્ત ન હોય તોપણ તેના બાપ પાસેથી ભરણપોષણ માંગી શકે છે. રામચંદ્ર વિ. સખારામ ઈ. લા. રી. ૨ મુંબઈ. પ્ર. ૩૪૬.

૧૧. પોતાનો ભાગ જુદો પડાવી કોઈ સખસ જુદો થયો હોય અને પછી તે તંગ હાલતમાં આવી જાયતો તેના બાપ કાકા પાસેથી ભરણપોષણ માંગવા તેનો હક નથી. સાવીત્રી બાઇ વિ. લક્ષ્મીબાઈ

૪. લા. રી. ૨ મુંબઇ. પ્ર. ૫૭૩.

૧૨. વિધવાનો ભરણપોષણ માંગવાનો હક કાયદાસર છે. અને તેની રકમ તે વિધવાની જરૂરીયાત તેની કુટુંબની સ્થીતી અને જેની પાસેથી તે અપાવવું હોય તેની હાલત ઉપર વિચાર કરી તે ઠરાવવું જોઇએ. સાકવરબાઈ વિ. ભવાનજીરાજી દેશમુખ ૧ મું. હા. રી. પ્ર. ૧૯૪. શ્રીમતીનીતો કાસોરીદાસી વિ. જોગેદ્રોનાથમલીક લો. રી. ૫. ઇ. અ. પ્ર ૫૫ દાનોબંધુ ચૌધરી વિ. રાજમોહીની ચૌધરી ૧૫ વી. રી. પ્ર. ૭૩ નરહરસીંગ વિ. દીરગનાથકુંવર ૪. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૪૦૭. બાઇલચંદરદત વિ. ખેતરપાલ બૈસાક ૧૧ બે. લા. રી. પ્ર. ૪૫૯

૧૩. કલકતા હાઇકોરટે ઠરાવ્યુંછે કે કોઈ સ્ત્રી તેના સગીર ઉમરના દીકરાને સાથે રાખી તેના સસરાના ઘરમાં રહેવા ના પાડે અને પોતાની દીકરી હોય તે કોઈ નીચ વર્ગના માણસને ત્યાં વેચી કુટુંબની આબરૂને ધોકો પોહોચાડે તે વિધવા સ્ત્રી તેના સસરા પાસેથી ભરણપોષણ માંગવા હક ધરાવતી નથી. મનમોહીનીદાસી વિ. બુલકચંદ્ર પંડીત ૧૫ વી. રી. પ્ર. ૪૯૮.

૧૪. ભરણપોષણ માંગવા માટે વિધવા ફરીયાદ કરે ત્યારે તેનો ભરણપોષણ માગવા હક છે તેટલુંજ ઠરાવવું એમ નહીં પણ કેટલી રકમ મળવા તેનો હકછે તે પણ ઠરાવી આપવું જોઇએ. શ્રીમતીનીસતારીનીદાસી વિ. મકનલાલ દત વગેરે ૧૭ વી. રી. પ્ર. ૪૩૨.

૧૫. ભાગ પડાવી જુદા થએલા દીકરાની વિધવાની સ્થીતી તંગ હોયતો દીકરો ભાગ લઈ જુદો થયા છતાં તેના સસરા પાસેથી ભરણપોષણ માગવા વિધવાનો હક છે એવું ઠર્યુંછે. ચંદ્રાભાગાબાઈ વિ. કાસીનાથ વીઠલ ૨ મુ. હા. રી. પ્ર. ૩૨૨.

૧૬. એકથી વધારે જણ પાસેથી ભરણપોષણ માગવાનો હક હોય તેમ છતાં એકજ જણ ઉપર વિધવા ફરીયાદ કરેતો ચાલે પછી એ એક જણ બીજા પાસેથી ભાગ મળવા દાવો કરે. રામચંદ્ર દીક્ષીત વિ. સાવીત્રીબાઈ ૪ મુ. હા. રી. પ્ર. ૭૩.

૧૭. વિધવાના ધણીના ભાઇને વિધવાના ધણીની કાંઇ મિલકત મળી ન હોય તથા જુદો થઈ તે ગુજરી ગયો હોય તેમ છતાં

પણ વિધવા તેની ઉપર ભરણપોષણની ફરીયાદ કરી શકેછે એવું ઠર્યુંછે. ટીમામાભટ વિ. પરમેસ્વરી આમા ૫ મુ. હા. રી. પ્ર. ૧૩૦ આપાજી ચીંતામણ વિ. ગંગાબાઈ ૭. લા. રી. ૨ મુંબઈ પ્ર. ૬૩૨.

૧૮. વિધવાના ધણીના વારસો વિધવાના કબજામાંથી વિધવાના ધણીની મિલકત મળવા દાવો કરે તે પ્રમાણે મિલકત આપવા હુકમ થાયતો મિલકત વારસોને અપાવી વિધવાએ ભરણપોષણ માટે જુદો દાવો કરવાનું નહીં કહેતાં તેજ દાવામાં વિધવાની ભરણપોષણની રકમ ઠરાવી શકાય છે. રાજબાઈ વિ. સીદુભવાની ૮ મુ. હા. રી. પ્ર. ૯૮.

૧૯. અવિભાજ્ય રાજ્ય અને જમીનદારીમા છેલા રાજાના વંસજ સીવાય બીજી પેઢીનાં માણસ હક તરીકે ભરણપોષણ માંગી શકે નહીં. નીલમનીસીંગ વિ. હિંગુલાલસીંગ ૪. લા. રી. ૫ કલકત્તા પ્ર. ૨૫૯.

૨૦. બંગાળામાં ચાલતા હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે સસરાના કબજામાં વડીલોપારજીત મિલકત હોય તોજ તેના દીકરાની વિધવાનું ભરણપોષણ કરવા સસરાની ફરજ છે. ખેતરમની દાસી વિ. કાસીનાથદાસ ૨ બેં. લા. રી. પ્ર. ૧૫ ઉમાચરણ ચોધરી વિ. નીતાંબની દેવી ૨ બેં. લા. રી. પ્ર. ૧૧ રામકુમાર વિ. ઇછામાઈ ૭. લા. રી. ૬ કુલકતા પ્ર. ૩૬.

૨૧. મુંબઈ હાઈકોરટે તો ઠરાવ્યુંછે કે વિધવાના સસરા ઉપર તેના દીકરાની વિધવા વહુનું ભરણપોષણ કરવા જે ફરજછે તે દીકરો જુદો થઈ ગુજર્યો હોય તથા તેની કાંઇ મિલકત પણ તેને મળી ન હોય તેમ છતાં છે. વડીલોપારજીત મિલકત પણ કાંઇ ન હોય તેમ છતાં પણ તેણે એ ફરજ અદા કરવી જોઇએ જો તે વિધવાને ઘરમાં ન રાખી કાઢી મુકેતો વિધવાને જુદુ ભરણપોષણ આપવા હુકમ થઈ શકે. ઉદેરામ સીતારામ વિ. સોનકાબાઈ ૧૦ મુ. હા. રી. પ્ર. ૪૮૩.

૨૨. આવું ભરણપોષણ સસરા ભેળું રહી વિધવાએ લેવું જોઇએ. ભેળી રહેવા ના પાડે તો જુદુ મળે નહીં. કાસીનાથદાસ વિ. ખેતરમની દાસી ૯ વી. રી. પ્ર. ૪૧૩.

૨૩. સસરા ઉપરની ઉપર બતાવેલી ફરજ છે પણ સસરાના બાઇ ઉપર તેવી ફરજ નથી. સાવીત્રીબાઈ વિ. લક્ષ્મીબાઇ ઇ. લા. રી. ૨ મુંબઈ પ્ર. ૫૭૩ ફુલબેંચ.

૨૪. પાછળથી મુંબઈ હાઇકોરટે ઠરાવ્યુંછે કે સસરાના કબજામાં જે મિલકત હોય તે વડીલોપારજીત ન હોય તોતે વિધવાનાં છોકરાંનું ભરણપોષણ કરવા સસરાની ફરજ નથી. કાલુ વિ. કાસીબાઈ મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૮૨ પ્ર. ૪૨૦

૨૫. ભરણપોષણ માટે જે મિલકત આપી હોય તે વિધવા ઉડાડી મુકેતો ફરી તેવી બીજી મિલકત અથવા નાણાની રકમ મળવા વિધવા ફરીયાદ કરી શકે નહીં. સાવીત્રીબાઈ વિ. લક્ષ્મીબાઈ ઇ. લા. રી. ૨ મુંબઈ પ્ર. ૫૭૩.

૨૬. વિધવાનો ધણી જીવતો હત તો મજીયારી મિલકતના ઉતપન્નમાંથી જે ભાગ તેને મળત તે ભાગ કરતાં વધુ રકમ વિધવાને ભરણપોષણ તરીકે મળી શકે નહીં. માધવરાવ વિ. ગંગાબાઈ ઇ. લા. રી. ૨ મુંબઇ પ્ર. ૬૩૯.

૨૭. સ્ત્રીના ભરણપોપણનો હક લગ્નની પવીત્ર ગાંઠ બંધાય છે ત્યારથીજ ઉતપન્ન થાય છે એ વિશે લગ્ન થતી વખતે કાંઇ ખાસકરાર થવાની જરૂર નથી દરેક હિંદુની ફરજ છે કે પોતાની સ્ત્રીનું ભરણપોષણ કરવું. સીંડલીંગાપા વિ. સીદાવા ઈ. લા. રી. ૨ મુંબઇ પ્ર. ૬૩૪.

૨૮. ધણી પોતાની સ્ત્રી પ્રત્યે ખરાબ ચાલ ચલાવે અથવા પોતા ભેળી રાખવા ના કહે અથવા બીજાં એવાં યોગ્ય કારણ હોય કે તેનાથી ભેળું રહેવાયજ નહીં. આવી હકીકત હોય ત્યારેજ તેને જુદું ભરણપોષણ મળે તેમ ન હોય તો તેના ધણી ભેળી રહી નીરવાહ ચલાવવા તેની ફરજ છે. સીડલીંગાપા વિ. સીદાવા. ઈ. લા. રી. ૨ મુંબઇ પ્ર. ૬૩૪.

૨૯. જે સ્ત્રીને તેના ધણીએ તજીદીધી હોય તે સ્ત્રીના ધણીની મિલકત તે સ્ત્રીના ધણીના સગા પાસે હોય-તેના ત્રીજા ભાગ ઉપર તે સ્ત્રીના ભરણપોષણની ફરીયાદ ચાલે. રામાબાઇ વિ. ત્રી-

બક ગણેશ દેસાઇ ૯ મુ. હા. રી. પ્ર. ૨૮૩. હરીબાઈ વિ. નથુ ૧ બારોઉલ રીપોર્ટ પ્ર. ૬૦.

૩૦. વિધવાના કબજામાં ઘરેણાં અથવા બીજી મિલકત હોય પણ તેથી કાંઇ ઉતપન્ન આવતું ન હોય તો એ પદાર્થ તેની પાસે હોવાથી ભરણપોષણ માટે તેનો હક કાંઈ ઓછો થતો નથી પણ તેની પાસે જે મિલકત હોય તે ઉતપન્ન થાય તેવી હોય તો તેના ભરણપોષણની રકમ ઠરાવતી વખતે એ ઉતપન્ન કેટલું થાયછે તેનો વિચાર કરી બાકીની રકમ માટે નકી કરવું જોઈએ. સીવદાઇ વિ. દુરગાપ્રસાદ ૪ અ. હા. રી. પ્ર. ૬૩.

૩૧. વિધવાનો ધણી ગુજરી ગયો હોય ત્યારે મજીયારા કુટુંબમાંનો તે એક હોય તો વિધવાનું ભરણપોષણ એ કુટુંબના માણસ તરીકેજ થવું જોઇએ. મસામત લલીતકુંવર વિ. ગંગાબીસન ૭ અ. હા. રી. પ્ર. ૨૬૧.

૩૨. કોઇ હિંદુએ કોઈ મુસલમાન નાયકાને સ્ત્રી તરીકે રાખી હોય તેથી તેની હિંદુ સ્ત્રીને ધર્મના કારણસર તેના ધણી ભેળું રેહેવું પોશાય નહીં તો જુદુ ભરણ માગી જુદી રહી શકેછે. લાલા ગોવીદ પ્રસાદ વિ. દોલતબદી ૬ બેં. લા. રી. પ્ર. ૮૫ એપેનડીક્ષ.

૩૩. ધણીના કુટુંબથી જુદાં રહી સારી ચાલે ચાલે તોજ વિધવાને જુદુ ભરણપોષણ માગવાનો હક છે. પીરથીસીંગ વિ. રાજકુંવર ૧૨ બેં. લા. રી. પ્ર. ૨૩૮ કુદીમની દેવી વિ. તારાચંદ ચકરબતી ૨ વી. રી. પ્ર. ૧૩૪. અહોલતીયાબાઇ દેવી વિ. લખીમની દેવી ૯ વી. રી. પ્ર. ૩૭. નારાયણ રાવ વિ. રામાબાઈ ૪. લા. રી. ૩ મુંબઇ પ્ર. ૪૧૫ કસ્તુરબાઈ વિ. સીવજીરામ ઈ. લા. રી. ૩. મુંબઈ પ્ર. ૩૭૨.

૩૪. દીકરા બલવામાં સામીલ થવાથી તેમના બાપની વડીલો પારજીત મિલકત સરકાર જપ્ત થઈ હોય તો વિધવાના ભરણપોષણના હકને તેથી નુકસાન થતુ નથી સરકારે તે આપવું જોઇએ. મસામત ગુલાબ કુંવરે વિ. બનારસના કલેકટર ૭ વી. રી. પ્ર. ૪૭.

૩૫. બનારસ થાંલા પ્રમાણે મજીયારા કુટુંબની મિલકતના ભાગ પડે ત્યારે વિધવાને ભાગ નહીં પણ ભરણપોષણ મળે રાણી પ-

દમાવતી વિ. બાબુદુલારસીંગ ૪ મુ. ઇ. અ. પ્ર. ૨૫૯.

૩૬. વિધવાના ધણીના વંશજ પાસેથી કોઇએ નિશ્ચયપૂર્વક વડીલોપાર્જીત મિલકત યોગ્ય કારણુસર વેચાણ લીધી હોય તો તે મિલકત વેચાણ લેનાર ઉપર વિધવાના ભરણુપોષણનો કાંઇ હક લાગતો નથી. લક્ષ્મણ રામચંદ્ર વિ. સાવીત્રીબાઇ ૧૨ મું. હા. રી. પ્ર. ૬૯ અધોરાણી. વિ. સોનોમાલી ઇ. લા. રી. ૧ કલકતા પ્ર. ૩૬૫ જગરનાથ વિ. ઓધીરાણી ૨૦ વી. રી. પ્ર. ૧૨૬ ગોલક વિ. ઓહીલા. ૨૫ વી. રી. પ્ર. ૧૦૦.

૩૭. બંગાળાના બે કેસમાં વિધવાના ભરણપોષણ માટે એવી મિલકત ખરીદદારને જવાબદાર ગણેલો છે. ભગવતીદાસી વિ. કનાઇલાલ મીતર ૮ બેં. લા. રી. પ્ર. ૨૨૫ નીસતારીની દાસી વિ. મુકુંદલાલદત ૯ બે. લા. રી. પ્ર. ૧૧.

૩૮. કલકતા હાઇકોરટે ઠરાવ્યું છેકે ખરીદદારને આવા ભરણ-પોષણ માટે જવાબદાર ગણતાં પેહેલાં વારસોના કબજામાં એ વેચાણ કરેલી મિલકત સીવાય હવે બીજી મિલકત નથી એવું એ ખરીદદાર પાસેથી ભરણપોષણ માંગનાર વિધવાએ બતાવી દેવું જોઇએ. નારાયણ કુમારી વિ. માહાદાઇ ઇ.લા. રી. ૧ કલકતા પ્ર. ૩૬૫.

૩૯. મુંબઇ હાઇકોરટેતો ઠરાવ્યું છેકે જે મિલકતની ખરીદદાર ખરીદી કરતો હોય તેમાં વિધવાનો ભરણપોષણનો હક છે. એવી ખરીદદારને ખબર હોય તોપણ ખરીદદાર એ ભરણપોષણ માટે જવાબદાર નથી. લક્ષ્મણ રામચંદ્ર જોસી વિ. સત્યભામાબાઇ ઇ. લા. રી. ૨ મુંબઇ. પ્ર. ૪૯૪.

૪૦. ભરણપોષણનું હુકમનામું વિધવાના લાભમાં થયા પછી જો તે ખરાબ ચાલની નીવડેતો તે હુકમનામું રદ જઇ તેનો ભરણ-પોષણનો હક બાતલ થતો નથી. હોમાના વિ. તીમાનાભટ ઇ. લા. રી. ૧ મુંબઇ. પ્ર. ૫૫૯ (પણ જુવો ફેંશલો ૬૧ મો.)

૪૧. પણ એવું હુકમનામું વિધવાના લાભમાં થયા આવલ વિધવા વ્યભીચારી માલુમ પડેતો કદાચ તેના દીકરા સીવાય બીજા કોઇ પાસેથી ભરણપોષણ માંગવા વિધવાનો હક નથી. વાલુ વિ. ગંગા ઇ. લા. રી. ૭ મુંબઇ. પ્ર. ૮૪.

૪૨. કોઇ હિંદુ પોતે ગુજર્યા અવલ પોતાની સ્ત્રીના ભરણપોષણ માટે કુટુંબના મજીયારા ઘરનો કાંઇ ભાગ તેને આપી જાયતો એ ભાગમાં વિધવા મજકુરનો જીંદગી સુધી હક છે એવું અનુમાન કરવા ઠર્યું છે. મહીમાચંદરરાય વિ. દુરગામણી ૨૩ વી. રી. પ્ર. ૧૯૪ બુદોષાદીતો વિ. મુંકુંદ ૨૨ વી. રી. પ્ર. ૨૨૫ ભવાનામા વિ. રામસ્વામી ઇ. લા. રી. ૪ મદ્રાસ પ્ર. ૧૯૩. ઉદોય વિ. જાદવલાલ ઇ. લા. રી. ૫ કલકતા પ્ર. ૧૧૩.

૪૩. ઉપર લખેલી મિલકત ભરણપોષણ માટેજ આપવામાં આવેલી હોવાથી વિધવા તે મિલકતની કોઇને બક્ષીસ કરી શકતી નથી. સેખગોવીંદદાસ વિ. રણછોડ ૩ અ. હા. રી. પ્ર. ૩૨૪.

૪૪. મારા કુટુંબમાં મારી સ્ત્રી રેહે તોજ તેને ભરણપોષણ આપવું એવું તેનો ધણી ઠરાવી ગયો ન હોયતો એ વિધવા પોતાના બાપ ભેળી જઈ રેહે તોપણ ભરણપોષણ માંગવાનો તેનો હક છે તે જતો નથી. સરનોમાઇ દાસી વિ. ગોપાલ લાલદાસ. માર્સ રીપોર્ટ પ્ર. ૪૯૭.

૪૫. વિધવાનો ધણી એવી સરત કરી ગયો હોયતો વિધવા મજકુરને જુદુ ભરણપોષણ મળે નહીં એવું ઠર્યું છે. રામસુંદરી વિ. પદમણી કલકતા સદર દિવાની અદાલત રીપોર્ટ સને ૧૮૫૯ પ્ર. ૪૫૭.

૪૬. એક સ્ત્રી પોતાના ધણીનું ઘર છોડી જુદી રહી અને સ્વતંત્ર રીતે બીજો ધંધો કરવા લાગી. ધણીએ એ ધંધો છોડી દેવા અથવા પોતાના હવાલામાં આવવા કહ્યું નહીં તેમાં ઠરાવવામાં આવ્યું કે તે તેના ધણી ભેળી રેહેવા આવવા ખુશી હતી પણ તેના ધણીએ તેને રાખી નહીં તેથી તેનો ભરણપોષણ માંગવા હક છે. નીતીલાહ વિ. સુંદરીદાસી ૯ વી. રી. પ્ર. ૪૭૫.

૪૭. ધણીનું ઘર છોડી બીજે જઈ રહ્યા વિષેનું કાંઈ સબળ કારણ સ્ત્રીએ બતાવ્યું નહીં તેથી ભરણપોષણનો તેનો દાવો રદ કરવામાં આવ્યો. નર્મદા વિ. ગણેશ નારાયણશેઠ. મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઈલ સને ૧૮૮૧ પ્ર. ૨૧૫ કસ્તુરબાઇ વિ. સીવાજીરામ દેવકરણ ઇ. લા. રી. ૩ મુંબઇ. પ્ર. ૩૮૨.

૪૮. સ્ત્રીના છુટા છેડા થયા હોયતો સ્ત્રી ભરણપોષણ માગવાનો હક ધરાવતી નથી ભાસ્કર વિ. ભાગુ મુંબઇ હાઇકોરટના જુદા છ-

પાએલ ફેંશલાની ફાઇલ સને ૧૮૭૬ પ્ર. ૨૭૩, મુતામાલ વિ. ક્રા-
મોનીઅમાલ. ૨ મ. હા. રી. પ્ર. ૩૩૭.

૪૯. કોઇ વ્યભીચારી સ્ત્રી તેના ધણીથી જુદી રહેતી હોયતો એ વ્યભીચારનું કૃત્ય તેનો ધણી માફ ન કરે ત્યાં સુધી તે સ્ત્રી તેના ધણી પાસેથી ભરણપોષણ માંગી શકે નહીં. ઇલીત્રી સુવીત્રી વિ. ઇલીતા નારાયણ વગેરે ૧ મ. હા. રી. પ્ર. ૩૭૨.

૫૦. કાંઇપણ યોગ્ય કારણ વગર સ્ત્રી તેના ધણીથી જુદી થઇ રહેતો તેનો ભરણપોષણ માંગવાનો હક નથી. ધણી બીજી સ્ત્રી કરે એ જુદી રહેવાનો યોગ્ય સબબ નથી. વીરાસ્વામીચેંટી વિ. આપા-સ્વામીચેંટી ૧ મ. હા. રી. પ્ર. ૩૭૫.

૫૧. એક કેસમાં આગળ એવું ઠર્યું છેકે ધણીની રજા વગર સ્ત્રી જુદી રહેતો તેને ભરણપોષણ માંગવાનો હક નથી. કુલીઅન સુરીદેવી વિ. દ્વારકાંનાથ સરમા ૬ વી. રી. પ્ર. ૧૧૬.

૫૨. વિધવાના ધણીની મિલકત જે સખ્સ લે તે પ્રથમતો વિધવાના ભરણપોષણ માટે જવાબદાર છે. એ મિલકત તે સખ્સ ઉડાડી મુકે અથવા કપટથી બીજાને આપેતો તેની જાતતે ભરણ-પોષણ માટે જવાબદાર છે. તેની જાતથી પણ ભરણપોષણ પુરૂ ન થાયતો અંતે જેના કબજામાં એ સખ્સે મિલકત આપી હોયતેની પાસેથી ભરણપોષણ માંગવાનો હક છે. રામચરણ ત્રવાડી વિ. મસામત જસોદાકુંવર. ૨ આગ્રા. હા. રી. પ્ર. ૧૩૪ મસામત બુક મીસરેન વિ. હિમકલાલદાસ ૧૫ વી. રી. પ્ર. ૨૬૩.

૫૩. ધણીની મિલકતમાંથી પોતાનું ભરણપોષણ મળવા વિ-ધવાનો હક છે. તે હક તે છોડી દે નહીંતો તેના ધણીની મિલકત ધારણ કરનારા વારસ એ મિલકત બક્ષીસ વગેરેથી કોઇને આપીદે તોપણ તે મિલકત ઉપરનો તેનો ભરણપોષણનો હક છે તે જતો નથી. હીરાલાલ વિ. મસામત કૌસલા ૧ આગ્રા. હા. રી. પ્ર. ૪૨ અબાદી વિ. અસા. ઈ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૧૬૨.

૫૪. પણ કુટુંબ ઉપરના કરજ માટે એ મિલકત વેચી હોયતો એવ પ્રસંગે એવું વેચાણ લેનાર ઉપર વિધવાના ભરણપોષણની

હક રહેતો નથી. માટંડીઆરાઅમાળ વિ. ગોપાળકીસન. ઈ. લા. રી. ૨ મદ્રાસ. પ્ર. ૧૧૯ ગંગાબાઈ વિ. સીતારામ. ઈ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૧૭૦ જોહુરા વિ. શ્રીગોપાળ ઇ. લા. રી. ૧ કલકતા પ્ર. ૪૭૦.

૫૫. વિધવાનું ભરણપોષણ કહી કહી હકીકત ધ્યાનમાં લઈ ઠરાવવું તે વિષેના નિયમ બતાવવામાં આવ્યા. ભગવાનચંદરબોસ વિ. બીંદુવાસીનીદાસી ૬ વી. રી. પ્ર. ૨૮૬.

૫૬. ભરણપોષણ મળવાને હકદાર હોય એવી વિધવા શ્રી જરની ચીજ વેચાતી લઈ તેનું ભરણપોષણ કરવાને બંધાએલા છે. તેને વેચાતી લીધેલી ચીજની કિમત માટે જવાબદાર કરી શકતી નથી. રામસ્વામી વગેરે વિ. મીનાકસી વગેરે. ૨ મ. હા. રી. પ્ર. ૪૦૫.

૫૭. વિધવાનો ભરણપોષણ મળવાનો હક છે તે એવો નથી કે તે જમીમાં લઈ વેચી શકાય. ભૈરવચંદર વિ. નબોચંદર ૫ વી. રી. પ્ર. ૧૧૨ રામાબાઈ વિ. ગણેસ ઢોંદેવ મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઇલ સને ૧૮૭૬ પ્ર. ૧૮૮. મસામત ફુલનકુંવર વિ. સંગમસીંગ ૭ વી. રી. પ્ર. ૩૧૧ (પણ જુવો નીચે ફેંશલો ૬૨ મો).

૫૮. મીતાક્ષરા પ્રમાણે મિલકતના વિભાગ પડે ત્યારે વિભાગીઓની દાદીનો ભરણપોષણ માંગવાનો હક છે. વદમમુખ્ખીદાસી વિ. રાયમનીદાસી ૧૨ વી. રી. પ્ર. ૪૦૯.

૫૯. યોગ્ય કારણ બતાવવામાં આવેતો ભરણપોષણની જે રકમ ઠરાવી હોય તેમાં વધારો, ઘટાડો થઇ શકે વધારો કરવામાં આવેતો વધારો કરવાની અરજની તારીખથી કરવો જોઇએ. શ્રી રામભટાચારજી વિ. પુદોમુખ્ખી દેવી ૯ વી. રી. પ્ર. ૧૫૨ રૂકાબાઇ વિ. ગંડાબાઇ ઇ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૫૯૪. રાજેંદરનાથરાય વિ. રાંણીપતી સુંદરીદાસી. ૫ કલકતા લા. રીપોર્ટ પ્ર. ૧૮. નથુગોપાળરાય વિ. શ્રીમતી અમ્રતમાઈદાસી ૨૪ વી. રી. પ્ર. ૪૨૮. રામકલીકુંવર વિ. કોરટ ઓફ વોર્ડ ૧૮ વી. રી. પ્ર. ૪૭૮.

૬૦. ધણી ગુજરે ત્યારે બાળક દીકરો હોય તે ગુજરી જાયતો તેથી વિધવાને કોઇની પુત્રીક વિધવાને ભરણપોષણ મળે તેટલું જ મળે, દીકરો હતો એ કારણથી ઓછું મળે નહીં. નરહરસીંગ વિ. ડીરમનાથકુંવર ઇ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૪૦૭.

૬૧. ભરણપોષણનું હુકમનામુ વિધવાના લાભમાં થયા પછી વિધવા વ્યભીચારી થાયતો તેના ધણીના સગાની અરજ ઉપરથી સાબીતી હોયતો ભરણપોષણની આખી રકમ બંધ કરી શકાય છે. વિષ્નુસંભોગ વિ. માનાજામા. ઈ. લા. રી. ૯ મુંબઈ. પ્ર. ૧૦૮.

૬૨. વિધવાનો ભરણપોષણનો હક જપ્તીમાં ન લેવાય પણ ભરણપોષણની જે રકમ ચઢી હોય અને એ ચઢેલી રકમનું હુકમનામું વિધવાના લાભમાં થયું હોયતો તે રકમ જપ્તીમાં લેવાય છે. કાસીસુરી દેવી વિ. ગ્રીસચંદર બાહોરી ૬ વી. રી. પ્ર. ૬૪ હોય મોય બતીદેવી વિ. કુરણામાઇ દેવી. ૮ વી. રી. પ્ર. ૪૦.

૬૩. જો મુદત ન ગઇ હોયતો ભરણપોષણની ચઢેલી રકમ એકી વખતે દાવો કરી વસુલ લેવાય છે. વેનકો વગેરે વિ. કાવારી ૨ મ. હા. રી. પ્ર. ૩૬ મસામતરાજ કાલીકુંવર વિ. સાહબાદના કલેકટર ૧ વી. રી. પ્ર. ૨૫૨.

૬૪. ભરણપોષણનો હક છે તે બીજી મિલકત માફક વારસામાં ઉતરે છેકે નહીં તે વિષે સવાલ ઉઠાવવામાં આવ્યો છે. ભવાનીશંકર પંડીત વિ. અંબાબેઅમાલ. ૧ મ. હા. રી. પ્ર. ૩૬૩.

૬૫. ભરણપોષણની રકમ ચઢી હોય તે પછી વિધવા ગુજરી જાયતો જે મિલકતમાંથી એ રકમ મળતી હોય તે મિલકતમાં તે ભેળી દેવાય નહીં એવું ઠર્યું છે. કોરટ ઓફવોર્ડ વિ. મોહેસરરાય ૧૬ વી. રી. પ્ર. ૭૬.

૬૬. ભરણપોષણનો હક લાગુ થવા માટે કાંઇ ખાસ કરારની જરૂર નથી. કુટુંબના સંબંધ પ્રમાણે એ જવાબદારી હિંદુ ધર્મશાસ્ત્રે નાંખી છે. આપાજી વિ. ગંગાબાઇ ઈ. લા. રી. ૨ મુંબઇ પ્ર. ૬૩૨.

૬૭. હિંદુ વિધવા ઉપર માયા રાખી તેનું યોગ્ય રીતે ભરણપોષણ કરવા તેના સસરાની ફરજ છે એવું ઠરાવવામાં આવ્યું છે. દીવાન રામનાથરાય ચોધરી વિ. શ્રીમતી અરૂણકાલીદેવી ૧ વી. રી. પ્ર, ૧૭૭

૬૮. વિધવાનો ભરણપોષણનો હક છે તે એવો પવીત્ર છેકે કોઈ સખસ તેની સ્ત્રી પાસેથી કાંઇ દસ્તાવેજ લખાવી લઇ સઘળી મિલકત તેના દીકરાને આપી દઇ વિધવા માટે કાંઇ ન રાખી તેને

ભરણપોષણની હાલત બાહાર મુકી શકતો નથી. નર્મદાબાઇ વિ. માધવનારાયણ ઇ. લા. રી. ૫ મુંબઇ. પ્ર. ૯૯ જમના વિ. મુલમ સાહુ. ઇ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૩૧૫.

૬૯. વિધવાનો ધણી જીવતો હતતો જેવું તેનું ભરણપોષણ ફ્રત તેવીજ રીતે તેનું ભરણપોષણ કરવું જોઇએ એવી કાંઇ જરૂર નથી સ્થીતીપ્રમાણે થાય. કાલીપ્રસાદસીંગ વિ. કપુરકુંવરી ૪વી.રી.પ્ર.૬૫

૭૦. એક મરનાર હિંદુના ભાઇને કોઇનો વારસો મળ્યો હોયતો મરનારની વિધવાને કુટુંબના એક માણસ તરીકે રાખી તેનું ભરણ-પોષણ કરવા એ સખ્સની ફરજ છે એવું ઠરાવવામાં આવ્યું છે. વુમાચરણ ચૌધરી વિ. નીતંબની દેવી ૧૦ વી. રી. પ્ર. ૩૫૯.

૭૧. ભરણપોષણનો બંદોબસ્ત કોઈ હિંદુ વિધવાનો ધણી પોતાના વસીયતનામામાં કરી ગયો હોય પણ કુટુંબના માણસ સાથે થએલ ખાનગી કરાર પ્રમાણે એ વિધવા તુરત તે હક પ્રમાણે અમલ કરે નહીં તો પછી તે હકનો અમલ કરવા તેને પ્રતીબંધ આવતો નથી. પણ બાર વર્ષ સુધી ભેગી રહી વિધવાએ હકનો અમલ કરવા માગેતો તેનાં એ હકનો એટલાં વર્ષ ઉપયોગ નહીં કરવાથી તે તેણે ખોઈ દીધો અથવા તજી દીધો એવું ઠરે છે. રામલાલ મુકરજી વિ. મસામત તારાસુંદરી દેવી ૨ વી. રી. પ્ર. ૨.

૭૨. એક કેસમાં આગળ એવું ઠર્યું છેકે કોઇ બાપ દીકરો ખાવા પીવામાં તથા ધર્મક્રિયામાં ભેળા રેહ્યા પણ મિલકત જુદી પાડી લીધીતો દીકરાની વિધવા તેના સસરા પાસેથી ભરણપોષણ માંગી શકે નહીં. રાજમની વિ. સીવચંદર મલીક ૨ હાઇડસ રીપોર્ટ પ્ર. ૧૦૩ હેમકુંવર વિ. અજોધ્યા ૨૪ વી. રી. પ્ર. ૪૭૪.

૭૩. કાંઇ પણ યોગ્ય કારણ વગર દીકરી બાપથી જુદી રેહેતી હોયતો દીકરીનો ભરણપોષણ માંગવાનો હક નથી એવું ઠર્યું છે. ધન્નાતાસાવીત્રી વિ. ધન્નાતા નારાયાના ૧ મ. હા. રી. પ્ર. ૩૭૨.

૭૪. અલાહબાદ હાઇકોર્ટે ઠરાવ્યુંછે કે વિધવાના ભરણપોષણ માટે મિલકતની ઉપજમાંથી અમુક ભાગ અપાવવાનું ઠરાવવા કરતાં વારસીક અમુક રોકડ રકમ આપવાનું ઠરાવવું તે વધારે

બેહેતર છે. જાહેનું વિ. રામસ્વરૂપ ઇ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૭૭૭.

૭૫. એક વિધવાએ અમુક મિલકતનો માલીકી હક મારોછે એવું કહી એ મિલકત ખરીદ કરનારે પાસેથી એ મિલકત પોતાને અપાવવા દાવો કર્યો તે વખતે એ મિલકત ખરીદદાર પાસેથી પોતાને ન મળેતો ખરીદદાર પાસેથી ભરણપોષણ માંગવાનો તો તેનો હક છે એવી દાદ માંગી નહીં. પાછળથી ખરીદદાર ઉપરનો દાવો નામંજુર જવાથી ભરણપોષણ તેની પાસેથી માંગવાનો દાવો નામંજુર કરવામાં આવ્યો. મસામત ગુલાબો વિ. રામતહલરામ ૧ અ. હા. રી. પ્ર. ૨૭૫.

૭૬. ભરણપોષણની ફરીયાદ કરવાનું કારણ તે ભરણપોષણ માગવામાં આવે અને તે આપવાની ના પાડવામાં આવે ત્યારેજ ઉતપન્ન થાયછે. નીલકાંત વિ- લક્ષ્મીબાઈ ઇ. લા. રી. ૨ કલકતા પ્ર. ૬૩૭.

૭૭. ભરણપોષણ માગવામાં ન આવે તથા તે આપવાની ના કહેવામાં પણ ન આવે તો એ ભરણપોષણની. ફરીયાદ કરવા કાયદાએ બાંધેલી મુદતમાં ફરીયાદ કરવાના હકને પ્રતીબંધ આવતો નથી. જીવી વિ. રામજી ઇ. લાં. રી. ૩ મુંબઈ પ્ર. ૨૦૭.

૭૮. ધણીના કુટુંબમાંજ રહી વિધવા ભરણપોષણ મેળવતી હોયતો અમુક ઘરમાંજ હું રહીશ એવું વિધવા કહી શકે નહીં કુટુંબની ગોઠવણ પ્રમાણે તેણે રહેવું જોઇએ અને ભરણપોષણ કરવું જોઇએ. મોહનગીર વિ. મસામત તોતા ૪ અ. હા. રી. પ્ર. ૧૫૩.

૭૯. જે મિલકતમાંથી હકદાર સખસોનું ભરણપોષણ થતું હોય તે મિલકત કોઈ બીના હાથમાં આવેતો તેથી હકદાર સખસોનું ભરણપોષણ મળવાનો હક તેથી બંધ પડતો નથી. બી મજકુર તેમનું ભરણપોષણ કરવું જોઈએ. ગંમા વિ. જીવી ૧ બાહોર્ડ રીપોર્ટ પ્ર. ૪૨૬.

૮૦. વસીયતનામામાં વિધવાને અમુક રકમ ભરણપોષણની આપવી એવું ઠરાવ્યું હોય અને તે વસીયતનામાં પ્રમાણે સર્વ બીજા ભાગદારને જાયતો પણ વિધવા । ભરણપોષણનો હક એ મિલકત

આવે એટલો રેહેછે. પ્રોસોનો વિ. ભરઓસા ૬ વી. રી. પ્ર. ૨૫૩.

૮૧. ભરણપોષણ માટે ઠરાવેલી રકમમાંથી વિધવાએ કાંઈ જમીન મેળવી હોયતો તેની મરજીમાં આવે તેમ એ જમીનની વિધવા અવસ્થા કરી શકેછે એવું મદ્રાસ હાઇકોરટે ઠરાવ્યુંછે. નીલાઈ કુમારચેટી વિ. મારાકાયાબ ૪. લા. રી. ૧ મદ્રાસ પ્ર. ૧૬૬.

૮૨. સાસુ વહુ એકજ ઘરમાં રેહેતાં હોય તે ઘરનું કાંઈ ભાડું ઉપજતું ન હોય વહુ પાસે જે નાણું હોય તે તેના સ્ત્રીધનથી ઉતપન્ન કરેલું હોય તોતે વહુ ઉપર તે સાસુનું ભરણપોષણ કરવા ફરજ નથી બાઈ કંકુ વિ. બાઈ જાદવ ૪. લા. રી. ૮ મુંબઈ પ્ર. ૧૫.

૮૩. હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે જે સખસો વારસો લેવા પાત્ર નથી તેઓનું ભરણપોષણ થવું જોઇએ એટલુંજ નહીં પણ તેમની સ્ત્રીઓ જેઓ સારી ચાલ ચાલનારી હોય અને નિપુત્રીક હોયતો તેમનું પણ ભરણપોષણ થવુ જોઇએ. ગંગાબાઈ વિ. નારોમોરેશ્વર મુંબઈ હાઇકોરટ સ્પેશીયલ અપીલ નંમર ૬૪ સને ૧૮૭૩.

૮૪. ભરણપોષણના દાવામાં ભરણપોષણ સાથે રેહેવાનું ઠેકાણું ઠરાવી આપવું કે નહીં તે ફેંસલો કરનાર અમલદારની મુખત્યારી ની બાબત છે. કટમીકજીઆમા વિ. કમીવીજીયા ચંગામા ૧૧ વી. રી. પ્ર. ૩૩.

• ૮૫. ચેલા અથવા ગુલામને કોઇએ રાખી ઘણા દીવસ ખાવા પીવાનું આપ્યું હોય તેથી હમેશને માટે તેના કુટુંબનું ભરણપોષણ કરવા એ સખસ બંધાએલો નથી પણ એ ચેલો અથવા ગુલામ એવું સાબીત કરી આપે કે આટલા લાંબા વખત સુધી મને રાખવાથી હું કાંઈ ધંધો કરી જુદુ પોષણ કરી શકું એવી હાલત મારી રેહેવા દીધી નથી તો એ રાખનાર સખસ તેનું અને તેના કુટુંબનું ભરણપોષણ કરવા બંધાએલો છે. નારાયણદાસ વિ. માહારાજા માહાતાબચંદ બાહાદુર ૭ વી. રી. પ્ર. ૧૩૭.

## ભાઈ

૧. અવિભક્ત હીંદુ કુટુંબના ફાયદા સારૂ કાંઇ કરજ કાઢવામાં ન આવ્યું હોય તો તથા જેણે કર્જ કાઢ્યું હોય તેની કાંઇ મિલકત

પણ મળીન હોય તો એવા કરજ કાઢનાર ભાઈની એ કરજ માટે તેનો ભાઈ જવાબદાર નથી નરસીંગ ભટ બાપુભટ વિ. ચીનાપા નિગામા ઇ. લા. રી. ૨ મુંબઇ પ્ર. ૪૭૯.

૨. બીજા ભાઇઓએ તેમનો ભાગ વેચવા તેના મોટેરા ભાઈને સત્તા આપી ન હોય તો મોટેરા ભાઇએ તેમના ભાગનું કરેલું વેચાણ કાયદાસર નથી. કાજી આહોદબક્ષ વિ. બીદોબાસીની દાસી ૭ વી રી. પ્ર. ૨૯૮

૩. સગા ભાઇના દીકરા કરતાં ઓરમાન ભાઇ નજીકનો સગો છે જેથી દક્ષીણ મરેઠા પ્રદેશમાં ચાલતા હિંદુધર્મ શાસ્ત્ર (મિતાક્ષરા) પ્રમાણે તેને વારસો મળે. કીસ્નાજી વ્યંકટેશ વિ. પાંડુરંગ ૧૨ મુ. હા. રી. પ્ર. ૬૫

૪. સગો ભાઈ હોય તો ઓરમાન ભાઇ વારસો લેવા હકદાર નથી. ઇશન ચંદર ચોધરી વિ. ભૈરવચંદર ચોધરી ૫ વી. રી. પ્ર. ૨૧

૫. મિલકત અવિભક્ત હોય તો સગાભાઈ અને ઓરમાન ભાઈ સરખી રીતે વારસદાર છે. ભાઇ જીવતા ન હોય તો સગા ભાઇના દીકરાને વારસો મળેછે ઓરમાન ભાઇના દીકરાને કાંઈ હક મળતો નથી. કૈલાસચંદર સીરકાર વિ. ગુરૂચરણ સીરકાર ૩ વી. રી. પ્ર. ૪૩ તીલક ચંદરરાય વિ. રામલખી દાસી. ૨ વી. રી. પ્ર. ૪૧.

૬. પણ પાછળથી ઠરાવવામાં આવ્યુંછે કે એવા કુટુંબમાં સગા ભાઇનોજ વારસો લેવા હક છે. રાજકીસોર લાહોરી વિ. ગોવીદચંદર લાહોરી ઇ. લા. રી. ૧ કલકતા પ્ર. ૨૭, સીવનારાયણ બોસ. વિ. રામનીધી બોસ વગેરે ૯. વી. રી. પ્ર. ૮૭, સીઓસુંદરી વિ. પીરથીસીંગ લા. રીપોર્ટ ૪ ઈ. અ. પ્ર. ૧૪૭.

૭. મરનાર ભાઈની વિધવા ગુજર્યા પછી ઓરમાન ભાઈ જીવતો હોય તો મિતાક્ષરા પ્રમાણે તે વારસ થાય છે. બરહામદેવરાય વિ. પુચુરાય ૨ વી. રી. પ્ર. ૧૨૩.

૮. ભાઇની દીકરીનો દીકરો કાંઈ પણ વારસો લેવા હકદાર નથી. ગુરામણી બોસ. વિ. પ્રોસોનો કુમાર મીતર ૧ વી. રી. પ્ર. ૪૩. (પણ જુવો કલમ ૧૮.)

૯. ભાઇઓ જીવતા હોય તો ભાઈના દીકરા કાંઈ પણ વાર-

ઓ લેવા હકદાર નથી. ખોજો કંસોરી દાસી. વિ. શ્રીનાથ બોસ. ૯. વી. રી. પ્ર. ૪૬૩.

૧૦. વારસો પ્રાપ્ત થએલા ભાઈઓમાંનો એક ભાઈ પરદેશ રહેતો હોય તેથી તેના વારસાઇ હકને કાંઇ પ્રતીબંધ આવતો નથી. મસામત દુબીરામ વિ. નુરલજાન. ૯ વી. રી. પ્ર. ૯૮.

૧૧. ભાઇના દીકરાનો દીકરો મિતાક્ષરા પ્રમાણે વારસો લેવા હકદાર છે. એવું પાછળથી ઠર્યું છે. મસામત ઉરહીયાકુંવર વિ. રજોની સુકલ. ૧૪ વી. રી. પ્ર. ૨૦૮.

૧૨. કુટુંબ મળીયારૂં (અવિભક્ત) હોયતો ભાઇના દીકરા વારસો લેવા સરખા હકદાર છે એવું ઠર્યું છે. દેવીપ્રસાદ વિ. ઠાકોર દયાલ ઇ. લા. રી. ૧ અલાહબાદ. પ્ર. ૧૦૫ બોમનદાસ વિ. ચુનીલાલ. ઈ. લા. રી. ૨ કલકતા પ્ર. ૩૭૯.

૧૩. બનારસ શાખા પ્રમાણે અવિભક્ત કુટુંબમાં કોઇ સખસ ગુજરી જાયતો વારસાની બાબતમાં મરનારના વિધવા કરતાં ભાઇનો હક વધારે છે. મસામત આનંદીકુંવર વિ. બીકુલાલ ૧૯ વી.રી. પ્ર. ૬૯.

૧૪. વિભક્ત કુટુંબમાંનો કોઈ ભાઈ ગુજરી જાયતો તેનો વારસો લેવા ઓરમાનભાઈ કરતાં સગાભાઇનો હક પ્રબળ છે. નીલકીશ્નો દેવ બુરમોનો વિ. બીરચંદર ઠાકોર ૧૨ વી. રી. પ્ર. ૨૧.

૧૫. ભાઇઓ ભેગા રહેતા હોય ત્યારે તેઓમાંનો એક ભાઇ ગુજરી જાયતો સર્વ ભાઈઓ સરખે હિસે વારસ છે. સીવનારાયણ બોસ વિ. રામનીધીબોસ વગેરે ૯ વી. રી. પ્ર. ૮૭.

૧૬. કુટુંબ મળીયારૂં હોયતો દાયભાગ પ્રમાણે સગા ભાઈનો હક ઓરમાનભાઈ કરતાં વારસાની બાબતમાં પ્રબલ છે. રાજકીસોર લાહોરી વિ. ગોવીંદચંદર લાહોરી ૨૪ વી. રી. પ્ર. ૨૩૪ કીસબરામ વિ. નંદકિસોર ૧૧ વી. રી. પ્ર. ૩૦૮.

૧૭. ઓરમાન ભાઈ તેના ઓરમાન ભાઇનો વારસો લેવા મરનારના પૈહેલા પીત્રાઈ કરવાં વધારે હકવાળો છે. નીલમાધવદાસ વિ. વીસ્વંભરદાસ. ૧૨ વી. રી. પ્ર. ૨૯.

૧૮. બીજા નજીકનાં સગાં ન હોયતો મિતાક્ષરા પ્રમાણે ભાઇની

દીકરીનો દીકરો વારસો લેવા લાયક છે. એવું ઠર્યું છે. કુરઆબાબીબી વિ. જાનકીપ્રસાદ ૧૦ બે. લા. રી. પ્ર. ૩૪૧.

૧૯. અવિભક્ત ગ્રસ્થ સાથે રહેનાર બત્રીજાની વિધવા કરતાં મરનારના ભાઈના દીકરા જુદા હોય તોપણ મરનારનો વારસો લેવા તેમનો હક પ્રબળ છે. નીહાલચંદ હરખચંદ વિ. હેમચંદ. ઈ. લા. રી ૯ મુંબઈ પ્ર. ૩૧.

૨૦. મરનારના ભાઈના દીકરા જીવતા હોય ત્યાં સુધી મરનારની ભાભી વારસો લેવા હક ધરાવતી નથી. રાણી પદમાવતી વિ. કુબર સીંગ ૭ વી. રી. પ્ર. ૪૧ વેનકુપા વિ. હોલવાવા મુંબઈ હાઈકોરટ સ્પેશીયલ અપીલ નંબર ૯૦ સને ૧૮૭૩ વીઠલ રઘનાથ વિ. હરીભાઈ મુંબઈ હાઈકોરટ સ્પેશીયલ અપીલ નંબર ૪૧ સને ૧૮૭૧.

૨૧. સરકારે કાંઈ બે ભાઈઓને ઇનામી ગામ આપ્યું હોય બે ભાઈઓમાંનો એક નિપુત્રીક ગુજરી જાયતો એ ગામનો માલીક જીવતો ભાઈ છે. મરનાર ભાઈની વિધવા કાંઈ ભાગ માંગી શકતી નથી. રાધાબાઈ વિ. નારાયણરાવ ઇ. લા. રી. ૩ મુંબઈ પ્ર. ૧૫૧.

૨૨. રાજાને પોતાનો પાટવીકુમાર ઠરાવવાની સત્તા છે. એવે વખતે ઓરમાન ભાઈ કરતાં સગા ભાઈનો હક વધારે છે. બીર-ચંદરયુવરાજ વિ. નીલકીશન ઠાકોર ૧ વો. રી. પ્ર. ૧૭૭.

ભાગ.

૧. દેસાઈગીરી બાબત જે જમીન આપવામાં આવી હોય તેના ભાગ પડે નહીં એવું કાંઈ નથી. ભાગ ન પડે એવો સ્થાનીક રીવાજનો પુરાવ હોયતો ભાગ ન પડે. અદ્રીસાપા વગેરે વિ. ગુરૂ સીધાપા વગેરે ઇ. લા. રી. ૪ મુંબઈ. પ્ર. ૪૯૪.

૨. સરંજામ એ ભાગ પાડી શકાય તેવી મિલકત નથી અને તેથી તેના બદલામાં રકમ ઠરી હોય તેના પણ ભાગ પાડી શકાય તેવી તે મિલકત (રકમ) નથી એવું ઠર્યું છે. રામચંદ્ર વિ. સખારામ ઇ. લા. રી. ૨ મુંબઈ. પ્ર. ૩૪૬.

૩. વરસાસન એ પણ મિલકત છે માટે તેમાંથી ભાગ પાડવા દાવો ચાલી શકે પણ એ દાવો કુટુંબની બીજી સઘળી મિલકતના ભાગ પાડવાના દાવા સાથે કરવો જોઈએ એકલા વરસાસનનો ભાગ

પાડવા દાવો ચાલે નહીં. ત્રીંબકદીક્ષીત વિ. નારાયણ દીક્ષીત ૧૧. મું. હા. રી. પ્ર. ૬૯.

૪. મજીયારા કુટુંબને ખર્ચે વિદ્યા ભણાવવામાં આવી હોય અને તેથી ભણનાર જે ઉતપન્ન કરે તેમાંથી હકદાર સખ્સો ભાગ પડાવી શકે છે. મતલબ વિદ્યાધન એ ભાગ પડાવી શકાય તેવી મિલકત છે. ચાલાકોનદ્રા. વિ. ચાલાકોનદા. ૨ મ. હા. રી. પ્ર. ૫૬ બાઇ મંછા વિ. નરોતમ કાસીદાસ. ૬ મું. હા. રી. પ્ર. ૧. (જુવો ફેંશલો ૮૫ મો.)

૫. ઉપરના ફેંસલાથી વિદ્યાધન એ ભાગ પાડવા લાયક મિલકત ઠરાવી છે. એ વિદ્યાધન કેહેને કેહેવું તે માટે મુંબઇ હાઇકોરટે ઠરાવ્યું છેકે. મજીયારા કુટુંબને ખર્ચે બાળકપણમાં જે સાધારણ કેળવણી આપવામાં આવે છે તેતો આગળ ઉપર જે વિદ્યા મેળવવામાં આવે તેનો પાયો છે એટલા ઉપરથીજ આગળ ઉપર જે ઉતપન્ન થાય તેનાં મજીયારા કુટુંબનાં માણસ ભાગ માંગી શકે છે એમ નથી. મજીયારા કુટુંબને ખર્ચે પાછળથી કાંઇ ખાસ વિદ્યા શિખવવામાં આવી હોય તોજ તેથી થયેલ ઉપજમાં ભાગ પડાવી શકાય છે. લખમણ મયારામ વિ. જમનાંબાઇ ઈ. લા. રી. ૬ મુંબઇ. પ્ર. ૨૨૫

૬. મજીયારા કુટુંબની આવકમાંથી નીરવાહ ચલાવતાં જે કાંઇ મિલકત મેળવી હોય તે પણ ભાગ પાડવા લાયક મિલકત છે. ભગવતપાંડે વિ. રામાસીપાંડે ૪ મ. હા. રી. પ્ર. ૫.

૭. કુટુંબ મજીયારૂં હોય ત્યારે બાપે દીકરાને કાંઈ બક્ષીશ આપી હોય તેમાંથી ભાગ પડાવી શકાતો નથી. રાયનરસીંગદાસ વિ. રાય નારાયણદાસ. ૩ અ. હા. રી. પ્ર. ૨૧૭ (જુવો ફેંશલો ૮૨ મો.)

૮. કુટુંબ મજીયારૂં હોય ત્યારે કોઇ કુટુંબીના લગન વખતે તેને જે બક્ષીશ આપવામાં આવી હોય તેમાંથી ભાગ પાડી શકાય નહી. લગનનું ખર્ચ મજીયારા કુટુંબને ખર્ચે થયું હોય તેની કાંઇ ચીંતા નહીં. સીઓગોવીંદ વિ. સામનારાયણસીંગ ૭ અ. હા. રી. પ્ર. ૭૫.

૯. રાજ્ય નોકરી માટે સરકારે ઇનામીગામ આપ્યાં હોય તે ભાગ પડાવી શકાય તેવી મિલકત છે. બોધરો હનમંત વિ. નરસીંગરાવ ૬ મું. ઈ. અ. પ્ર. ૪૨૬ સીવનારાયણબોસ વિ. રામનીધીબોસ. વગેરે ૯ વી. રી. પ્ર. ૮૭.

૧૦. એવાં ધનામીગામ સરકારે કારણસર ખુંચી લઈ ફરી આપ્યાં હોયતો પ્રથમ એટલે કે ખુંચી લીધા અવલ ભાગ પડે તેવો પુરાવ હોય તોજ પડે. રાજાવેનકેટા વિ. રાજાનરાયા. ઈ. લા. રી. ૨ મદ્રાસ પ્ર. ૧૨૮.

૧૧. રાજ્ય એ ભાગ પાડી શકાય તેવી મિલકત નથી પણ જે વખતે જે રાજા ગાદી ઉપર હોય તે રાજા રાજ્યનો થોડો ભાગ કોઈને આપી દઈ શકે છે. તેના ગુજરવા પછી તેના વારસો એ ભાગ પાછો લઈ શકતા નથી. નારાયણ વિ. લોકનાથ. ઈ. લા. રી. ૭ કલકતા પ્ર. ૪૬૧. આણંદલાલસીંગ વિ. માહારાજાધીરાજ ગુરૂ નારાયણ ૫ મું. ઈ. અ. પ્ર. ૫૨.

૧૨. પાછળથી ઠર્યું છેકે રાજ્ય એ ભાગ પાડી શકાય તેવી મિલકત નથી માટે તે રાજ્યનો કાંઈ ભાગ કોઈને આપવામાં આવે તે મંજુર રહેવા માટેનો રીવાજ હોવો જોઈએ. રાજા ઉદીયા આદીત દેવ વિ. જાદવલાલ આદીત દેવ ઈ. લા. રી. ૮ કલકતા પ્ર. ૧૯૯.

૧૩. પ્રીવી કોનસીલે ઠરાવ્યું છેકે રાજ્ય એ ભાગ પાડવા લાયક મિલકત નથી તોપણ રાજાની મિલકત બે જાતની હોય છે. એક તેની ખાનગી મિલકત બીજી જાહેર મિલકત. જાહેર મિલકતનો ભાગ ન પડે પણ ખાનગી મિલકતતો સઘળા દિકરા સરખે ભાગે વેંચી લેવા હકદાર છે. હિંદુસ્તાનના સ્ટેટસેક્રેટરી વિ. કામીતીરાય સાહબા. ૭ મું. ઈ. અ. પ્ર. ૪૭૬.

૧૪. રેહેવાનું ઘર ભાગ પાડવા લાયક મિલકત નથી એવું કાંઈ નથી તેના પણ ભાગ પડી શકે છે. હલોદર મુકરજી વિ. રામનાથ મુકરજી માર્સ રીપોર્ટ પ્ર. ૩૫.

૧૫. ઘરના ભાગ પાડવાથી અમુક રીતની અગવડ આવી પડશે એવું કોઈ કુટુંબીઓ વાંધો લાવી કહેતા હોય તો કહી સગવડ ભરેલી રીતે ભાગ પાડવાથી ઠીક પડે તે તેમણે બતાવવું જોઈએ. સમન જાહ વિ. ભુપતજાહ ૧૮ વી. રી. પ્ર. ૪૯૮.

૧૬. ઘરનું આંગણું ભાગદારોએ ભાગ નહીં પાડતાં મજમું રાખવું હોય તો પછી તે ભાગ પાડવા લાયક ઠરાવવા દાવો ચાલે નહીં.

ગોપાલ આરાર વિ. કેશવદાજી મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઈલ સને ૧૮૭૬ પ્ર. ૨૪૪.

૧૭. દેવ પુજા કરવાનો હક એ ભાગ પાડવા લાયક છે. એવા દાવામાં અમુક વરસ અમુક જણે પુજા કરી ઉપજ લેવી એમ ઠ- રાવવું જોઈએ. મંછારામ વિ. પ્રાણશંકર ઈ. લા. રી. ૬. મુંબઈ પ્ર. ૨૯૮. ખીતાકાંગ વિ. નિરંજન ૨૨ વી. રી. પ્ર. ૪૩૮. (જુવો ફેસલો ૮૬.)

૧૮. કુટુંબમાં જે પુજા સ્થાન અથવા હવન સ્થાન હોય તે એ- વી મિલકત નથી કે તેના ભાગ પડી શકે તેનો મજમું ઉપયોગ ક- રવા હક હકદાર સખસો એક મત ન થાય તો વારાફરતી તેનો ઉપ- યોગ કરે એ હક ભોગવવામાં હરકત થાય તો તે એવો હક છે કે તે માટે દિવાનીમાં ફરીયાદ કરી દાદ પોચાય. આનંદમાઇ ચોધરેન વ- ગેરે વિ. ભૈકાંતનાથરાય ૮ વી. રી. પ્ર. ૧૯૩.

૧૯. જો વારા પ્રમાણે પુજા કરી ઉપજ લેવા દેવામાં હરકત કરવામાં આવે તો વારો હોય તે સખસ હરકત કરનાર કે જે બીજા સખસના કબજામાં પુજા કરવાની મુરતી હોય તે લઇ પોતાના ભા- ગના વારાની મુદત સુધી દેવ મુરતી ત્યાં રાખી શકેછે. દવારકાંનાથ રાય વિ. જનોબી ચોધરેન ૪ વી. રી. પ્ર. ૭૬.

૨૦. નાચ કરનારી સ્ત્રીએ છીનાળું કરી કાંઈ નાણું મેળવ્યું હોય તે ભાગ પાડી શકાય તેવી મિલકત નથી પછી ગાવાનું અને નાચ- વાનું તે મજીયારાં કુટુંબને ખર્ચે શીખી હોય તેની ચીંતા નહીં. બુ- લો ગામ વિ. સ્વોર નામ ઇ. લા. રી. ૪ મદ્રાસ પ્ર. ૩૩૦.

૨૧. કોઈ સખસ જુદો થાય અને મજીયારી મિલકતમાં તેનો અમુક ભાગ છે એવું નક્કી થાય પણ તે પ્રમાણે મિલકતનો કબજો મેળવ્યા વગર તે સખસ ગુજરીજાય તો તેની વિધવા એ ભાગ પડા- વી શકેછે. રામ જોસી બીન અનંત જોસી વિ. લખમીબાઇ ૧ મુ. હા. રી. પ્ર. ૧૮૯. લક્ષમીબાઇ વિ. ગણપત મોરોબા ૫ મુ. હા. રી. પ્ર. ૧૨૮. હરીસુંદરી દેવી ચોધરાણી વિ. રાજેસરી દેવી. ૨ વી. રી. પ્ર. ૩૨૧.

૨૨. જે શખ્સો વારસો લેવા પાત્ર નથી તેઓ મિલકતના ભાગ પડાવવા પણ હકદાર નથી. રામાસાહી વિ. લાલા લાલજી ઈ. લા. રી. ૮ કલકતા પ્ર. ૧૪૯ રામસુંદરરાય વગેરે વિ. રામસેહાઈ ભગત ઈ. લા. રી. ૮ કલકતા પ્ર. ૯૧૯.

૨૩. મુંબઈ ઇલાકામાં ચાલતા હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે બાપની હયાતીમાં તેની મરજી વિરૂધ વડીલોપારજીત સ્થાવર જંગમ મિલકતના ભાગ પડાવવા હકદાર નથી. રામચંદ્રદાદા નાયક વિ. દાદા માહાદેવ નાયક ૧ મુ. હા. રી. પ્ર. ૭૬ એપેનડીક્ષ.

૨૪. બાપને કાળાપાણીની સજા થાય અથવા તે ન્યાતી ભ્રષ્ટ થાય તો બાપની હયાતીમાં તેની મરજી ન હોય તોપણ દીકરો વડીલોપારજીત સ્થાવર જંગમ મિલકતનો ભાગ પડાવી શકે છે. બાઈ ગંગા વિ. ધર્મદાસ નરસુદાસ બીલાસીસ રીપોર્ટ પ્ર. ૧૬.

૨૫. પ્રીવીકૌનસીલ કલકતા હાઇકોરટ અને અલાહબાદ હાઇકોરટે તો ઠરાવ્યુંછે કે બાપની હયાતીમાં દીકરો વડીલોપારજીત મિલકતમાં ભાગ પડાવી શકેછે. લાલજીતસીંગ વિ. રાજકુમારસીંગ ૧૨ બેં. લા. રી. પ્ર. ૩૭૩ બદામકુંવર વિ. વજીરસીંગ ૫ વી. રી. પ્ર. ૭૮ બીરકીસોર સુહાઇસીંગ વિ. હરોબુલભ નારાયણશીંગ ૭ વી. રી. પ્ર. ૫૦૨ જાલીધરસીંગ વિ. રામલાલ ઇ. લા. રી ૪ કલકતા પ્ર. ૭૨૩ સુરજબંસીકુંવર વિ. સીઓપ્રસાદશીંગ ૯ ઇ. લા. રી. ૪ કલકતા પ્ર. ૨૨૬ ગંગુમલ વિ. બંસીધર ૧ અ. હા. રી. પ્ર. ૧૭૦ કાળીપ્રસાદ વિ. રામચરણ ઇ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૧૫૯ ફુલચંદ વિ. માનસીંગ ઇ. લા. રી. ૪ અલાહબાદ પ્ર. ૩૧૨ (જુવો ફેંસલો ૮૩ મો.)

૨૬. મીતાક્ષરા પ્રમાણે દીકરાઓ મિલકતના ભાગ પાડે ત્યારે મા અથવા દાદીનો ભાગ પડી શકેછે. જદુનાથ ત્રવાડી વિ. બીસોનાથ ત્રવાડી ૯ વી. રી. પ્ર. ૬૧ જદુનાથદેવ સીરકાર વિ. બ્રોજોનાથદેવ સીરકાર ૧૨ બેં. લા. રી. પ્ર. ૩૮૫ જગમોહનહાલદાર વિ. સરોદામાઇદાસી ઈ. લા. રી. ૩ કલકતા પ્ર. ૧૪૯ પુરસાદ નારાયણ વિ. હનુમાન સેહાઈ ઇ. લા. રી. ૫ કલકતા પ્ર. ૮૪૫

સમરેનઠાકોર વિ. ચંદરમન મીસર વગેરે ઈ. લા. રી. ૮ કલકતા પ્ર. ૧૭ દામોધરમીસર વિ. સીનાબતી ઈ. લા. રી. ૮ કલકતા પ્ર. ૫૩૭ સીવસુંદરી દેવી વિ.બસોમની દેવી ઈ.લા.રી.૭ કલકતા પ્ર.૧૯૧. બદ્રીરાવ વિ. ભગવતનારાયણ કુઞ ઈ. લા. રી. ૮ કલકતા પ્ર. ૫૪૯.

૨૭. બાપની હયાતીમાં દીકરાઓ વચ્ચે મિલકતના ભાગ પડતા હોય ત્યારે પણ મિતાક્ષરા પ્રમાણે માનો ભાગ પડાવવા હક છે. માહાબીરપ્રસાદ વિ. રામયાદસીંગ ૧૨ બેં. લા. રી. પ્ર. ૯૦.

૨૮. મિતાક્ષરા પ્રમાણે ભાઇઓ ભાઇઓ વચ્ચે મિલકતના ભાગ પડતા હોય ત્યારે તેમની વિધવાઓને તેમના દીકરા સાથે ભાગ મળી શકે છે. તોરીતભુશન વિ. તારાપ્રોસોનો ઈ. લા. રી. ૪ કલકતા પ્ર. ૭૫૯.

૨૯. મિતાક્ષરા પ્રમાણે વિધવા માને ભાગ મળવાનો જે હક છે તે દીકરા મિલકતના ભાગ પાડે ત્યારેજ છે એમ નથી. એક દીકરાનો હક હિસો તેના ઉપરના હુકમનામાની બજાવણીમાં વેચાતો હોય ત્યારે પુણ તે ભાગ માગી શકેછે. બીલાસો વિ. દીનાનાથ ઈ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૮૮ (જુવો ફેસલો ૮૭ મો.)

૩૦. મિલકત મેળવનારના અથવા છેલા માલીકના ચાર પેઢી સુધીના સખ્સોજ મિલકતના ભાગ પડાવવા હકદાર છે. એવો ભાગ પડાવવાની અરજ કરનાર સખ્સ મિલકત મેળવનાર સખ્સથી ગમે તેટલો દુરનો સગો હોય પણ ભાગ પડાવવાની અરજ કરે ત્યારે એ મિલકત જેના કબજામાં હોય તેનો ચાર પેઢી સુધીનો સગો હોવો જોઇએ. મોરો વિસ્વનાથ વિ. ગણેશ વીઠલ ૧૦ મુ. હા. રી. પ્ર. ૪૪૪ ઠાકોર દુરીઓસીંગ વિ. ઠાકોર દેવીસીંગ લા. રીપોર્ટ ૧ ઈ. અ. પ્ર. ૧.

૩૧. મજીયારા કુટુંબના કોઈ માણસે મજીયારી કુટુંબની જમીન ઉપર પોતાના ખુદના અંગ ઉપર નાણા ઉછીનાં લઈ ઘર બાંધ્યું હોય તોપણ કુટુંબની મિલકતના ભાગ પડે ત્યારે દરેક જણ એ જમીનના ભાગની કિંમત પ્રમાણે ઘરના ભાગ પડાવી શકેછે. વીઠોબા બાવા વિ. હરીબા બાવા ૬ મું. હા. રી. પ્ર. ૫૪.

૩૨. એક જણને ચાળીસ વર્ષ સુધી વડીલોપારજીત મિલકતમાંથી કાંઈ ઉપજમાંથી ભાગ મળેલ નહીં આ ચાળીસ વર્ષ જવા દેવાથી પ્રતીવાદીઓ એકલાનો એ મિલકત ધારણ કરી વાદીને ભાગ આપવા તેની ઉપર ફરજ નથી એવું ઠર્યુંછે સીતારામ વાસુદેવ વિ. ખંડેરાવ બાળક્રીસ્ન ૪. લા. રી. ૧ મુંબઈ પ્ર. ૨૬૮.

૩૩. કાંઈ મિલકત કુટુંબીના સ્વતંત્ર કબજામાં ત્રીસ વર્ષથી હોય તો પછી કુટુંબની મિલકતના ભાગ પડ્યાછે એવું ગણવા કાંઇ પણ વિશેષ પુરાવાની જરૂર નથી ભાણાગોવીંદ વિ. વીઠોજી લાડોજી ૩ મુ. હા. રી. પ્ર. ૧૭૦ આતમારામ બાજી વિ. માધવરાવ બાપુજી મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૮૦ પ્ર. ૩૧૧ કાજી અહમદ વિ. મોરો કેશવ મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૭૮ પ્ર. ૧૨૦.

૩૪. એક કુટુંબીએ કુટુંબની ધરેણે મુકેલી મિલકત છોડાવી પોતાના કબજામાં વીસ વર્ષ સુધી રાખે તો પણ એ કુટુંબની મિલકતના ભાગ પડ્યા ગણાય નહીં. બાલુબીન બાપુરાવ વિ. નારાયણ ભીમરાવ મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૭૪ પ્ર. ૧૩૨.

૩૫. કોઈ સખસ પોતાની મિલકત ધરેણે મુકી ખત લખે તેમાં હું મારો ભાગ લઇ મારા ભાઈથી જુદો થયો છું એવું લખે તેથી એ ભાઈ ભાગ લઈ જુદો થયો ગણાય નહીં. ગોપાળશાંતુ વિ. નારાયણ બીન તુકાજી ૧ મું. હા. રી. પ્ર. ૩૧.

૩૬. મારો પોતાનો ભાગ જુદો છે અને મારે બીજા ભાગદાર પાસેથી કાંઇ જોઇતું નથી એવા ઇરાદો કોઇ ભાગદાર કાંઇ કૃત્ય કરીને અથવા ખુલું જાહેર કરી બતાવે તો એ સખસ ભાગ પાડી જુદો થયો ગણાય છે. બુલાખીલાલ વિ. મસામત ઇંદરપતી કુંવર ૩ વી. રી. પ્ર. ૪૧. મસામત વીતુ કુંવર વગેરે વિ. રાઉસનસીંગ વગેરે ૮ વી. રી. પ્ર. ૮૨.

૩૭. પોતે ભાગ લઈ જુદો થયો છે એવું બીજા ભાગદારો માને એવી કાંઈ વર્તણુંક એ ભાગદારે ચલાવી ન હોય તો ભાગ લેવા

તેના હકને નુકસાન થતું નથી. શ્રી નાથદત વિ. નંદકિસોર ઘોસ ૩ વી. રી. પ્ર. ૬૧.

૩૮. મજીયારા કુટુંબના ભાઈઓમાંથી એક ભાઈ તેનો ભાગ લઈ ખાવાપીવાનું જુદુ રાખી ધર્મક્રિયા પણ જુદી કરે અને મિલકત પણ જુદી રાખે બીજા ભાઈઓ તેમની સઘળી મિલકત ભેળી રાખી સર્વ ભેળા રહે તો એ બીજા ભાઈઓની મિલકતમાંથી ભાગ પડાવવા જુદા રહેલ ભાઈના દીકરાનો હક નથી. જદબચંદર ઘોસ વગેરે વિ. વિનોદ વિહારી ઘોસ. ૧ હાઈડસ રીપોર્ટ પ્ર. ૨૧૪.

૩૯. મિલકતના ભાગ પાડવાનું ઠરે પણ સ્થાવર મિલકત જુદી પાડી ભાગ પાડવાનું ન ઠરે તેની ઉપજ અમુક ભાગ પ્રમાણે વેંચી લેવી ઠરેતો પછી એ કુટુંબ વિભાગી થયું ગણાય છે. લક્ષમીબાઈ વિ. ગણપત મોરોબા ૪ મું. હા. રી. પ્ર. ૧૫૦ દેવીપ્રસાદ વિ. ફુલરૂફ ૧૨ વી. રી. પ્ર. ૫૧૦ મસામત જસોદાકુંવર વિ. ગૌરીબૈજનાથ સેહાઈસીંગ ૬ વી. રી. પ્ર. ૧૩૯ લાલા સીવપ્રસાદ વિ. અંજુકુંવર ૧ વી. રી. પ્ર. ૪૮૮ ફુલોહનાથદાસ વિ. મીવાલાલ વગેરે ૮ વી. રી. પ્ર. ૩૦૨. લાલામાહાબીરપ્રસાદ વગેરે વિ. મસામત કુંદનકુંવર ૮ વી. રી. પ્ર. ૧૧૬ મહેસકુએ વિ. કિસનકુએ ૧ અ. હા. રી. પ્ર. ૪૨ બાદારૂ તવાડી વિ. જગરનાથદાસ. ૧ અ. હા. રી. પ્ર. ૭૫. માહારાજા રામકિસનસીંગ વિ. માહારાજા સીઓનંનદનસીંગ ૨૩ વી. રી. પ્ર. ૪૦૨ રણજીતસીંગ વિ. કુંવર ગજરાજસીંગ. લો. રીપોર્ટ ૧ ઈ. અ. પ્ર. ૯ બાબુ દુરગાપ્રસાદ વિ. મસામત કુંદનકુંવર ૨૧ વી. રી. પ્ર. ૨૧૪.

૪૦. એવી ભાગ આવેલી મિલકતની ઉપજ બીજાને માંડી આપી કોઇ ભાગદાર નાણાં ઉછીનાં લેતો તેમાં બીજા ભાગદારની મંજુરીની જરૂર નથી. હરદ્વારસીંગ વગેરે વિ. લછમનસીંગ વગેરે ૩ આગ્રા. હા. રી. પ્ર. ૪૩.

૪૧. બનારસશાળા પ્રમાણેતો ભાગ જુદા પડી સોંપાય અને તેનો ઉપભોગ લેવાયં નહીં ત્યાં સુધી મિલકતના ભાગ પડ્યાનું સંપૂર્ણ ગણાતું નથી. મસામત દેવ બંસીકુંવર વિ. દ્વારકાંનાથ વગેરે

૧૦ વી. રી. પ્ર. ૨૭૩ અંબીકાદત વિ. સુખમણીકુંવર ઈ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૪૩૭.

૪૨. કુટુંબની બે સાખાનાં માણસ જુદા જુદા ઘરમાં રહેતાં હોય અને જમવાનું તથા પુજાનું કાર્ય પણ જુદું કરતાં હોય તો તેઓ મિલકતના ભાગ પાડી જુદા થયાનું ગણાતું નથી. એ બેઉ સાખાનાં માણસ જુદા જુદા ઘરમાં રહે એ મિલકતના ભોગવટાની જુદાઈ થઈ ગણાય. મિલકતના ભાગની તે જુદાઈ થઈ ગણાય નહીં. છબીલા માનચંદ વિ. જાદવબાઈ ૩ મું. હા. રી. પ્ર. ૮૭.

૪૩. રેહેવાનું અને ખાવાનું જુદું હોયતો હકદાર સખસો તેમના ભાગ લઈ જુદા થયાનું અનુમાન થાય છે. જગનકુંવર વગેરે વિ. રઘુનંનદનલાલ સાહુ વગેરે. ૧૦ વી. રી. પ્ર. ૧૪૮.

૪૪. વડીલોપારજીત મિલકતના ભાગ પડે એટલે એ વડીલોપારજીત મિલકત મટી સ્વપારજીત મિલકત થતી નથી. રાણી મીના કુંવર વિ. લાલા ઓધ બીહારીલાલ ૨ આગ્રા. હા. રી. પ્ર. ૩૧૧.

૪૫. કોઈ સખસ કુટુંબની મિલકતમાંથી ભાગ પડાવવા ઈછતો હોય ત્યારે કુટુંબની સઘળી મિલકતમાંથી ભાગ મળવા દાવો કરવો જોઈએ. કુટુંબની મિલકતમાંની અમુક એકજ મિલકતમાંથી ભાગ પડાવવા દાવો કરી શકે નહીં એ એક સિવાય બીજી મિલકતમાંથી ભાગ લેવા તેની ખુસી ન હોયતો એ એકજ મિલકતમાંથી ભાગ મળવા દાવો કરી શકે છે. નાનાભાઈ વલભદાસ. વિ. નથુભાઈ હરીદાસ. ૭ મું. હા. રી. પ્ર. ૪૬ રામલોચન પાઠક વિ. રઘુબરદયાળ. ૧૫ વી. રી. પ્ર. ૧૧૧ શ્રીમતી પદમણીદાસી વિ. શ્રીમતી જગતંબા દાસી ૬ બેં. લા. રી. પ્ર. ૧૩૪ રતનમણી વિ. બ્રોજોમોહન ૨૨ વી. રી. પ્ર. ૩૩૩ વ્યંકટેશ વગેરે વિ. ગનાપા, મુંબઈ હાઈકોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઈલ સને ૧૮૭૬ પ્ર. ૧૧૦ મીઠુલાલ વિ. ગુલામ નસરૂદીન ૪ આગ્રા. હા. રી. પ્ર. ૨૭૬. મોતી મુળજી વિ. જમનાદાસ મુળજી મુંબઈ હાઈકોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઈલ સને ૧૮૭૭ પ્ર. ૧૨૩. બાળકસ્ન વિ. ગોવીંદ. મુંબઈ હાઈકોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઈલ સને ૧૮૭૭ પ્ર. ૧૨૪.

૪૬. મિલકતના ભાગ પાડી આપવા દાવો કરવામાં આવે ત્યારે કુટુંબની કાંઈ મિલકત ઘરેણે મુકાએલ હોય તેથી તેના તે વખતે ભાગ પાડવા અરજ કરવામાં ન આવે. પાછળથી એ મિલકત છોડાવવામાં આવે ત્યારે એ મિલકતમાંથી ભાગ પડાવવા દાવો કરવામાં આવેતો હરેકત નથી. બાળક્રીસ્ન વિઠલ વિ. હરીશંકર ૮ મું. હા. રી. પ્ર. ૬૪ નારાયણ બાબાજી વિ. પાંડુરંગરામચંદ્ર ૧૨. મું. હા. રી. પ્ર. ૧૪૯ સીવરામ વિ. નારાયણ. ઇ. લા. રી. ૫ મુંબઇ. પ્ર. ૨૭.

૪૭. ઉપર બતાવ્યા પ્રમાણે ભાગ પાડી આપવાના દાવામાં સઘળી મિલકતના ભાગ પાડવા અરજ કરવામાં આવી ન હોય તેથી દાવો નામંજુર થાય. આથી બધી મિલકત દાખલ કરી બીજો દાવો કરેતો હરકત નથી. કાકાજી રાણોજી વિ. બાપુજી માધવરાય ૮ મું. હા. રી. પ્ર. ૨૦૫.

૪૮. ઉપર બતાવ્યા પ્રમાણે કુટુંબની સઘળી મિલકતનો ભાગ પડાવવા દાવો કરવો જોઇએ. પણ એવી મિલકત જુદી જુદી હકુમતમાં હોય તો જુદા જુદા દાવા કરવા જોઇએ. લછમનરાવ વિ. તેરૂમલરાવ ૪ મ. હા. રી. પ્ર. ૨૪૨ સુબારાવ વિ. રામરાવ ૩ મ. હા. રી. પ્ર. ૩૭૬.

૪૯. મિલકતના ભાગ પડી ગયા છે માટે મારો ભાગ મને કબજે કરાવો એવો દાવો કરવામાં આવે ત્યારે ભાગ થયા નથી એવું ઠરી કુટુંબ હજી મજીયારૂં છે એવું ઠરેતો પછી મજીયારા કુટુંબના અંગજુત તરીકે ભાગ પડાવવા તેનો હક છે તે જતો નથી બીજો દાવો કરી તે દાદ પોહોચવા હક ધરાવે છે. કોનીરાવ વિ. ગુરૂરાવ. ઇ. લા. રી. ૫ મુંબઇ. પ્ર. ૫૮૯.

૫૦. સર્વે ભાગદારોએ કાંઇ મિલકત મજમુકાર્ય અર્થે મજમુ રાખી હોય તો તેનો પણ પાછળથી ભાગ પડાવવા દાવો થઇ શકે છે. ગોપાળઆચાર વિ. કેશવ દાજી મુંબાઈ હાઇકોરટના જુદા છપાએલ ફેશલાની ફાઇલ સને ૧૮૭૬ પ્ર. ૨૪૪.

૫૧. ભાગ પાડવાના દાવામાં કુટુંબના દરેક અંગજુતના કબજામાં જે મિલકત હોય તે મજીયારી છે. એવું ગણી તેના ભાગ પડે.

બાપુ પરસોતમ વિ. સીવલાલ રામચંદ્ર મુંબઈ હાઈકોર્ટના જુદા છપાએલ ફેંસલાની ફાઈલ સને ૧૮૭૯ પ્ર. ૫૭૧.

૫૨. કુટુંબનાં માણસો અંદર અંદર સમજી કુટુંબની બધી નહીં પણ થોડીઘણી મિલકતના ભાગપાડી તેનો ઉપયોગ કરેતો તેમના જુદા જુદા ભાગ ઉપર જુદી જુદી બાબત (સરકારના કર વગેરે) આ-પવી જોઈએ.મસામત હુલાસકુંવર વિ. માનસીંગ ૪ આગ્રા.હા.રી.પ્ર.૩૭

૫૩. કુટુંબની થોડી મિલકતના ભાગ પાડ્યા હોયતો પછી બાકીની મિલકતના ભાગ પાડવા કાંઇ પ્રતીબંધ આવે છે એવું કાંઈ નથી. શ્રીમતી સામાસુંદરીદાસી વગેરે વિ. કારતીકચરણમીતર બોર્ક રીપોર્ટ પ્ર. ૩૨૬ માહારાજારામ કિસનસીંગ વિ. રાજાસીઓનંદનસીંગ ૨૩ વી. રી. પ્ર. ૪૧૨.

૫૪. કુટુંબની બધી નહીં પણ થોડીજ મિલકતના ભાગ કુટુંબી-ઓ અંદર અંદર સમજી કરે તોજ થાય. રાધાચરણદાસ વિ. કી-પાસીંધુદાસ. ઈ. લા. રી. ૫ કલકતા પ્ર. ૪૭૪.

૫૫. કુટુંબીઓએ અંદર અંદર સમજી કુટુંબની થોડી મિલકતના ભાગ પાડ્યા હોય તેથી બાકીની મિલકતના પાછળથી ભાગ પાડવા હરકત નથી પણ એ પાછળના ભાગ પાડતી વખતે જે પુરૂષ જીવતો નથી તેની વિધવાને કાંઇ ભાગ મળી શકતો નથી. પાછળના ભાગ પાડતી વખતે જે હયાત હોય તેઓજ ભાગ લેવા હકદાર છે. મ-સામત બદામોકુંવર વિ. વજીરસીંગ વગેરે ૧ ઈ. જુ. નવી આવ્રની પ્ર. ૧૪૪ તીમારેડી વિ. એચામા. ૨ મ. હા. રી. પ્ર. ૩૨૫.

૫૬. મિલકતના ભાગ પાડવા કરાર થાય તે કરાર થયા પછી વડીલોપારજીત મિલકતમાંથી જે કાંઈ ઉતપન આવે તેનો પણ ભાગ પાડવા એ આગળનો કરાર થયો છે એવું ગણાય છે. માહારાણી ઇંદરજીત કુંવર વિ. મસામત જસનુંધ કુંવર ૧ ઈ. જુ. નવી આવ્રતી પ્ર. ૧૪૧.

૫૭. કલકતા હાઇકોરટે ઠરાવ્યું છેકે ઉપરનો કરાર થાય એટલે મિલકતના ભાગ પડી ચુક્યા એવું ગણાય નહીં. ફુલજાહરીકુંવરના કામમાં ૮ મેં બા. રી. પ્ર. ૩૮૫.

૫૮. મુંબઈ હાઇકોર્ટે ઠરાવ્યું છેકે ભાગ પાડવાનો કરાર થાય એટલે ભાગ પડ્યો ગણાય. તીમામાકોમતીમપા વિ. આમચીમાની પરમાયા મુંબઈ હાઇકોર્ટના જુદા છપાએલ ફેંસલાની ફાઈલ સને ૧૮૭૫ પ્ર. ૨૫૭.

૫૯. જે ભાગદારોના કબજામાં મિલકત હોય તેમાં કોઈ સગીર ઉમરના બાળકનો ભાગ હોય અને તે ભાગદારોના કબજામાં તે મિલકત રહેવા દેવાથી બાળક ભાગદારના હિતને નુકસાન થતું હોય તો તે બાળક ભાગદાર તરફથી ભાગ પડાવવા અરજ થઈ શકે. કામાકસીઅમાલ. વિ. ચીઠામબારારેડી ૩ મ. હા. રી. પ્ર. ૯૪.

૬૦. મિલકતના ભાગ પડાવવાને હકદાર હોય એવા સગીર ઉમરના બાળકના હિતને નુકસાન થયું છે એવું સાબીત કર્યા વગર બાળક પોતે કે તેના તરફથી બીજો કોઇ ભાગ પડાવવા અરજ કરી શકે નહીં. દામોદર મીસર વિ. સીનાબતી મીસરેન ઈ. લા. રી. ૮ કલકતા પ્ર. ૫૩૭.

૬૧. મિલકતના ભાગ પડાવવાને હકદાર હોય તેમાંનો એક અથવા ઘણાખરા ભાગદારે નાની ઉમરના હોય તેથી ભાગ પાડવાનું કામ બંધ રહે એવું સમજવું નહીં. મસામત દીઓવતીકુંવર વિ. દ્વારકાંનાથ વગેરે ૧૦ વી. રી. પ્ર. ૨૭૩.

૬૨. પણ બાળકના હિતનું રક્ષણ કરવા એ ભાગ પડે ત્યારે કાયદા પ્રમાણે નિમાએલા વહીવટ કરનારને હાજરે રાખવા જોઇએ મસામત દીઓવતીકુંવર વિ. દ્વારકાંનાથ વગેરે ૧૦ વી. રી. પ્ર. ૨૭૩.

૬૩. બાળક મોટી ઉમરનું થાય ત્યારે પડેલ ભાગ એવી રીતના હોયકે તે બરોબર પડ્યાછે કે નહીં તે સમજાય તેવું ન હોયતો એ ભાગ પાડવાના ફત્તને રદ કરવા અરજ કરી શકેછે કાળીશંકર વિ. દિનેનદ્રો ૨૩ વી. રી. પ્ર. ૬૮.

૬૪. કુટુંબમાં સ્ત્રી ગર્ભવંતી હોયતો તેને પ્રસવ થતાં સુધી ભાગ પાડવાનું કામ બંધ રહેવું જોઇએ. ગર્ભવંતી છે એવી ખબર ન હોય અને તેથી ભાગ પડે તે પછી પુત્ર આવે તો ફરીથી ભાગ પાડી તેનો ભાગ અપાવવો જોઇએ. કાળીદાસ વિ. કીસન ૨ બેં. લા. રી. પ્ર. ૧૧૮.

૬૫. એવા પાછળથી જન્મેલા પુત્રના હિત માટે મિલકતના ફરીથી ભાગ પાડવા ઉપર બતાવ્યુંછે તો એવી બાબતમાં ભાગ પડ્યા ત્યારે એ પુત્રની મા ગર્ભવંતી હતી એ અગત્યની બાબતછે. ધકાયામીયાન વિ. એગીસ્વારીયન ૪ મ. હા. રી. પ્ર. ૩૦૭.

૬૬. આપણી મિલકતના આપણે ભાગ પાડવા નહીં. એવો કુટુંબીઓએ અંદર અંદર કરાર કર્યા હોયતો તેથી એક કુટુંબીને તેનો ભાગ બીજાને માંડી આપી તે ઉપર નાણાં લેવા હરકત નથી. આનંદચંદર ઘોસ વિ. પ્રાણકિસ્તોદત ૩ બેં.લા. રી. પ્ર.૧૪. *

૬૭. કુટુંબીઓમાંના કોઇએ મજીયારી મિલકતનો કાંઈ ભાગ ગેરવ્યાજબી રીતે કબજે કરી લીધો હોય તો તે મિલકતના ભાગ થઈ શકે નહીં એવું કાંઇ નથી એક ભાગદારે એમ કર્યું તેથી બીજો ભાગદાર પણ કુટુંબની કાંઈ મિલકત દબાવી બેસે તે કાયદાસર નથી ભાગ પડવાંજ જોઇએ. કાળકાપ્રસાદ વિ. બુદ્રીસાહ ૩ અ. હા. રી. પ્ર. ૨૬૭.

૬૮. મિલકતના ભાગ લખેલું દસ્તાવેજ કરી કરવા એવી કાંઈ જરૂર નથી. રીવાનપ્રસાદ વિ. મસામત રાધાબીબી ૭ વી. રી. પ્ર. ૩૫.

૬૯. જે મિલકતના ભાગ પાડવાનો કરાર કરવામાં આવે તે મિલકત કરાર કરતી વખતે કરાર કરતારૂ ભાગદારોના કબજામાં હોવી જોઇએ એવી કાંઈ જરૂર નથી. રાજા સુરનેની વેનકાતા વિ. રાજા સુરનેની લક્ષ્મા ૧૨ વી. રી. પ્ર. ૪૦.

૭૦. મુંબઈ હાઇકોરટે ઠરાવ્યું છે કે જે મિલકત ભવીષ્યમાં મળવાનીછે તે મળેતો અમુક રીતે ભાગ પાડવા એવું ઠરેતો તેથી એ કરાર કરનારા ભાગ પાડી જુદા થયા એવું ગણાય નહીં. રામાબાઈ વિ. જોગેનસુરીયા મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૭૩ પ્ર. ૩૫.

---

* કેમકે મિલકતના ભાગ નહીં પાડવાનો કરાર કરવો એ હિંદુ ધર્મશાસ્ત્ર વિરૂધ છે. વિરૂધ રીવાજ સાબીત થતાં સુધી દરેક મિલકત ભાગ પાડવા લાયક હિંદુ ધર્મશાસ્ત્ર ગણેછે. ગ્રંથ કરતા.

૭૧. એક વખત ભાગ પડી કુટુંબીઓ જુદા થઈ ગયા હોય તો ફરીથી તેઓ એકઠા થઈ રહે નહીં ત્યાં સુધી બીજી વાર કુટું- બની મિલકતના ભાગ પડી શકતા નથી. શ્રીમતી સુખીમનીદાસી વિ. મહેંદ્રનાથદત્ત ૧૩ વી. રી. પ્ર. ૧૪.

૭૨. બાપ દીકરા વચ્ચે મિલકતના ભાગ પડી ગયા પછી બાપ- ને બીજો દીકરો થાય બાપ કાંઈ કમાણી પણ કરે તો તે બાપની મિલકત તથા કમાણીમાં ભાગ પડાવવા બીજા આગળના દીકરાનો હક નથી નવલસીંગ વિ. ભગવાનસીંગ ઇ. લા. રી. ૪ અલાહ- બાદ પ્ર. ૪૨૭.

૭૩. મિલકતના ભાગ પડી ગયા પછી છ સાત પેઢીથી એ મિ- લકતમાં ભાગ પડ્યા નથી એવું બતાવી તે મિલકત ભાગ પાડવા લાયક નથી એવું કહી શકાય નહીં. ઠાકોર ફુરીપાસીંગ વિ. ઠાકોર દેવીસીંગ ૧૩ બેં. લા. રી. પ્ર. ૧૬૫.

૭૪. કોઈ સખસ પોતાના વસીયતનામામાં મિલકતના કોઈ દીવશ ભાગ ન પાડવા અથવા અમુક મિલકત મુદત ભાગ ન પા- ડવા એવું ઠરાવી ગયો હોય તેથી તુરત ભાગ પાડવા પતીબંધ આ- વતો નથી. મુકુંદોલાલ વિ. ગણેશચંદર ઈ. લા. રી. ૧ કલકતા પ્ર. ૧૦૪ જીવન વિ. રામનાથ ૨૩ વી. રી. પ્ર. ૨૯૭ રાજેંદર દત વિ. સામચંદર મીતર ઇ. લા. રી. ૬ કલકતા પ્ર. ૧૦૬.

૭૫. મજીયારા કુટુંબનો કોઇ માણસે કાંઈ યોગ્ય કારણસર ક- જ કર્યું હોય તો તેના ભાગ જેટલી મિલકતનો ભાગ પડાવવા એ સખસના લેણદારનો હક છે. સીતારામ ચંદ્રસેખરે વિ. સીતારામ આબાજી મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઈલ સને ૧૮૭૫ પ્ર. ૧૪૦ માહાદુબીન જાનીયા વિ. શ્રીધર બાવાજી મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઇલ સને ૧૮૭૪. પ્ર. ૧૧૪. વ્રજ ભુખણદાસ કપારામ વિ. કપારામ ગોવીંદદાસ મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઇલ સને ૧૮૭૯ પ્ર. ૨૬૩ નારાયણ વિ. લીલાચંદ ઇ. લા. રી. ૬ મુંબઇ પ્ર. ૫૬૪.

૭૬. જે ભાગદાર ભાગ પાડતી વખતે હાજર ન હોય પણ

તેનું હિત બરોબર સમવાવું હોય તો તેની ગેરહાજરીમાં ભાગ પાડવામાં આવ્યા હોય તોપણ તે ભાગ પાડવાના કામ વિરૂધ તે જઈ શકે નહીં. સખારામ ભારગો વિ. રામચંદ્ર ભાષ્કર મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૮૧ પ્ર. ૨૮૦ નાનાજી વિ. તુકારામ મુંબઇ હાઇકોરટ રેગ્યુલર અપીલ નંબર ૪૬ સને ૧૮૭૧.

૭૭. મુંબઈ હાઇકોરટે ઠરાવ્યુંછે કે ભાગ પાડવાનું દસ્તાવેજ થયું હોય તો તે રજીષ્ટર થવું જોઇએ. કચુંભાઈ ગુલાબચંદ વિ. કીસ્નાબાઈ ઈ. લા. રી. ૨ મુંબઈ પ્ર. ૬૩૫.

૭૮. મુંબઈ હાઇકોરટે ઠરાવ્યુંછે કે કુટુંબના માણસોની અનુકુળતા સાચવવા ગામની ઉપજ અમુક જણે અમુક રકમથી લે તે જગો એ ગોઠવણ નકી ભાગ પ્રમાણે નહીં હોવાથી તે રકમ લેવા ઠરાવ્યાથી એ ગામના ભાગ પડ્યા ગણાય નહીં. હરીપ્રસાદ વિ. બાપુજી કૃપાશંકર સ્પેશીયલ અપીલ નંબર ૧૫૦ સને ૧૮૭૨ મુંબઇ હાઇકોરટ વિનાયક લક્ષમણ વિ. ચીમનાબાઇ મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૭૭ પ્ર. ૧૭૦.

૭૯. મજીયારા કુટુંબ ઉપરના દાવામાં કુટુંબ ભાગ પાડી જુદુ થયુંછે એવું કોઈ કુટુંબી કહે તેથી પણ કુટુંબ ભાગ પાડી જુદુ થયું ગણાય નહીં. મસામત ફુલજા હરીકુંવર વિ. રામપરસનસીંગ ૧૭ વી. રી. પ્ર. ૧૨૦ સોનાતન બૈશાક વિ. શ્રીમતી જગત સુંદરીદાસી ૮ મુ. ઈ. અ. પ્ર. ૬૬.

૮૦. કુટુંબની સઘળી મિલકત એકજ કટુંબીના સ્વતંત્ર કબજામાં હોયતો તેમાંથી ભાગ પડાવવાનો દાવો બાર વર્ષમાં ચાલે એવું ઠર્યુંછે. અંબીકા ચરણશેઠ વિ. ભગવતી ચરણશેઠ ૩ વી. રી. પ્ર. ૧૭૩ વિદ્યાશંકર વગેરે વિ. ગણપતરામ મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૭૫ પ્ર. ૩૫૧.

૮૧. ભાગ પાડવામાં આવે ત્યારે કુટુંબની કાંઈ મિલકત છુપાવી બીજા ભાગદાર અથવા ભાગદારોને કપટથી ઓછો ભાગ આપ્યો હોયતો તે ભાગ પાડવાનું કૃત્ય રદ બાતલ છે એવું ઠર્યુંછે. ખુશાલભાઈ નરછીદાસ વિ. કાબાઇ જોરાભાઈ મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૮૧ પ્ર. ૨૩૧.

૮૨. પણ સરખા ભાગ પડ્યા પછી કાંઈ અસાધારણ રીતે તે ભાગમાં વધારો થઇ જાયતો તે કારણથી આગળ ભાગ પાડેલ હોય તે રદ થઈ ફરીથી ભાગ પડે નહીં. રંગોમેરાળ વિ. ચીંતુ ગણેશ મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઇલ સને ૧૮૭૬ પ્ર. ૭૪.

૮૩. મજીયારા કુટુંબના માણસોને કાંઇ બક્ષીશ આપવામાં આવી હોય તેમાં અમુક જણનો અમુક ભાગ છે એમ ઠરાવ્યું ન હોય તો તે બક્ષીશ આપેલી મિલકતના ભાગ પડાવી શકાય છે. રાધાબાઈ વિ. નાનારાવ. ઈ. લા. રી. ૩ મુંબઇ પ્ર. ૧૫૧.

૮૪. કોઈ સખસને કોઈ પીત્રાઇનો વારસો મળ્યો હોયતો તે વારસામાં આવેલી મિલકત વડીલોપારજીત મિલકત નથી કે જેમાં દીકરાનો જન્મ થાય કે ભાગ પડાવવા હક ઉતપન્ન થાય એવી મિલકતમાં બાપ જીવતે ભાગ પડાવવા દીકરાનો હક નથી. રાયાદુરના ભાંબીચેતી વિ. રાયામુકુંદાચેતી ૩ મ. હા. રી. પ્ર. ૪૫૫.

૮૫. વિધવાના ભરણપોષણ માટે કાંઈ જમીન આપી તેના ઉતપન્નમાંથી તેનું પોષણ કરવું ઠરેતો એ જમીન વિધવા પોતાના ભાગ તરીકે લખી માગી શકે નહીં. ભુપસીંગ વિ. મસામત ફુલકુંવર ૩ આગ્રા હા. રી. પ્ર. ૧૬૮.

૮૬. મદ્રાસ હાઇકોરટે ઠરાવ્યું છેકે વિદ્યાથી ઉતપન્ન કરેલી મિલકત ભાગ પાડવા લાયક છે એવી કાંઈ જરૂરીયાતજ છે એમ કાંઈ નથી. વેલુચેટી વિ. સુરીયાચેટી ઈ. લા. રી. ૧ મદ્રાસ. પ્ર. ૨૫૨.

૮૭. ઉપરના ફેંશલા ૧૭ માં દેવપુજા કરવાના હક ભાગ પાડી સકવા લાયક ઠરાવ્યાછે એવો હક વિધવા માગતી હોયતો તે જાતે દેવ પુજા ન કરતાં કોઈ પુરૂષને રાખી પોતાના વારાની મુદત હક ભોગવીઉપજલઈ શકેછે. કેશવભટ વિ. ભાગીરથીબાઈ ૩ મું. હા. રી. પ્ર. ૭૫

૮૮. મિતાક્ષરા પ્રમાણે વિધવા મા મિલકતમાં ભાગ પડાવવા હક ધરાવે છે. તે હક મિલકતના બીજા ભાગદાર એ મિલકતના ભાગ પાડવા અરજ કરે ત્યાં સુધી તેણે રોકાઈ રેહેવાનો નથી તેની મરજીમાં આવેતો એકદમ અરજ કરી ભાગ પડાવી શકે છે. ધર-

મદ્રાસ વિ. મસામત સામાસુંદરી ૬ વી. રી. પ્ર. ૪૩ સીવપ્રસાદ વિ. ગંગામણી ૧૬ વી. રી. પ્ર. ૨૯૧ સૌદામની વિ. જોગેસ ઈ. લા. રી. ૨ કલકતા પ્ર. ૨૬૨.

૮૯. ભાગ પડાવવાના દાવામાં કુટુંબના સઘળા અંગભુતોને પક્ષકાર તરીકે સામીલ કરવા જોઇએ. નાથુનીમાહાતન વિ. મનરાજ માહાતન ઇ. લા. રી. ૨ કલકતા પ્ર. ૧૪૯. પાહાલાદ વિ. મસામત લછમનબતી ૧૨ વી. રી. પ્ર. ૨૫૬.

૯૦. જે જમીનનો ભાગ પડાવવો હોય તે જમીનના ખેડુતે પક્ષકાર તરીકે સામીલ કરવાની જરૂર નથી. સામીનાદાપીલાઇ વિ. સુબારેડીયાર. ઇ. લા. રી. ૧ મદ્રાસ પ્ર. ૩૩૩.

૯૧. ભાગ પાડવાનું હુકમનામું થાય તે ઉપર અપીલ થઇ હોય તો અપીલનું છેવટ આવતાં સુધી એ ભાગ પાડવાનું હુકમનામું બજાવાય નહીં. સખારામ માહાદેવ વિ. હરીક્રસ્ન. ઈ. લા. રી. ૬ મુંબઈ. પ્ર. ૧૧૩.

૯૨. કોરટે સઘળી કુટુંબની મિલકતના ભાગ પાડી આપવા હુકમનામું કર્યું હોયતો બજાવણી કરવાવાળી કોરટ કુટુંબની કાંઇ મિલકત મજમુ રાખી શકે નહીં સઘળા ભાગદારો મંજુરી આપેતો તેમ થઈ શકે. થોડા ભાગદારની તેમ કરવા મરજી હોયતો જે મજમુ રાખવું હોય તેની કિમત ઠરાવે મજમુ રાખવું જોઇએ. રાજકુમારી વિ. ગોપાળચંદર ઇ. લા. રી. ૩ કલકતા પ્ર. ૫૧૪.

૯૩. તેમજ ભાગ પાડવાના દાવામાં સર્વ હકવાળા ભાગદારની મંજુરી વગર કાંઈપણ મિલકત મજમુ રાખવાનું હુકમનામું પણ કોરટે કરવું નહીં જોઇએ. રાધાચરણદાસ વિ. ક્રીપાસીંધુ. ઇ. લા. રી. ૫ કલકતા પ્ર. ૪૭૪.

## ભાણેજ.

૧. કેટલાક કેસોમાં આગળ ભાણેજને વારસો લેવાથી બાતલ ગણેલો છે. ભીમરાવ ચકરબતી વિ. હરીકિસોરરાય ૧ વી. રી. પ્ર. ૩૫૯ જવાહીરરાઉત વિ. મસામત કૈલાસુ ૧ વી. રી. પ્ર. ૭૪ ડોઇ વિ. કપાપીલાઇ ૧ મ. હા. રી. પ્ર. ૮૫ ઠાકોરેન સાહીબા વિ. મોહનલાલ. ૭ વી. રી. પ્ર. ૨૫ (વળી જુવો કૈશલો ૬ ઠો.)

૨. પાછળથી મદ્રાસ હાઇકોરટે ઠરાવ્યું છેકે ભાણેજ બંધુના વર્ગમાં આવે છે તેથી તેના મામાનો વારસો લેવા હકદાર છે. ઓબીકાની વિ. રાજા સુરાતેની ૬ મ. હા. રી. પ્ર. ૨૭૮.

૩. મામો ગુજર્યા પછી પણ વડવી (માની મા)ની હયાતીમાં ભાણેજનો જન્મ થયો હોય તો વડવી પછી તેના મામાનો વારસો એ ભાણેજને મળે છે. રાધાગોવીંદદાસ વિ. સેખમીજાન ૧ વી.રી. પ્ર.૧૨૪.

૪. ભાણેજનો જન્મ થયો ન હોય પણ વારસાનો હક ઉતપન્ન થાય ત્યારે તે માના પેટમાં હોય તોપણ એવો વારસો લેવા તેનો હક માન્ય રાખવામાં આવ્યો છે. રાસબીહારીરાય વિ. નીમાઇચરણ ૧ વી. રી. પ્ર. ૨૨૩.

૫. મામાનો વારસો જે સ્ત્રી વંશજને મળ્યો હોય તે સ્ત્રી વંશજ ગુજરી જાય ત્યારે ભાણેજ હયાત હોયતો મામાનો વારસો લેવા તેનો હક છે એવું ઠર્યું છે. સીતારામગુસેન વિ. ફકીરચંદ ચકરબતી ૧૫ વી. રી. પ્ર. ૪૩૩ ગોવીંદમણી દાસી વિ. શામલાલ બેસાક ૧ વી. રી. પ્ર. ૧૫૪ કાલીકુમાર ચોધરી વિ. રામદાસસાહ ૧ વી. રી. પ્ર. ૧૫૩. ઇછારામ વિ. પરમાણંદ ૨ બારોડેલ રીપોર્ટ પ્ર. ૫૧૫.

૬. "સ્ત્રીવંશજનાં છોકરાંનાં, છોકરાં" એ વાક્યમાં ભાણેજનો સમાવેશ થતો નથી એવું ઠર્યું છે. મસામત બ્રોજોકિસોર દાસી વિ. શ્રીનાથબોસ. વગેરે ૮ વી. રી. પ્ર. ૨૪૧.

૭. નજીકનાં સગાં ન હોયતો મિતાક્ષરાએ મામાની મિલકતનો વારસો ભાણેજને પોહોચે છે. અમ્રીતકુમારી દેવી વિ. લખીનારાયણ ચકરબતી ૨ બેં. લા. રી. પ્ર. ૨૮.

૮. મરનારના ભાણેજનો દીકરો એ મરનારનો સાપીંડ્ય છે તેથી તે મરનારનો વારસો લેવા હકદાર છે. ઉમેદ બાહાદુર વિ. ઉદાઇચંદ ઇં. લા. રી. ૬ કલકતા પ્ર. ૧૧૯.

૯. મરનારની ફઇના દીકરા કરતાં ભાણેજનો વારસાઇ હક વધારે પ્રબળ છે. ગણેસચંદરરાવ વિ. નીલકોમળરાય વગેરે ૨૨ વી. રી. પ્ર. ૨૬૪.

૧૦. બંગાળામાં ચાલતા હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે મરનારની સમી

અને ઓરમાન બેહેનના દીકરા (ભાણેજ) સરખી રીતે તેમના મા-માલ્નો વારસો લેવા હકદાર છે. ભોળાનાથરાય વિ. રખબદાસ મુકરજી ખ. બા. રી. ૧૧ કલકતા પ્ર. ૬૯.

મજીયારૂં કુટુંબ.

૧. વિરૂધ સાબીત કરવામાં ન આવે ત્યાં સુધી દરેક હિંદુ કુટુંબ મજીયારૂં છે એવું હિંદુધર્મ શાસ્ત્ર માનેછે. ગોવીંદચંદર મુકરજી વિ. દુરગાપ્રસાદ બાબુ ૨૨ વી. રી. પ્ર. ૨૪૮ સીવગુલામસીંગ વી. બારનસીંગ ૧ બેં. લા. રી. પ્ર ૧૬૪.

૨. મજીયારા કુટુંબનું કોઇ સખ્સ પાસે લેણું હોય તે લેણું તે કુટુંબમાં સરવેથી મોટું માણસ હોય તેને આપવામાં આવે પણ જો એ મોટું માણસ એ મજીયારા કુટુંબનો વહેવટ કરનાર ન હોયતો તેને એ લેણું આપવાથી એ લેણું અદા થયું ગણાય નહીં. સાંગાપાચાન બાસાપા વિ. શાહનાકેનગીદાપા ૭ મું. હા. રી. પ્ર. ૧૪૧ દાદા રાવજી વિ. બાઉગનુ મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઇલ સને ૧૮૭૬ પ્ર. ૧૧.

૩. મજીયારા કુટુંબનું માણસ પોતાના ભાગ જેટલી મિલકતની ગમે તેમ વ્યવસ્થા કરી શકે છે તેમ તેના ઉપરના કર્જ માટે તેના ભાગ જેટલી મિલકત જપ્તીમાં પણ લેવાઇ શકાય. વાસુદેવ ભટ વિ. વ્યંકટેસ સામભાઉ ૧૦ મું. હા. રી. પ્ર. ૧૩૯. ઉદેરામ સીતારામ વિ. રાણુંપાંડુજી ૧૧ મું. હા. રી. પ્ર. ૭૬. દંગાપા સેઠી વિ. વ્યંકટારામા ઇં. લા. રી. ૫ મુંબઈ પ્ર. ૪૯૩ બાલબદાસ વિ. સુંદરદાસ ખ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૪૨૯ ગણુરાજદુબે વિ. સીઓજીરસીંગ ઇ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૮૯૮ લક્ષમીશંકર વિ. વેજનાથ ઇ. લા. રી. ૬ મુંબઇ પ્ર. ૨૪ સંતારામ ચંદ્રસેખર વિ. સીતારામ આપાજી મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૭૫ પ્ર. ૧૪૦ ગોપાળ નારાયણ વિ. આતમારામ ગણેસ મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૭૯ પ્ર. ૪૮૯. અનંત બાલાજી વિ. ગણેસ જનારધન ઇ. લા. રી. ૫ મુંબઇ પ્ર. ૪૯૯ માહાદુબીન બનીયા વિ. શ્રીધર બાબાજી

મુંબઇ હાઇકોર્ટના જુદા છપાએલ ફૈસલાની ફાઇલ સને ૧૮૭૪ પ્ર. ૧૧૪. વ્રજભુખણદાસ કીરપારામ વિ. કીરપારામ ગોવીંદદાસ મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફૈસલાની ફાઇલ સને ૧૮૭૫. પ્ર ૨૬૩. (જુવો નીચે ફૈસલો ૪૧ મો.)

૪. ઉપર લખ્યા પ્રમાણે વ્યવસ્થા કરવા દત્ત પુત્રનો પણ હક છે. રતુમીન બાપુજી વિ. પાંડુરંગ આચારજી મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફૈસલાની ફાઇલ સને ૧૮૭૩ પ્ર. ૧૭૬.

૫. એવા ભાગદારના કરજ માટે એ મિલકતનો ભાગ વેચાણ થાય તે વેચાણ લેનાર બીજા ભાગદારની સ્ત્રી વગેરેનો મલહાજો સચવાય એવી રીતે એ મિલકત ઉપર જવાનો દાદર વાપરી શકે નહીં તો બીજો દાદર બંધાવી તે બાંધવાનો ખરચ થયો હોય તેમાં એ ભાગદારના ભાગ જેટલી રકમ કુટુંબના બીજા ભાગદાર પાસેથી લઇ શકે છે. ઉદેચંદર મલીક વગેરે વિ. પીતાંબરપીની ૬ વી. રી. પ્ર. ૭૫.

૬. એવા ભાગદારનો ભાગ હુકમનામાની બજાવણીમાં વેચાણ લેનારને એ ભાગનો કબજો તુરત આપવો જોઇએ. કુવર બીજેયર્ક સબરાય બાહાદુર વિ. સ.માસુદરી દાસી ૨ વી. રી. પ્ર. ૩૦ (જુવો વળી નીચે ફૈસલો ૫૧ મો.)

૭. મજીયારા કુટુંબનું કોઇ માણસ સઘળી મજીયારી મિલકત ઘરેણે મુકી નાણા લે તો ઘરેણે લેનારે સાબીત કરી આપવું જોઇએ કે કુટુંબના સઘળા માણસોએ એ ઘરેણે મુકવાનું કૃત્ય મંજુર રાખ્યું છે અથવા કુટુંબના અમુક જરૂરના કાર્ય અર્થ તે ઘરણે મુકવાની જરૂર હતી. લીલા મોરજી વિ. વાસુદેવ. ૧૧ મું હા.રી.પ્ર. ૨૮૩.

૮. મજીયારા કુટુંબમાં કોઇ બાળક સખસનો ભાગ હોય તો તે એવો ભાગ નથી કે દિવાની કોરટ તેનો કબજો લઇ વાલી નીમી શકે. સીવજી હાસમ વિ. દાતુ માવજી ૧૨ મું. હા. રી. પ્ર. ૨૬૧.

૯. મજીયારા કુટુંબમાં રહેનારા કોઇ સખસે કાંઇ કર્જ કર્યું હોય તે કર્જ કુટુંબના કાર્મ અર્થે થવું ન હોય તો તેનાં નાણાં મજીયારા કુટુંબમાંથી મળે નહી. નરસીંગભટ બાપુભટ વિ. ઓનાપા નીઆપા

ઈ. લા. રી. ૨ મુંબઈ પ્ર. ૪૭૯ નારાયણરાવ દામોદર વિ. બાળકૃષ્ન ઈ. લા. રી. ૪ મુંબઈ પ્ર. પર૯ મહાબળેશ્વર વિ. સેસગીરી મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૮૧ પ્ર. ૧૮૩.

૧૦. મજીયારે કુટુંબના એક ભાગદારે કરેલ કર્જ માટે તેના બીજા પુરૂષ ભાગદાર હયાત છતાં એ કર્જ કરનારની વિધવા ઉપર હુકમનામું થયું હોયતો મજીયારા કુટુંબમાં એ કર્જ કરનારના ભાગ જેટલી મિલકત તે કર્જ માટે જવાબદાર નથી. પુલબાસ કુંવર વિ. લાલા જોગેસ્વર સહાય ઈ. લા. રી. ૧ કલકતા. પ્ર. ૨૨૬.

૧૧. મજીયારા કુટુંબના માણસે જે કર્જ કર્યું હોય તે કુટુંબના ખર્ચના પ્રસંગથી કર્યુંહોય તો કુટુંબની બધી મિલકત એ કરજ માટે જવાબદાર છે—રામનારાયણલાલ વિ. ભવાનીપ્રસાદ ઈ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૪૪૩. રામ વિ. રાધુબર ઈ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૭૨ રાધાકિસ્ન વિ. બરામન ઈ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૧૧૮ ગયાદીન વિ. રાજબંસીકુંવર ઈ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૧૯૧ બીસેસરલાલ સાહુ વિ. લછમીસરસીંગ પ્રીવીકોનસીલ તારીખ ૧૫ મી જુલાઈ સને ૧૮૭૯ અંબીકાપ્રસાદ ત્રવાડી વિ. રામ સાહીલાલ ઈ. લા. રી. ૮ કલકતા પ્ર. ૮૯૮ અમરતરામ વેરાગી વિ. નારાયણદાસ રેસીકદાસ ૨ બા ડેલ પ્ર. ૨૨૨.

૧૨. મજીયારા કુટુંબનો કાંઈ વેપાર ચલાવવા નાણાં ઉધારે લીધાં હોય તો તે માટે પણ સઘળી મજીયારી મિલકત જવાબદાર છે એવું ઠર્યું છે—બીબીલાદાસી વિ. મોહનદાસી ઈ. લા. રી. ૬ કલકતા પ્ર. ૭૯૨. સવજીદેવકરણ વિ. કસ્તુરબાઈ મુંબાઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૮૦ પ્ર. ૨૫૫.

૧૩. કુટુંબ મજીયારૂં હોય ત્યારે કુટુંબના માણસે જે કાંઈ ખરીદી કરી હોય તે મજીયારા કુટુંબની મિલકત છે—હેતસીંગ વિ. દેવસીંગ ૨ અ. હા. રી. પ્ર. ૩૦૮. ભોળાનાથ માહાતા વિ. અજોધ્યાપ્રસાદ સુકલ ૧૨ બે. લા. રી. પ્ર. ૩૩૬.

૧૪. વડીલોપારજીત મિલકતની ઉપજમાંથી મજીયારા કુટુંબની સખસ કાંઈ ખરીદી કરે તો એ ખરીદેલી મિલકત મજીયારા કુટું-

ખની મિલકત છે એવું ઠર્યું છે—મસામત બોનાકુંવરી વિ. ખુલીસીંગ વગેરે ૮ વી. રી. પ્ર. ૧૮૨. ઉમરીથનાથ ચૌધરી વિ. ગોરીનાથ ચૌધરી ૧૫ વી. રી. પ્ર. ૧૦.

૧૫. કલકતા હાઇકોરટે એક વખત ઠરાવ્યું છે કે મજીયારા કુટુંબનું થોડું નાણું વાપરી પણ બીજી જાતમેહેનત પોતાથી કરી મજીયારા કુટુંબના માણસે કાંઈ જુદી મિલકત મેળવી હોય તો એ મિલકત મજીયારા કુટુંબની મિલકતની વ્યાખ્યામાંથી તો જાય નહી પણ એ મેળવનારને મજીયારી મિલકતના ભાગ પડે ત્યારે બમણો ભાગ આપવો જોઇએ—શ્રીનારાયણ બીરી વિ. ગુરૂપ્રસાદ બીરી ૬ વી. રી. પ્ર. ૨૧૯. જદુનાથ ત્રવાડી વિ. બીસોનાથ ત્રવાડી ૯ વી. રી. પ્ર. ૬૧.

૧૬. મરનાર ભાગદારની વિધવા સ્ત્રી અને બીજા ભાગદારો વચ્ચે મજીયારા કુટુંબની મિલકતના ભાગ પડે ત્યારે પછી કુટુંબ મજીયારૂં મટ્યું એવો અર્થ થાયછે—રામપ્રસાદ વિ. ચેનીરામ ૧ અ. હા. રીં. પ્ર. ૧૦.

૧૭. મજીયારા કુટુંબના રેહેવાના ઘરના થોડા ભાગનો મજમુ ઉપયોગ થતો હોય અને થોડા ભાગનો જુદો ઉપયોગ કરવામાં આવતો હોય તો એ થોડો ભાગનો જુદો ઉપયોગ કરવામાં આવતો હોય તેથી કુટુંબની મિલકત મજીયારી છે તે મટી ગઈ એમ થતું નથી ગોરલાલસીંગ વિ. મહેસનારાયણ ઘોસ ૧૪ વી. રી. પ્ર. ૪૮૪.

૧૮. કુટુંબ મજીયારૂં હોય ત્યારે તે કુટુંબના એક માણસ પાસે કુટુંબની મિલકતનો કબજો હોય તો તે કબજો તેનો એકલાનો નથી. સર્વની વતીછે જેથી ભાગદારોની ફરીયાદમાં તે મુદતનો બાધ લાગી શકે નહીં. બીનદનાયક વિ. દુરગાચરણ નાયક ૧ વી. રી. પ્ર. ૭૪.

૧૯. કુટુંબની મિલકતનો કાંઈ ભાગ મજમુ હોય અને સઘળા કુટુંબીઓ ભેગા રહેતા હોયતો કુટુંબ મજકુર મજીયારૂંછે એવું મજબુત અનુમાન લેવા ઠર્યુંછે. ગુલામ મુસતફાખાન વિ. સીવસુંદરી બરમણી ૧૫ વી. રી. પ્ર. ૩૦૪.

૨૦. બાપાપીત્રાનું ભેળું હોય એટલા ઉપરથીજ કુટુંબ મજીયારૂં

છે એવું ગણાય નહીં. સીખનારાયણ બોસ વિ. રાધાનીથ બોસ વગેરે ૯ વી. રી. પ્ર. ૮૭.

૨૧. એક ભાઈ બીજા ભાઇને નાણાં મોકલે તેની રસીદ માંગે નહીં તેમ તેનો હિસાબ પણ માગે નહી. તો બેઉ ભાઈ મજીયારા કુટુંબનાં માણસ છે એવો અર્થ થાય છે. હરીસચંદર મુકરજી વિ. મોખોદાદેવી ૧૭ વી. રી. પ્ર. ૫૬૫.

૨૨. સ્વપારજીત મિલકત મજીયારા કુટુંબની મિલકત સાથે ભેળવી દેવામાં આવે તો પછી એ સ્વપારજીત મિલકત મજીયારા કુટુંબની મિલકત થઈ જાયછે. ચીલાપામાલ વિ. મુતીયાલામલ ૧૫ વી. રી. પ્ર. ૧ ગુરૂચરણદાસ વિ. ગોલકમનીદાસી ૧ ફલટન રીપોર્ટ પ્ર. ૧૬૫ લક્ષમણ વિ. જમનાંબાઈ ઇ. લા. રી. ૬ મુંબઈ પ્ર. ૨૨૫.

૨૩. કુટુંબ મજીયારૂં હોય ત્યારે દીકરાની સ્વપારજીત મિલકતમાં પણ બાપનો ભાગછે. આનંદમોહનપાળ ચોધરી વિ. શ્રીમતી સામાસુંદરી ૧ વી. રી. પ્ર. ૩૫૨.

૨૪. કુટુંબ મજીયારૂં હોય ત્યારે તેના એક કુટુંબીને તેના દોસ્ત તરફથી કાંઈ બક્ષીસ મળે અથવ લગન વખતે કાંઇ મિલકત મળે તો તે મિલકત મજીયારા કુટુંબની મિલકતનો ભાગ નથી તેના એકલાની એ મિલકત છે. મસામત ફુલબાસકુંવર વિ. લાલજોગેસર સોહાઈ ઇ. લા. રી. ૧ કલકતા પ્ર. ૨૨૬.

૨૫. કુટુંબ મજીયારૂં હોય ત્યાં સુધી કોઇ ભાગદાર તેના બાપ પાસેથી કુટુંબની મિલકતનો હિસાબ માગી શકે નહીં. સદાનંદ વિ. બોનોમાલા. ૬ વી. રી. પ્ર. ૨૫૬.

૨૬. મજીયારા કુટુંબની જમીન ઉપર બીજા ભાગદારની મંજુરી વગર કોઈ ભાગદાર કાંઈ ઇમારત બાંધી શકે નહીં જો બાંધે તો તે પડાવી નાંખવા હુકમ થઈ શકે. ગુરદાસ ધાર વિ. વીજીયા ગોબીંદ ૧ બેં. લા. રી. પ્ર. ૧૦૮ હાલોવે વિ. વાદરઅલી ૧૨ બેં. લા. રી. પ્ર. ૯૧ સીતુપ્રસાદસીંગ વિ. લાલાસીંગ ૧૨ બેં. લા. રી. પ્ર. ૧૮૮.

૨૭. એક કેસમાં એવું ઠર્યુંછે કે એ ઇમારત બાંધનારને ભાગે જેટલી જમીન આવવી જોઇએ તેથી વધુ જમીન ઉપર એ ઇમારત મજીયારા કુટુંબના એ ભાગદારે બાંધી હોય તો વધારે જમીન ઉપર-

ની ઇમારતમાંથી બારી પડાવવાનો દાવો ચાલે તે પાડી નાંખવા દાવો ચાલે નહીં. દ્વારકાંનાથ બુઇયા વિ. ગોપીનાથ બુઇયા ૧૨ બૈં. લા. રી. પ્ર. ૧૮૯.

૨૮. મજીયારા કુટુંબની મિલકતનું સ્વરૂપ બદલાઈ જાય એવી રીતે મિલકત મજકુર ઉપર સુધારો વધારો કરવો હોય તો બીજા ભાગદારની મંજુરીથી તે થઇ શકે. સ્ટાલકાર્ટ વિ. ગોપાળપાંડે ૧૨ બૈં. લા. રી. પ્ર. ૧૯૭ ક્રોદર વિ. ભિખ્ખારીસીંગ ૮ બૈં. લા. રી. પ્ર. ૪૫.

૨૯. મજીયારા કુટુંબની જમીન ઉપર એક ભાગદારે બીજા ભાગદારની મંજુરી વગર કાંઈ ભીંત કરી હોય તે ભીંત કરવાથી બીજા ભાગદારને મિલકતનો ઉપભોગ કરતાં કાંઇ હરકત આવતી ન હોયતો તેની મંજુરી વગર તે ભીંત કરી એટલા ઉપરથીજ તે ભીંત પાડી નાંખવા દાવો ચાલી શકે નહીં. લાલા વિ. સ્વંભરલાલ વિ. રાજારામ ૩ બૈં. લા. રી. પ્ર. ૬૭.

૩૦. કોઈ વેપાર મજીયારા કુટુંબનાં માણસો મજીયારો ચલાવતાં હોય તો વેપાર મજીયારા કુટુંબની મિલકત છે એવું ઠર્યુંછે. સામળ બાઈ વિ. સોમેસ્વર વગેરે ઇ. લા. રી. ૫ મુંબઈ પ્ર. ૩૮.

૩૧. એવા મજમુ વેપારની ઉપજમાંથી મજીયારા કુટુંબે જે મિલકત મેળવી હોય તો એ વેપારમાં જે ખોટ અથવા તોટો જાય અથવા એ વેપારના સંબંધમાં જે જવાબદારી આવી પડે તે માટે એ મજીયારા કુટુંબની મેળવેલી મિલકત જવાબદારછે. જોહરૂબીબી વિ. શ્રીગોપાળ મીસર ઇ. લા. રી. ૧ કલકતા પ્ર. ૪૭૦.

૩૨. મજીયારા કુટુંબના એવા વેપારના સંબંધમાં કોઇની ઉપર ફરીયાદ કરવી હોયતો સઘળા કુટુંબીએ વાદી થવું જોઇએ. કાળીદાસ કેવળદાસ વિ. છોટાલાલ વગેરે મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૮૩ પ્ર. ૩૧ રામસીબીક વિ. રામલાલ કુંડુ ઇ. લા. રી. ૬ કલકતા પ્ર. ૮૨૬.

૩૩. મજીયારા કુટુંબનો કોઇ સખ્સ ગુજરી જાયતો તેના દીકરા તેના ભાગ જેટલા હકદાર છે. ભગવાન ગુલાબચંદ વિ. કીપારામ આણંદરામ ૨ બારોડેલ રીપોર્ટ પ્ર. ૨૯ દેવીપ્રસાદ વિ. ઠાકોર દયાળ ઇ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૧૦૫ જીમલદાસ વિ. ચુનીલાલ.

ઈ. લા. રી. ૨ કલકતા પ્ર. ૨૭૯ નરભેરામ ભાઈદાસ વિ. કીપારામ આણંદરામ ૨ બારોડેન રીપોર્ટ પ્ર. ૩૧.

૩૪. મજીયારા કુટુંબનો કોઈ સખસ ક્યાંઈ જતો રહેતો મજીયારા કુટુંબનાં માણસો કાંઈપણ કપટ વગર એ મજીયારા કુટુંબની મિલકતનો ગમે તેમ ઉપયોગ કરી શકે છે. રામચંદ્ર સદાસીવ વિ. બગાજી બચાજી મુંબઈ હાઈકોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઈલ સને ૧૮૭૮ પ્ર. ૧૩૪.

૩૫. મજીયારૂ કુટુંબ ભાગ પાડી જુદુ થવું ઠર્યું હોય પણ ભાગ પ્રત્યક્ષ આપવામાં અથવા નકી કરવામાં આવ્યા ન હોય ત્યાં સુધી એ કુટુંબનો કોઇ એક અંગભુત બીજા ભાગદારની મંજુરી વગર એ મિલકતના ખેડુને કાઢી મુકી શકે નહીં. કે તેમનું ભાડું પણ વધારી શકે નહીં બાલાજી ભીખાજી વિ. ગોપાળ બીન રાઘુ ઈ. લા. રી. ૩ મુંબઈ પ્ર. ૨૩ ગનીમહમદ વિ. મોરાન ઇ. લા. રી. ૪ કલકતા પ્ર. ૯૬. રાઘુ બીન અંબુ વિ. ગોવીંદ બાઈરાઓ વગેરે મુંબઈ હાઈકોરટના જુદાછપાએલ ફેંશલાનીફાઈલ સને ૧૮૭૯ પ્ર. ૪૪૬.

૩૬. મજીયારા કુટુંબની કાંઈ મિલકત કોઇએ ઘરેણે રાખી હોય તે મિલકત તેને છોડા દેવા વિચાર થાયતો એ બાબતની નોટીસ સઘળા ભાગદારને તેણે આપવી જોઇએ. નરેંદ્રોનારાયણ વિ. દ્વારકાં લાલ. લો. રી. ૫ ઇ. પ્ર. ૧૮.

૩૭. મજીયારા કુટુંબના ભાગદારોએ મજીયારા કુટુંબની જમીનના ખેડુ સાથે મળી ઉપજ થોડી આવી છે એવું એક ભાગદારને બતાવે. આથી એ એક ભાગદારને થોડી ઉપજ આવે. એ બાબતમાં એ એક ભાગદારે જે વધારે ઉપજ માટે ફરીયાદ કરવી તે થોડી ઉપજ બતાવનાર ભાગદારે અને ખેડુ બેઉ ઉપર કરવી જોઇએ. દુરગાસરણસરમા વિ. જામાદાસી ૨૧ વી. રી. પ્ર. ૪૯ કાલીચરણસીંગ વિ. સોલાનો ૨૪ વી. રી. પ્ર. ૨૬૭.

૩૮. મજીયારા કુટુંબનો કોઇ સખસ મજીયારી મિલકત જે ઘરેણે મુકી હોય તે મિલકતમાં પોતાનો ભાગ હોય તેટલી મિલકત વછોડાવી શકે નહીં. બધાં નાણાં આપી આખી મિલકત તેણે વછોડાવવી જોઇએ. પછી ભાગદારો પાસેથી ભાગ પ્રમાણે નાણાં લે અથવા કુટુંબની મિલકતના ભાગ પડે ત્યારે મુજરે લે. રામા ગોપાળ વિ.

બીજો મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઇલ સને ૧૮૮૧ પ્ર. ૧૬૧.

૩૯. કલકતા હાઇકોરટે ઠરાવ્યું છે કે મજીયારા કુટુંબના એવા એક અંગભુતને એવી ધરેણે મુકેલી મિલકત પોતે એકલે નાણાં આપી વછોડવવાનો ઇરાદો નોટીસથી બીજા ભાગદારને જણાવવો જોઇએ. નોરેંદ્રો નારાયણસીંગ વિ. દ્વારકાંલાલ મદન ઇ. લા. રી. ૩ કલકતા પ્ર. ૩૯૭.

૪૦. મજીયારા કુટુંબની કોઈ દેવમુરતી હોય તેની પુજા કરવાનો હક છે તે એવો નથી કે તે બીજા પારકા સખસને આપી શકાય કેમકે એ હક જીંદગી સુધીનો છે. એવું ઠર્યું છે. ઉકરદાસ વિ. ચંદ્ર સેખરદાસ. ૩ વો. રી. પ્ર. ૧૫૨.

૪૧. મજીયારા કુટુંબમાં ભાગદારને પોતાના ભાગ જેટલી મિલકતની બ્યવસ્થા કરવા સતા છે તે સતાની બાહાર જઇ તેણે વધારે મિલકતની બ્યવસ્થા કરી હોયતો તે બ્યવસ્થાથી બીજા ભાગદારના હકને નુકસાન થતું નથી તેમ એ મિલકત જેણે લીધી હોય તેને ભાગદાર મજકુરનાં ભાગ કરતાં કાંઇ વધારે મિલકત પોતાના કબજામાં રાખવા હક મળતો નથી. મંગોલાદેવી વિ. દીનોનાથબોસ. ૧૨ વી. રી. પ્ર. ૩૫.

૪૨. મજીયારા કુટુંબમાં રહેનારા બે ભાઈઓ તેમણે બેઉએ મળીને કરજ કર્યું હોય તે માટે તેમનું બેઉનું હીત હોય એવી મિલકત વેચી નાણા ઉભાં કરવાનું કરેતો તેઓમાંના એકનો દીકરો એ વેચવા કાઢેલી મિલકતમાં પોતાનો ભાગ છે. તે અપાવો એવી ફરીયાદ લાવી શકે નહીં. સીઓચરણ નારાયણસીંગ વિ. ચકરેનપ્રસાદ નરસીંગસીંગ ૧૫ વી. રી. પ્ર. ૪૩૬.

૪૩. મજીયારા કુટુંબના કોઇ માણસે કાંઇ ખરીદી કરી હો તે પોતાને એકલાને નામે કરી હોય કલેકટરની બુકમાં પણ મિલકતના માલીક તરીકે તેના એકલાનું નામ નંખાવ્યું હોય મિલકતના સંબંધનો કોઇ દાવો થયો હોય તેનું કામ પણ પોતે એકલાના નામથી ચલાવ્યું હોય તે કામમાંજ જે ખર્ચ અપાવ્યું હોય તેમાં બીજા

ભાગદારને ભાગ અપાવવા પણ ના કહી હોય એટલી બધી હકીકત હોય તોપણ એટલાજ ઉપરથી એ સખસ મજીયારા કુટુંબનું માણસ છે તે મટી જઈ શકતો નથી. દોલાસીંગ વિ. તુફાનીસીંગ ૧ વી. રી. પ્ર. ૩૦૭.

૪૪. કુટુંબ મજીયારૂં હોય ત્યારે મજીયારા કુટુંબના સંબંધની સઘળી ફરીયાદ સઘળા કુટુંબીએ સાથે મળી કરવી જોઇએ. સીઓચરણ વિ. મુકરારી ૧૫ વી. રી. પ્ર. ૪૩૬ ચેતનારાયણ વિ. બનવારી ૨૩ વી. રી. પ્ર. ૩૯૫ રાજારામ ત્રવાડી વિ. લછમન ૩ બેં લા. રી. પ્ર. ૧૧૮ વીસ્વનાથ વિ. મીમસીંગના કલેકટર ૭ બેં. લા. રી. પ્ર. ૪૨ નનદન વિ. લોયડ ૨૨ વી. રી. પ્ર, ૭૪ તીલક વિ. રામજસ. ૫ અ. હા. રી. પ્ર. ૧૮૨ નાથુની વિ. મનરાજ. ૯ લા. રી. ૨ કલકતા પ્ર ૧૪૯ ઇંદ્રોમનીબરેમોની વિ. સરૂપ ચંદરપાલ ૧૨ બેં. લા. રી. પ્ર. ૨૯૧. હરોકીસોરદાસ બુઇયા વિ. જુગલ કિશોરસાહરાય ૧૨ બેં. લા. રી. પ્ર. ૩૯૩. નનુરાય વિ. જુમક લાલદાસ. ૧૨ બેં. લા. રી. પ્ર. ૨૯૩.

૪૫. મજીયારા કુટુંબના કોઇ માણસને કાંઈ ખાસ નુકશાન થયું હોય અને તેથી બીજા ભાગદારોને તેમાં કાંઈ સંબંધ ન હોય તો એ બીજા ભાગદારોને વાદી તરીકે મેળવવા કાંઈ જરૂર નથી. ગોપી વિ. રાયજડ. ૯ વી. રી. પ્ર. ૨૭૯ ચંદી વી. લેકનોટન ૨૩ વી. રી. પ્ર. ૩૮૬.

૪૬. મજીયારા કુટુંબના કોઈ સખસે મજીયારા કુટુંબના ફાયદા માટે કાંઈ કરાર કર્યો હોયતો તે કરારનો અમલ કરવા તે એકલો વાદી થઈ ફરીયાદ કરે બીજા ભાગદારને વાદી તરીકે મેળવવા કાંઈ જરૂર નથી. બંસી વિ. સુધીષ્ટ. ૪. લા. રી. ૭ કલકત્તા પ્ર. ૭૩૯.

૪૭. મજીયારા કુટુંબ ઉપરની ફરીયાદમાં સઘળાં અંગબુતોને પ્રતીવાદી કરવા જોઇએ. ભીમાશાહ વિ૰ રામચંદ્રશાહ મુંબાઈ હાઈકોરટના જુદા છપાએલ ફૈસલાની ફાઇલ સને ૧૮૭૮ પ્ર. ૨૮૬.

૪૮. મજીયારા કુટુંબનો કોઈ પણ વહીવટ કરનાર હોયતો તે એકલાના નામથી ફરીયાદ કરે. સઘળા અંગબુતોને વાદી કરવા જ-

૨૨ નથી. રીહુસન હુસેન વિ. મોરવતસીંગ ઈ. લા. રી. ૭ કલકત્તા પ્ર. ૪૭૦ રાધાપ્રસાદ વાસ્તી વિ. ઈરેફ ઇ. લા. રી. ૭ કલકતા પ્ર. ૪૧૪. મયારામ સીતરામ વિ. જસવંતરાવ પાંડુરંગ મુંબઈ હાઈકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઈલ સને ૧૮૭૪ પ્ર. ૪૧ નારાણ ગો-પાળુબા વિ. પાંડુરંગ નાનુ ઈ. લા. રી. ૫ મુંબાઈ પ્ર. ૬૮૫.

૪૯. ઉપર બતાવ્યા પ્રમાણે મજીયારા કુટુંબનો કોઈ વહીવટ ક-રનાર ન હોય તેવા કામમાં સઘળા અંગભુતોએ વાદી તરીકે સામીલ થવું જોઇએ. જો તેઓમાંના કોઈ વાદી તરીકે સામીલ થવા ના પાડેતો તેમને સહ પ્રતીવાદી તરીકે સામીલ કરવા જોઇએ. જગતંબા વિ. હારન. ૧૦ વી. રી. પ્ર. ૧૦૯ ગોકુર વિ. ઈતવારી. ૨૦ વી. રી. પ્ર ૧૩૮.

૫૦. મજીયારા કુટુંબમાંથી ભાગ પડાવવાના દાવામાં તો દાવો રા-ખનારે એકલેજ વાદી થવું જોઇએ. ગોવીંદ ચંદર વિ. રામકુમાર ૨૪ વી. રી. પ્ર. ૩૯૩.

૫૧. મજીયારા કુટુંબના ઘરમાં જે ભાગદારનો ભાગ વેચાયો હોય તે વેચાણ લેનાર પારકો સખસ છે જેથી તેને કબજો આપવો એ બહુ હરકત ભર્યું છે એમ કહેવામાં આવતું હોય તો પણ કબજો આપવો જોઇએ. બુદનચંદર માદક વિ. ચંદરકુમાર સાહ ૫ વી. રી. પ્ર. ૨૧૮.

મહંત.

૧. મહંત લોકો પોતાના કબજાની મીલકત સોંપવા માટે ધર્મ ભાઈ તરીકે નીમણુંક કરી શકે છે. ગીરધારીદાસ. વિ. નંદકીસોરદત મહંત ૧ વી. રી. પ્ર. ૨૫.

૨. કોઈ વેરાગી મઠનો મહંત ચેલો ઠરાવ્યા વગર ગુજરી જાયતો એવા બીજા વેરાગી મઠના મહંતોએ ચેલો નીમવો જોઇએ. રામ-દાસ વેરાગી વિ. ગંગાદાસ વગેરે. ૪ આ. હા. રી. પ્ર. ૨૯૫.

મા.

૧. મિતાક્ષરામાં “મા બાપ” એ શબ્દ લખેલ છે. તે આધારે દીકરો બાળક અવસ્થામાં ગુજરી ગયો હોય તો તેની વારસ તેની મા છે. વીનાયક આણંદરાવ વિ. લક્ષમીબાઈ. ૧ મું. હા. રી. પ્ર.

૧૧૭ નારૂસાપા વિ. સખારામ ૬ મું. હા. રી. પ્ર. ૨૧૫.

૨. દીકરાની વારસ મા થાય છે. ત્યારે વારસામાં મળેલી મિલકતની તે જીંદગી સુધીજ માલીક છે. રાજલખી દેવી વિ. ગોકળચંદરે ચોધરી. ૧૨ વી. રી. પ્ર. ૪૭. સખારામ સદાસીવ અધીકારી વિ. સીતાબાઈ ઇ. લા. રી. ૩ મુંબઈ પ્ર. ૩૫૩ પંચીરાજા વિ. ત્ર્યંકટાનાકુ ૨ મ. હા. રી. પ્ર. ૪૦૨.

૩. દીકરાની વારસ મા અમુક પ્રસંગજ થાય છે. શ્રીમતી તારાસુંદરી વિ. શ્રીમતી માસમંજરી ૧૨ વી. રી પ્ર. ૭૮.

૪. ઓરમાન મા તેના ઓરમાન દીકરાની વારસ થઈ શકતી નથી. લાલા ભાગીલાલ વિ. મસામત કુરાનીકુંવર વગેરે ૧ વી. રી. પ્ર. ૧૭૩.

૫. એકજ જાતની માથી ઉતપન્ન થયેલાં ઓરસ છોકરાના વારસા માટે કાંઈ તફાવત હિંદુ ધર્મ શાસ્ત્રે ગણ્યો નથી એટલે કે જુદી જુદી માનાં જુદાં જુદાં છોકરાને ઓછો વધતો વારસો મળે એવું સમજવું નહી. રાજા નગેનદરે નારાયણ વિ. રૂઘનાથ નારાયણ દેવ ૧ વી. રી. પ્ર. ૨૦.

૬. એક ગરાસીયાનો દીકરો ગુજરી જવા પછી સરકારમાંથી તેને હક મળતા હતા. તેની વારસ તેની માને ઠરાવવામાં આવી હતી. બાઈ ઉમેદ વિ. સુરતના કલેકટરે મુંબઈ હાઈકોરટ તારીખ ૩૦ મી નવેમ્બર સને ૧૮૭૦.

૭. મિતાક્ષરા અને વિવાદ ચિંતામણી પ્રમાણે દીકરાની વારસ તરીકે માને જે સ્થાવર મિલકત મળી હોય તે તેના ગુજરવા પછી દીકરાના વારસને નીમે છે. પંચાનંદ ઓઝાબ વિ. લાલશણ મીસર ૩ વી. રી. પ્ર. ૧૪૦.

૮. કલકતા હાઇકોરટે ઠરાવ્યું છે કે દીકરો ગુજર્યા અવલ મા વ્યભીચારી થઈ હોયતો દીકરાની વારસ થવાને પાત્ર નથી. રામનાથ તોલાપાત્રો વિ. દુરગા સુંદરીદેવી ઇ.લા. રી. ૪ કલકતા પ્ર.૫૫૦.

૯. મદ્રાસ હાઈકોરટે ઠરાવ્યું છે કે એ વ્યભીચારનો બાધ મરનારની વિધવાને આવે છે માને વારસો લેવા તે પ્રતીબંધ કરતો નથી કોજી યાડુ વગેરે વિ. લક્ષમી. ઇ. લા. રી. ૫ મદ્રાસ પ્ર. ૪૯.

## મુરતી.

૧. દેવ મુરતીનો જે માલીકી હક ધરાવતો હોય તે તેની પુજા કરવા તેની મરજીમાં આવે તેને નીમી શકે છે. કોઇએ તેના બાપ દાદાના વખતથી પુજારાનું કામ કર્યું હોય તેથી તે પુજા કરવા તેમનો આગ હક છે એવું કાંઇ નથી. માહારાણી ઇંદરજીત કુંવર વિ. ચંદરમાન મીસર ૧૯ વી. રી. પ્ર. ૯૯.

૨. આવી એ મુરતીની પુજા કરવાનો હક હુકમનામાની બજા-વણીમાં વેચી શકાય નહીં. જગરનાથરાય ચોધરી વિ. કિસનપ્રસાદ સરમા ૭ વી. રી. પ્ર. ૨૬૬. દુખોમીસર વિ. શ્રીનીવાસ મીસર ૧૪ વી. રી. પ્ર. ૪૦૯. કાળીચરણ ગુરગુસેન વિ. બંસી મોહનદાસ. ૬ બેં. લા. રી. પ્ર. ૭૨૭.

૩. મુરતીની પુજા કરવા માટે કાંઈ જમીન આપવામાં આવી હોય તે પ્રમાણે તે જમીન ધારણ કરનાર મુરતીની પુજા ન કરેતો તેવી પુજા કરવા તેને ફરજ પાડવા માટે ફરીયાદ થઈ શકે તે પુજા કરવા ના પાડેતો તેને ખસેડી શકાય. મોહેસચંદર ચકરબતી વિ. કૈલાસચંદર ચકરબતી ૧૧ વી. રી. પ્ર. ૪૪૩.

૪. દેવમુરતીને અથવા દેવમંદીરને અંગે જે મિલકત આપવામાં આવી હોય અથવા જે લાગા ઠેરાવ્યા હોય તેના દ્રવ્યના ગેર ઉપયોગ અથવા ભંગ થતો હોયતો તે દેવમુરતીના પુજા કરનારા અથવા ભક્ત ફરીયાદ કરી શકે છે. રાધાબાઇ વિ. ચીમનાજી ઈ. લા. રી. ૩ મુંબઇ પ્ર. ૨૭.

૫. કોઈ મિલકત કોઇ દેવમુરતીને આપીદીધી હોય અને અમુક કુટુંબની તે મુરતી છે. એવા હક સીવાય બીજો કાંઈ હક તે મિલકત ઉપર રાખવામાં આવેલ ન હોયતો તે મિલકતના તે કુટુંબની મિલકત તરીકે ભાગ પડી શકે નહીં. રામકુમારપાલ. વિ.જગેંદરનાથપાલ. ઈ. લા. રી. ૪ કલકતા પ્ર. ૫૯.

## રીવાજ.

૧. અમુક રીવાજ છે. એવું સાબીત કરવામાં આવેતો પછી એ રીવાજ હિંદુ ધર્મશાસ્ત્રથી ઉલટો હોય તોપણ તે કોરટે માન્ય

રાખવો જોઇએ. સીઓસીંગરાવ વિ. મસામત ધાકુ ૬ અ. હા. રી. પ્ર. ૩૮૨ મસામત કસ્તુરાકુમારી વિ. મનોહરદેવ ૧ વી. રી. પ્ર. ૩૯ મદુરાના કલેકટર વિ. મુતુરામલીંગ ૧૦ વી. રી. પ્ર. ૧૭ સરકાર વિ. મનોહરદેવ ૧ વી. રી. પ્ર. ૩૯.

૨. જે રીવાજનો આધાર આપવામાં આવે તે રીવાજ જુનો, અબંગ, બાજબી અને મુકરર હોવો જોઇએ. લાલા વિ. હીરાસીંગ ઇ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૪૯ લછમણ વિ. અકબર ઇ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૪૪૦ રાજારાજકીસનસીંગ વિ. રામજોય સરમા મજમુદાર ૧૯ વી. રી પ્ર. ૮ હરપ્રસાદ વિ. સીવોદયાલ લો. રી. ૩ ઇ. અ. પ્ર. ૨૫૯.

૩. કછીમેમણ અને ખોજાઓમાં એવો રીવાજછે કે વારસા બાબતમાં કેટલીક રીતે હિંદુ ધર્મશાસ્ત્રના નિયમ પાળવા. હાજી ઇસમાઇલના કામમાં ઇ. લા. રી. ૬ મુંબઇ પ્ર. ૪૫૨ આમદભાઇ હબીબભાઇ વિ. વલીબાઇ કાસમભાઇ ઇ. લા. રી. ૬ મુંબઇ પ્ર. ૭૦૩.

૪. મુંબઇઇલાકા માંહેના ગુજરાતમાં વસ્તા હિંદુ લોકોમાં અગ્રક્રીયાધિકારનો સ્થાનીક રીવાજ હોયતો અગ્રક્રીયાધિકાર માટે મુસલમાની કાયદામાં જે નિયમ હોય તે પ્રમાણે તે રીવાજનો અમલ થવો જોઇએ. ગોરધનદાસ ગીરધરભાઇ વિ. પ્રાણકુંવર ૬ મું. હા. રી. પ્ર. ૨૬૩. *

---

* આ પુસ્તક ગુજરાતના હિંદુ લોકો માટે હોવાથી અને આવા અગ્રક્રીયાધિકારના સવાલ ગુજરાતમાં ઘણું કરીને સાધારણ હોવાથી મુસલમાનના ધર્મશાસ્ત્રમાં એ બાબત શું બતાવ્યું છે તે વિષેના થોડા ફેંસલાનો જથો નીચે આપવાથી વાંચનારને સારો લાભ થવા આસા રાખવામાં આવેછે.

૧. જે મિલકત વેચાતી હોય તેમાં જે સખસ ભાગદાર હોય તેના જેવાજ એ મિલકત જોડે જેની મિલકત આવી હોય તેને અગ્રક્રીયાધિકારનો હક નથી. એ ભાગદારનો પ્રથમ હક છે ગુલામ અલીખાન વિ. અગરજતરાય ૧૭ વી. રી. પ્ર. ૩૪૩.

૫. મુદ્દતના ધારાને પ્રતીબંધ કરે એવો રીવાજ માન્ય રહી શકે નહીં. મોહનલાલ વિ. અમ્રતલાલ ઇ. લા. રી. ૩ કલકત્તા પ્ર. ૧૭૪.

---

૨. અગ્રક્રીયાધિકારનો હક રાખનાર સખસ જે મિલકત વેચાતી હોય તેના ભાગદારમાંનો એક હોયતો એ મિલકતના પ્રત્યક્ષ ભાગ પડ્યા નથી એવા કારણથી તેને તેનો હક બજાવવા હરેકત નથી. ગોવીંદચંદર ગુપ્તો વિ. રાજકીસોરસેન ૧૪ વી. રી. પ્ર. ૩૬૫ વાહદઅલીખાન વિ. હનુમાનપ્રસાદ ૧૨ વી. રી. પ્ર. ૪૮૪.

૩. બે પાડોસીમાંનો એક તેની જમીન કોઈ પારકા માણસને વેચવા કરાર કરે તેથી તેનો પાડોસી તેનો અગ્રક્રીયાધિકારનો હક જાહેર કરે આથી એ પાડોસી તેની જમીન એ પારકા માણસને વેચવાનો કરાર રદ કરે તોપણ અગ્રક્રીયાધિકારી તરીકે પાડોસીનો હક છે તે જતો નથી. બાકુગહમદ વિ. રાધાચરણ બોલીયા ૧૩ વી. રી. પ્ર. ૩૩૨.

૪. એકજ હવેલીનાં બીજા ઘરમાં જે સખસો રેહતા હોય તેમાંના એક જણનો ભાગ વેચાણ થતો હોયતો અગ્રક્રીયાધિકારના કારણસર એ બીજા ઘરમાં રેહનારા સખસો ભાગદારછે એવું ઠર્યુંછે ગરીબુલ્લાખાન વિ. કીમલલાલ મોતર ૧૩ વી. રી. પ્ર. ૧૨૪.

૫. અગ્રક્રીયાધિકારીએ પોતાનો હક રજુ કરવા જે ઢીલ કરી હોય તે ઉપરથી તે હક રજુ કરવા તેની ખુસી નથી એવું દેખાતું ન હોયતો જે વેચાણ થવાના તેને ખબર મળ્યા હોય તે ખરા કરવા માટે તેને થોડી વાર લાગે પણ તે ખબર ખરાછે એવી તેની ખાત્રી થયા પછી તુરતજ તેનો હક અમલમાં લાવવા તે અરજ કરે તો હરકત નથી. અમજદહુસેન વિ. ખરગસેન સાહુ ૧૩ વી. રી. પ્ર. ૨૯૯ અલીમહમદ વિ. તાજમહમદ ઇ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૨૮૩.

૬. વેચાણ આપનાર અને વેચાણ લેનાર વચે જે કરાર થયો હોય તે સઘળા કરાર પ્રમાણે અમલ કરાવવા અગ્રક્રીયાધિકારનો હક રાખનાર સખસનો હકછે પણ વેચાણ આપનારે વેચાણ લેનાર સાથે વેચાણનાં નાણાંનો કાંઈ ભાગ તેની પાસે (વેચાણ લેનાર પાસે) રાખવા ઠરાવી પોતા પાસે કોઈ ઘરેણીયાનો અવેજ માંગતો હોય તે

આપવા માટે રાખવાનો કરાર હોય તોતે કરારનો અમલ અગ્રક્રી-યાધિકારી કરાવી શકતો નથી. સેખગુલામ અહીયા વિ. જેયમંગળ-સીંગ ૧૩ વી. રી. પ્ર. ૪૩૫ તાજમલ વિ. ઉદા ઇ. લા. રી. ૪ અલાહબાદ પ્ર. ૬૬૮.

૭. અગ્રક્રીયાધિકારીનો હક સ્થાપીત થઇ તેના લાભમાં હુકમનામું થાય તે દરમ્યાન મિલકત મજકુરની જે ઉપજ થઇ હોય તે લેવા વેચાણ લેનારનો હક છે. અગ્રક્રીયાધિકારીનો હક નથી. બળદેવપ્રસાદ વિ. મોહન ૧ આગ્રા. હા. રી. પ્ર. ૨૦.

૮. ઘરેણે રાખનારે ઘરેણે રાખેલી મિલકત વેચાણ રાખી હોય તો એ વેચાણની તારીખથી અગ્રક્રીયાધિકારનો હક શરૂ થાય છે. મહમદ બનાઝીર વગેરે વિ. ગંગારામ વગેરે ૪ આગ્રા હા. રી. પ્ર. ૨૬૦. બુદ્રીદાસ વિ. દુરગાપ્રસાદ ૨ આ. હા. રી. પ્ર. ૨૮૪. હજારી વિ. શંકર ઇ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૭૭૦. અલુ વિ. સુખન ઇ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૬૧.

૯. વેચાણ ખતનાં નાણાં વેચાણ કરનાર લે, ખત રજીષ્ટર કરાવી વેચાણ લેનારને આપવામાં આવે ત્યાં સુધી અગ્રક્રીયાધિકારીએ પોતાનો હક બજાવવા રોકાઇ રહેવુ જોઇએ, એવી કાંઇ જરૂર નથી લછમીનારાયણ વગેરે વિ. ભીમલદાસ, ૯ વી. રી. પ્ર. ૫૦૦.

૧૦. અમુક મુદતમાં નાણાં આપવામાં આવે તોજ અગ્રક્રીયાધિકારીનો હક માન્ય રાખવામાં આવે છે, એવું હુકમનામું દિવાની કોરટને કરવા સતા નથી. સૈયદ અસનઅલી વિ. સાહોકીબીબી ૧૦ વી. રી. પ્ર. ૫૬.

૧૧. અગ્રક્રીયાધિકારી તરીકેનો હક ઉતપન્ન થયા પહેલાની મુદતમાં જે દરમ્યાન ઉપજ થઇ હોય તે લેવા અગ્રક્રીયાધીકારીનો હક નથી ધુમાનુદીન સોદાગર વિ. અબદુલ સુભાન વગેરે ૭ વી. રી. પ્ર. ૧૧૭.

૧૨. વેચાણ લેનાર અને વેચાણ આપનાર વચ્ચે મિલકતની જે કિંમત ઠરી હોય તે આપવા અગ્રક્રીયાધિકારીની ફરજ છે, મિલકતનો આંક કરાવી કિંમત ઠરે તે આપવા તેની ફરજ નથી;

સીતારામ વિ. રીસલ ચૌધરી. ૧ આગ્રા. હા. રી. પ્ર. ૧૪૪.

૧૩. મિલકતની કિંમત ખરેખરી રીતે થોડી હોય પણ અગ્રક્રીયાધિકારી તેનો હક બજાવી શકે નહીં તેવા હેતુથી તેની બહુ ભારે કિંમત વેચાણ લેનારે આપી હોયતો તેવે વખતે મિલકતની ખરી કિંમત ઠરાવી તે અગ્રક્રીયાધિકારીએ આપવાનું ઠરાવી શકાય. ખુધારા વગેરે વિ. ખુમાનસીંગ ૧ આગ્રા. હા. રી પ્ર. ૨૬૫.

૧૪. જે મિલકતના સંબંધમાં અગ્રક્રયાધિકારનો હક લાગુ થાય છે. તે મિલકત ખરેખરી રીતે વેચાણ થયા વગર એ હક પ્રાપ્ત થતો નથી. જાહાંગીરબક્ષ વિ. ભીખારીલાલ. ૧૧ વી. રી. પ્ર. ૭૧.

૧૫. અગ્રક્રીયાધિકારનો હક મિલકતના વેચાણના સંબંધમાંજ લાગુ થાય છે. કાંઇ મિલકત ઘણાજ લાંબા વર્સના કરારથી માત્ર થોડાજ ભાડાથી કોઇને આપવામાં આવેતો તે વખતે એ હક લાગુ થતો નથી. મુરોલીરામ. વિ. હરીરામ વગેરે ૮ વી. રી. પ્ર. ૧૦૬.

૧૬. અગ્રક્રીયાધિકારી મોટી ઉમરનો જુવાન અને આબરૂદાર હોવો જોઇએ એવી કાંઈ જરૂરીઆતની બાબત નથી. મસામત પના વિ. જગરનાથ ૧ આગ્રા. હા. રી. પ્ર. ૨૩૬.

૧૭. અગ્રક્રીયાધિકારનો હક સગીર ઉમર હોય ત્યારે પ્રાપ્ત થયો હોયતો લાયક ઉમરે આવતાં સુધી એ હક બજાવવો બંધ રેહે એમ નથી. મીરમુરતજા વિ. લાલાનરસીંગ સુહાઈ વગેરે ૭ વી. રી. પ્ર. ૮૬.

૧૮. વેચેલી મિલકતનું ફરી વેચાણ થાય ત્યારે પણ અગ્રક્રીયાધિકારીનો હક લાગુ થાય છે. પુનુરામ વિ. શામલાલ શાહું ૭ વી. રી. પ્ર. ૨૦૬.

૧૯. વેચાણ લેનાર પાડોસી અથવા ભાગદારોમાંનો એક હોય તો તેવે પ્રસંગે અગ્રક્રીયાધિકારનો હક લાગુ થાય નહીં. તીકાધારીસીંગ વિ. મોહોરસીંગ વગેરે. ૭ વી. રી. પ્ર. ૨૬૦.

૨૦. અગ્રક્રીયાધિકારી તરીકેનો હક અમલમાં લાવવા પાડોસી કરતાં ભાગદારનો હક પેહેલો છે. હરદયાળસીંગ વિ. હરલાલ ૧૬ વી. રી. પ્ર. ૧૦૭ ગોપાળસાહી વિ. અોજુધાપ્રસાદ ૨ વી. રી. પ્ર. ૪૭.

૨૧. મુસલમાની ધારા પ્રમાણે થએલું વેચાણ ખરેખરૂં અને

વગર કપટનું હોવા વગર અગ્રક્રીયાધિકારનો હક લાગુ થતો નથી. મસામત મોહનોબીબી વિ. જગરનાથ ચોધરી ૨ વી. રી. પ્ર. ૭૮.

૨૨. એકથી વધુ કેસોમાં ઠર્યું છે કે અગ્રક્રીયાધિકારનો હક જમીનનાં નાનાં કટકાં અથવા ઘરનાં વેચાણ થતાં હોય ત્યારેજ લાગુ થાય છે. મોટી ઇસ્ટેટનું વેચાણ થતું હોય ત્યારે એ ઇસ્ટેટ જોડે સેઢા પાડોસી તરીકે બીજાની ઇસ્ટેટ હોય તો તેવે પ્રસંગે એવો હક લાગુ થતો નથી. સેખમહમદ હુસેન વિ. શાહ મોશનઅલી ૧૪ વી. રી. પ્ર. ૨૯૬. ઇજનાથ કુંવર વિ. સેખ અમજાઅલી ૨ વી. રી. પ્ર. ૨૬૧. ચોધરી જુગલ કીસોરસીંગ વિ. પુચાસીંગ ૮ વી. રી. પ્ર. ૪૧૩ અબદલ અઝીમ વિ. હમદઅલી ૨ બેં. લા. રી. પ્ર. ૬૩ (વળી જુવો ફેસલો ૪૧ મો.)

૨૩. જે મિલકતનું વેચાણ થયું હોય તે આખી મિલકતના સંબંધમાં અગ્રક્રીયાધિકારનો હક અમલમાં નહીં લાવવાના કાંઇ બાજબી સબબ ન હોવાથી એવી મિલકતના થોડા ભાગ ઉપરજ એવો હક લાગુ થઇ શકતો નથી. કાઝીઅલી વિ. સેખમસીયુલ્લા ૨ વી. રી. પ્ર. ૨૮૫.

૨૪. અગ્રક્રીયાધિકારનો હક રાખનારા સખસ એકથી વધુ હોય તો તેઓ સઘળા સરખો હક ધરાવે છે. એવા હકવાળા સખસો એ મિલકતના ભાગદાર હોય તો તેઓ દરેકનો કેટલો ભાગ છે તે જોવાની જરૂર નથી. મોહોરાજસીંગ વિ. લાલા બીચકલાલ. ૩ વી. રી. પ્ર. ૭૧.

૨૫. અગ્રક્રીયાધિકારનો હક મંજુર થઇ એવા હકવાળા સખસના લાભમાં હુકમનામું થાય અને તેને નાણાં મળે ત્યાં સુધી વેચાણ લેનાર વેચાતી લીધેલી મિલકત પોતાના કબજામાં રાખવા હક ધરાવે છે. કુલબુરસીંગ વિ. માહાદોલત ૨ વી. રી. પ્ર. ૧૦.

૨૬. જમીન ખેડનારા ખેડુને અગ્રક્રીયાધિકારનો હક મળતો નથી. સુમાનસીંગ. વિ. ત્રીપુલસીંગ વગેરે ૮ વી. રી. પ્ર. ૪૩૭.

૨૭. ઘરેણે મુકેલી મિલકત વછોડાવવાનો હક ઘરેણે રાખનારને હોવાથી એ ઘરેણીયા ખતમાં અમુક મુદતમાં તે વછોડવવામાં

આવેતો ખરેખરીયું વેચાણ સમજવું એવું ઠરાવ્યું હોયતો એવ પ્રસંગે અગ્રક્રીયાધિકારનો હક લાગુ થતો નથી. ગુરદયાળ સુંદર વિ. રાજા ટેકનારાયણસીંગ ૨ વી. રી. પ્ર. ૨૧૫.

૨૮. વેચાણ કરેલી મિલકતનો અમુક ભાગ, અમુક કિમતથી વેચાતો લેવા મારો હક છે એવું અગ્રક્રીયાધિકારનો હક ધરાવનાર સખસ કહી શકે નહીં તેની દાવા અરજીમાંજ મિલકતની ખરેખરી કિમત ઠરી છે તે આપવા મારી ખુશી છે એવું બતાવવું જાઇએ. અચરમર પાંડે વિ. બક્ષીરામ ૨ વી. રી. પ્ર. ૩૮.

૨૯. અગ્રક્રીયાધિકારનો હક રાખનાર સખસે આ બે સરત પુરી કરવી જોઇએ. પહેલું વેચાણ થયાના ખબર મળ્યા પછી પોતાનો હક બજાવવા તેનો ઇરાદો છે તે જણાવવો. બીજું એ માંગણી વેચાણ આપનાર અથવા લેનારને સાહેદો રૂબરૂ કરવી જોઇએ. જીતોસીંગ વિ. કોમલરાય વગેરે ૧૦ વી. રી. પ્ર. ૧૧૯, નરબાસીસીંગ વગેરે વિ. લચીનારાયણપુરી વગેરે ૧૧ વી. રી. પ્ર. ૩૦૭.

૩૦. માત્ર એકજ દીવસ પોતાનો અગ્રક્રીયાધિકારી તરીકેનો હક મોડો જાહેર કરવાથી તેના એ હકને નુકશાન થતું નથી. મહમદવારીસ વિ. હાજી ઇમામુદીન ૧ વી. રી. પ્ર. ૧૭૩.

૩૧. અગ્રક્રીયાધિકારીએ દાવો કરતી વખતેજ મિલકતના વેચાણનાં નાણાં રજુ કરવાની કાંઇ જરૂર નથી. હીરાલાલ વગેરે વિ. મુરતલાલ. ૧૧ વી. રી. પ્ર. ૨૭૫ કાફી જાનબીબી વિ. મહમદ મેદી ૧૦ વી. રી. પ્ર. ૨૧૧.

૩૨. જે મિલકતના સંબંધમાં અગ્રક્રીયાધીકારી તેનો હક રજુ કરવા માગતો હોય તે મિલકત વેચાણ કરવાનું કાર્ય સંપુર્ણ થાય કે તુરત પોતાનો દાવો રજુ કરવો જોઇએ. મહંત અજોધ્યાપુરી વગેરે વિ. મોહનલાલ વગેરે ૭ વી. રી. પ્ર. ૪૨૮, ગુલામહુસેન વિ. અબદલકાદર ૫ અ. હા. રી. પ્ર. ૧૧.

૩૩. વેચેલી મિલકતમાં વેચાણ આપનારનો સર્વ તરેહનો માલીકી હક દુર ન થાય ત્યાં સુધી અગ્રક્રીયાધિકારીનો હક લાગુ થતો નથી. મસામત સુંદરકુંવર વિ. લાલા રઘુબર દયાલ વિગેરે ૧૦ વી. રી. પ્ર. ૨૧૬.

૩૪. કુટુંબ વિભાગી થયું હોય પણ જમીનના જુદી જુદી પાટી પાડી ભાગ પાડ્યા ન હોય અને સરકારની બાબત મજમું અપાતી હોય તોપણ એ કુટુંબના ભાગદારના અગ્રક્રિયાધિકારને હરેકત આવતી નથી. રામપ્રસાદ વિ. બલજીતસીંગ ૨ આગ્રા.હા.રી.પ્ર.૨૫૨

૩૫. અગ્રક્રીયાધિકારી ઉપર કરજ હોય તેથી તેનો એ હક બજાવવા તેને પ્રતીબંધ આવતો નથી. રામ બીલવનરાય વગેરે વિ. સીતદાસ વગેરે ૧ આગ્રા. હા. રી. પ્ર. ૭૬.

૩૬. અગ્રક્રીયાધિકારનો હક રાખનારા બે ભાગદારમાંનો એક વેચાણ કરેલી મિલકતના પાડોસમાં રહેતો હોય તેથી તેનો હક કાંઈ વધારે પ્રબળ નથી. બેઉના હક સરખા છે. રોસન મહમદ વગેરે વિ. મહમદ કુલમ વગેરે ૭ વી. રી. પ્ર. ૧૫૦.

૩૭. હુકમતામાની બજાવણીમાં એક ભાગદારનો ભાગ વેચાણ થતો હોય તો એ મિલકતનો બીજો ભાગદાર તેનો સહ માલીક હોવાથી અગ્રક્રીયાધિકારી તરીકેનો હક બજાવી શકે છે. ઇમામુદીન સોદાગર વિ. અબદુલ સોભાન ૫ વી. રી. પ્ર. ૧૭૦.

૩૮. મિલકતનું પહેલું વેચાણ થયું હોય ત્યારે અગ્રક્રીયાધિકારનો હક રજુ કરવામાં આવ્યો ન હોય પણ કાંઈ કારણસર એ પેહેલું વેચાણ રદ કરવામાં આવેતો બીજું વેચાણ થાય ત્યારે અગ્રક્રીયાધિકારી પોતાનો હક રજુ કરી શકે છે. બસંતકુમારી વિ. કાલીપ્રસાદસીંગ માર્સરીપોર્ટ પ્ર. ૧૧.

૩૯. કોઈ ગુન્હેગારનો ભાગ મિલકતમાં હોય તે સરકાર જપ્ત કરી વેચી નાંખે ત્યારે પણ અગ્રક્રીયધિકારનો હક લાગુ થાય છે. ફતેપુરના કલેકટર વિ. સૈયદ યાદઅલી ૧ આગ્રા. હા. રી. પ્ર. ૮૮

૪૦. એજ કાયદે પાછળથી અગ્રક્રિયાધિકારનો હક એવા વેચાણના પ્રસંગમાં સ્વીકાર્યો નથી. મહમદ વિલાયતુલાખાન વિ. અહમદ હુસેનખાન વગેરે ૪ આગ્રા. હા. રી. પ્ર. ૭૦.

૪૧. અગ્રક્રીયાધિકારનો હક મોટી ઇસ્ટેટ અથવા ગામના વેચાણ વખતે લાગુ થતો નથી એવું ઉપર બતાવ્યામાં આવ્યું છે પણ તે સેહા પાડોસીના બાબમાં છે. એવી ઇસ્ટેટ અથવા ગામના

સહભાગદારનો તો એવા વેચાણ વખતે અગ્રક્રીયાધિકારનો હક છે. છતરનાથ જાહની અરજીના કામમાં ૬ બે. લા. રી. પ્ર. ૪૧ ફુલ બેંચ. જહાંગીરબક્ષ વિ. લાલા બીખારીલાલ. ૬ બે. લા. રી પ્ર. ૪૨ બાહાદરસીંગ વિ. રામટાહાલમીસર ૬ બે. લા. રી પ્ર. ૪૩. સેખ કરીમબક્ષ. વિ. કમરૂદીન અહમદ ૬. અ. હા. રી પ્ર. ૩૭૭.

૪૨. જે જમીનનું વેચાણ થયું હોય તે જમીનમાં પાક અર્થે જે પાણી જતું હોય તે પાણી તેના સેઢા પાડોસીના જમીનમાં થઈ આવતું હોયતો એવા સેઢા પાડોસીનો અગ્રક્રીયાધિકારી હક માત્ર નામના સેઢા પાડોસી કરતાં વધારે પ્રબળ છે. ચંદખાન વિ. નેમતખાન ૩ બે. લા. રી. પ્ર. ૨૯૬.

૪૩. વેચાણ કરનારે વેચાણ કરતાં પેહેલાં તેના ભાગદારને એ મિલકત વેચાતી લેવા પુછ્યું હોય તેણે વેચાતી લેવા ના પાડી હોયતો પછી પારકા સખસને તે વેચાતી આપવામાં આવે ત્યારે અગ્રક્રીયધિકારી તરીકે એ ભાગદાર કાંઈ દાવો લાવી શકતો નથી. શેયલ કોમહાર વિ. મસામત અમી ૯ બે. લા. રી. પ્ર. ૨૫૩.

૪૪. જે મિલકતના સંબંધમાં અગ્રક્રીયાધિકારી તરીકે હક શાબવામાં આવતો હોય તે મિલકત સરકાર જપ્ત થઈ હોય તો તેથી એવો દાવો લાવવા મુદતનો પ્રતિબંધ આવતો નથી. સીઓદતરામ જવાડી વિ. રામધી ૧ અ. હા. રી. પ્ર. ૯૩.

૪૫. અગ્રક્રીયાધિકારી તરીકે બે પાડોસીએ ફરીયાદ કરી હોય તો બેઉના સરખા હક છે. બેઉને અરધોઅરધ મિલકત આપવાનું ઠરાવી કિંમત પણ અરધો અરધ દેવા ઠરાવવું જોઈએ. મીસર એમ કરન વિ. મીસર સીતારામ. ૨ અ. હા. રી. પ્ર. ૨૫૭.

૪૬. અગ્રક્રીયાધિકારી તરીકેના હક બજાવવા કાયદાએ ઠરાવેલી મુદત વેચાણ લેનાર કબજો લે ત્યારથી સરૂ થાય છે. માહાસુખ અલીખાન વિ. ઇમદાદઅલી. ૧ અ. હા. રી. પ્ર. ૮ ઉમરાઓખાન વિ. ઈમદાદઅલી ૨ અ. હા. રી. પ્ર. ૮ જેકુંવર વિ. હીરાલાલ. ૭ અ. હા. રી. પ્ર. ૫.

૪૭. કોરટ ઠરાવે અથવા કોરટને યોગ્ય લાગે તે રકમ મિલક-

તની કિંમત તરીકે આપવા હું તૈયાર છઉં એવું અગ્રક્રીયાધિકારીએ તેની દાવા અરજીમાં જણાવેલ નહીં તેથી તેનો દાવો ના મંજુર થયો. દુરગાપ્રસાદ વિ. નવાજીસઅલી ઈ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૫૯૧

૪૮. જે કિંમતે મિલકતનો માલીક અગ્રક્રીયાધિકારીને પોતાની મિલકત વેચાતી આપવા કહે તે કિંમત નીશકપટપણે તે ભારે માને તેથી તે કિંમતે લેવા ના પાડેતો તેથી અગ્રક્રીયાધિકારી તરીકેના તેના હકને નુકસાન થતું નથી. ભજનપ્રસાદ વિ. દેવીપ્રસાદ. ઈ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૨૩૬.

૪૯. કોરટે ઠરાવેલી મુદતમાં વેચાણનાં નાણાં આપવા અગ્રક્રીયાધિકારીએ ગફલત કરી જેથી તેનો હક તેણે ખોયો એવું ઠર્યું છે. હીનતાનખાન વિ. ગંગાપ્રસાદ. ઈ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૨૯૩ સેખા વિ. મકના. ઈ. લા. રી. ૧ અલાહબાદ. પ્ર. ૧૩૨.

૫૦. એક ભાગદારે બીજા ભાગદારની જમીન વેચાતી લેતો હોયતો એવા કામમાં કોઈ ત્રીજા ભાગદારનો અગ્રક્રીયાધિકારી તરીકેનો હક લાગુ થતો નથી. લાલા વિ. છીવન. ઈ. લા. રી. ૪ કલકતા પ્ર. ૮૩૧.

૫૧. ભોગવટાનો હક પોતાને સ્વાધીન રાખી રેહેવાનું ઘર પોતાના સ્વત્વના હક સાથે કોઈ વેચાણ કરે તો એવે પ્રસંગે પણ અગ્રક્રીયાધિકારનો હક લાગુ થાય છે. જાહર વિ. નુરઅલી ઈ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૯૯.

૫૨. જેટલી મુદતમાં વેચાણનાં નાણાં અનામત મુકવા મુળ કોરટે અગ્રક્રીયાધિકારીને ફરમાવ્યું હોય તે મુદતમાં અપીલ કોરટ વધારો કરી શકે છે. પરસાદીલાલ વિ. રામદયાળ. ઈ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૭૪૪.

૫૩. અગ્રક્રીયાધિકારીએ હુકમનામાની બજાવણીમાં જે હરાજીની માગણી થતી હોય તેમાં બીજા પારકા માણસ જે ભારે માગણી કરતા હોય તેટલીજ ભારે માગણી કરવી જોઈએ ત્યારેજ તેને અગ્રક્રીયાધિકારી તરીકે એ મિલકત લેવાનો હક થાય છે. તેજસીંગ વિ. ગોવીંદસીંગ ઈ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૮૫૦.

લગન.

૧. વર પોતે અથવા તેના કુટુંબી વહુના બાપને અથવા બાપની જગ્યોએ જે સગાં હોય તેને નાણું આપી પરણે તે અસુર લગન કહેવાય. જેકિસનદાસ ગોપાળદાસ વિ. હરીકિસનદાસ હલ્લીચનદાસ ઇ. લા. રી. ૨ મુંબઇ પ્ર. ૯.

૨. અસુર લગન કરવા મનાઈ છે પણ તે લગન કરેલાં હોય તેથી કરનારને નાત બાહાર મુકી શકાતો નથી. કેશવરાવ વિ. નારો ૧ બારોડેલ રપોર્ટ પ્ર. ૧૯૮. નંદલાલ વિ. તાપીદાસ ૧ બારોડેલ રીપોર્ટ પ્ર. ૧૮.

૩. વેપારી અને બીજી હલકા વર્ગની નાતમાં અસુરે લગન કરવા રીવાજછે તોપણ એ લોકો બીજા ઊંચ વર્ગનાં લગન કરવા પ્રતિબંધમાં છે એમ કાંઈ નથી તેઓની મરજી હોયતો અસુર લગન ન કરતાં બીજી ઊંચી જાતના લગન કરે. જેકિસનદાસ ગોપાળદાસ વિ. હરીકિસનદાસ હલીચનદાસ ઇ. લા. રી. ૨ મુંબઈ પ્ર. ૯.

૪. ગાંધર્વ લગનમાં કાંઇ લગન ક્રિયા થવાની જરૂર નથી એવું છે તોપણ લગન કરવાના કરાર અથવા ઇરાદા વગર માત્ર કોઈ સ્ત્રી પુરૂષ ભેળાં રહે તેથી તેમનાં લગન થયાં એમ ગણાય નહીં. બ્રીજભુખ ઠાકોર વિ. વીરચંદ્ર યુવરાજ ૧ વી. રી. પ્ર. ૧૯૪.

૫. ગાંધર્વ લગનથી ઉતપન્ન થએલાં છોકરાં ઔરસ છોકરાંછે એવું મનાયું છે. ભવાની વિ. માહારાજસીંગ ઈ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૭૩૮.

૬. સુદ્ર તેમની નાત સીવાય બીજી નાતની સ્ત્રી સાથે લગન કરે તો તે લગન કાયદા વિરૂધ નથી એવું ઠર્યુંછે. ઈંદીરાન વગેરે વિ. રામસ્વામી વગેરે ૧૨ વી. રી. પ્ર. ૪૧.

૭. છોકરાનો ગર્ભ તેની માનાં લગન થવા અવલ રહ્યો હોય પણ તેનો જન્મ થયો હોય ત્યારે તેની માનાં લગન થયાં હોય તો તે છોકરો અનૌરસ પુત્ર ઠરતો નથી. ત્રીચીનાપોલીના કલેકટર વિ. લક્ષમની ૨૧ વી. રી. પ્ર. ૩૫૮.

૮. દક્ષિણ અને બીજી કેટલીક જગ્યોના ગોસાઇઓ લગન કરતા તેથી કરીને મહંત તરીકેનો તેમનો હોદો તથા એ હોદાને અંગે

જે મિલકત હોય તે ભોગવવાના તેમના હક જતા નથી. ગોસાંઈ રામભારથી વિ. મહંત સુરજભારથી ઇ. લા. રી. ૫ મુંબઈ પ્ર. ૬૮૨.

૯. પોતાની નાત સીવાય બીજી નાતની કન્યા સાથે લગન કરવાં તે હિંદુ ધર્મશાસ્ત્રથી વિરૂધ છે. માટે જો સ્થાનીક રીવાજ હોય તોજ એવાં લગન કાયદાસર ગણાય. મોલારામ નનદીલ વિ. થાનુરામ બ્રાહ્મણ ૯ વી. રી. પ્ર. ૫૫૨ નારાયણધારા વિ. રખલ ૨૩ વી. રી. પ્ર. ૩૬૪.

૧૦. આવા લગન એ કુટુંબની ઇતીહાસીક બાબત છે, માટે તે રીવાજની બાબત કુટુંબીઓના હકીકતથી સાબીત કરી શકાયછે. રાજા નગેનદર નારાયણ વિ. રૂઘનાથ નારાયણદેવ ૭ વી.રી.પ્ર. ૨૦.

૧૧. કોઈ મા તેની દીકરીની વાલીતરીકે તેની દીકરીનાં થએલ લગન રદ બાતલ કરાવવાનો દાવો કરવા હક ધરાવતી નથી. અનજોનાદાસી વિ. પ્રેહલાદચંદર ઘોસ ૧૪ વી. રી. પ્ર. ૧૩૨.

૧૨. થયેલા લગન સર્વ રીતથી યોગ્ય રીતે થયાં હોય માત્ર તે લગન કરવા વાલીની મંજુરી ન હોય એટલાજ કારણથી એ લગન રદ થતાં નથી. મધુસુદન મુકરજી વિ. જદલચંદર બેનરજી ૩ વી. રી. પ્ર. ૧૬૪ બાઈ રળીયાત વિ. જેચંદ બીલાસીસ રીપોર્ટ પ્ર. ૪૩.

૧૩. પેહેલેથી સગપણ કરેલા સખસને પડતો મુકી બીજા સખસ સાથે યોગ્ય ક્રીયાથી લગન કરવામાં આવે તોતે લગન રદ થતા નથી. ખુમાન વિ. ભગવાન મોતી ૨ બારોડેલ રીપોર્ટ પ્ર. ૫૫૫.

૧૪. લગન કરવાની ક્રિયા જાત જાતમાં ભિન્ન ભિન્ન હોય છે જે જાતમાં જે ક્રિયા થતી હોય તે પ્રમાણે લગન થયાં હોય તોતે લગન કાયદાસર છે. ગાથારામ મીસ્ત્રી વિ. મેહોતા કોચીન વગેરે ૧૪ બેં લા. રી. પ્ર. ૨૯૮ રાજકુમાર નોદોદીપ વગેરે વિ. રાજા વિરચંદ્ર મણિકીયા ૨૫ વી. રી. પ્ર. ૪૦૪.

૧૫. પોતે જીવતો હોય ત્યારે પોતાની દીકરીનો લગન કરવાનો અધીકાર બાપનો છે પણ એ અધીકાર તે બીજાને આપે તેમાં હરકત નથી. ગુલામીગોપી ઘોસ વિ. જગેસ્વર ઘોસ ૩ વી. રી. પ્ર. ૧૯૩. *

---

* વળી જુવો સગપણ.

૧૬. પોતાની દીકરી પરણાવવા લાયક ઉમરની થાય કે તેનું લગન કરી આપવું એ માબાપ ઉપરની ફરજ છે તેમણે વર જોવો તે પુરસાતનવાળો હોવો જોઇએ. જમનાદાસી વિ. બામાસુંદરીદાસી ઇ. લા. રી. ૧ કલકતા પ્ર. ૨૮૯.

૧૭. ધણીને નાત બાહાર કાઢવામાં આવે એટલે સ્ત્રી પ્રત્યે ધણીના જે લગન હકછે તે બંધ પડે છે એવું સમજવું નહીં. હિંદુ ધર્મશાસ્ત્રની એહોળો નિયમછે કે ધણીને નાતબાહાર કાઢવામાં આવે તેથી લગનગાંઠ ત્રટી જતો નથી. બીસેસ્વર વિ. માતાગુલામ ૨ આ. હા. રી. પ્ર. ૩૦૦.

૧૮. પણ ધણી વટલીને ક્રીશ્ચન થઇ જાયતો લગન હક બંધ પડે છે એવું ઠર્યું છે. મુમુ વિ. અરજણ સાહુ ૫ વી. રી. પ્ર. ૨૩૫.

૧૯. મુંબઈ હાઇકોરટે ઠરાવ્યું છે કે સ્ત્રી વટલી મુસલમાન થાય તેથી તેના હિંદુ ધણી સાથેના લગ્ન હક બંધ પડતા નથી. તેનાથી તે છુટા છેડા મેળવે ત્યારેજ એ હક બંધ પડે છે. મુંબઈની સરકાર વિ. ગંગા ઈ. લા. રી. ૪ મુંબઈ પ્ર. ૩૩૦.

૨૦. વડનગરાં નાગરોમાં જ્યાં સુધી સ્ત્રી તેના ધણીને વફાદાર રહે ત્યાં સુધી તેનો ધણી બીજી બાઇડી સાથે લગ્ન કરી શકે નહી તેમજ કોઈ રખાતને પણ રાખી શકે નહી માહાશંકર વિ. મસામત ઉતમ ૨ બારોડેલ રીપોર્ટ પ્ર. ૫૭૨.

૨૧. લગ્ન થયા પછી સ્ત્રીનો વાલી તેનો ધણી છે જેથી તેની ભેળી તેણે રેહેવું જોઇએ. પણ સ્ત્રી જુવાન અવસ્થાની થાય ત્યાં સુધી ધણીને ઘેર જવું નહી એવા રીવાજ હોય અથવા કરાર હોય તો સ્ત્રીનું લગન થાય કે તુરત પોતાને ઘેર તેને લઈ જવા ધણી હક ધરાવતો નથી. કાતીરામ વિ. મસામત જનધીની ૨૩ વી. રી પ્ર. ૧૭૮. સંતોષરામ વિ. ગીરીપાઠક ૨૩ વી. રી પ્ર. ૨૨.

### વટલી જવું.

૧. કોઈ હિંદુ વટલીને ક્રીશ્ચન થઇ જાય તો પછી હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે રાખવા તેની ફરજ નથી તેની મરજીની તે બાબત છે. ક્રીશ્ચન ધર્મ સાથે જે બાબતને લાગતું વળગતું હોય એવા તેના હક

જેવા કે મિલકત સંબંધીના તેના હક અને હીતને એ ધર્મ ધારણ કર્યાથી હરકત આવતી નથી. ચારલોટ અબ્રાહમ. વિ. ફ્રાનસીસ અબ્રાહમ ૧ વી. રી. પ્ર. ૧

૨. એક હિંદુ જે સને ૧૮૫૦ નો આકટ ૨૧ મો પસાર થવા અગાઉ મુસલમાન થઈ ગયો હતો તે મુસલમાન થઈ ગયા અગાઉ તેના કબજામાં જે મિલકત હતી અથવા જે તેણે મેળવી હતી તે તેના તુરતના વંશજો જેઓ હિંદુધર્મ પાળતા હતા તેને ગઈ છે. રાણી મેવા કુંવર વગેરે વિ. રાણી ઓધ બીહારીલાલ ૨ આગ્રા. હા. રી. પ્ર. ૩૧૧.

૩. વટલી ગયા પેહેલાં જે વારસો મળ્યો હોય તે વારસો તે વટલી જવાથી તેની પાસેથી છીનવી લેવાતો નથી. ગોપાળસીંગ વિ. ધનગાજી ૩ વી. રી. પ્ર. ૨૦૬.

૪. પરણેલી સ્ત્રીની મિલકત અને તેના ધણીના હીતના સંબંધમાં ઈંગ્રેજી ધારામાં જે નિયમ છે તે કોઈ હિંદુ વટલી ક્રીશ્ચન થઈ ગયો હોય તેને લાગુ પાડવાજ જોઈએ એવું કાંઈ નથી. ધઝાકપાંડુ વિ. સરબોમોન ગોલાદાસી ૧ વી. રી. પ્ર. ૨૨.

## વડીલોપારજીત મિલકત.

૧. બાપને તેના બાપ અથવા બીજા વડીલ તરફથી જે મિલકત મળી હોય તેજ વડીલોપારજીત મિલકત છે એમ નથી. પણ બાપ તરફથી મળેલી સઘળી મિલકત વડીલોપારજીત મિલકતના વર્ગમાં આવે છે. પછી બાપે તે ગમે તેમ મેળવી હોય એટલે કે બાપની સ્વપારજીત મિલકત હોય પણ દીકરાને મળી ત્યારથી તે વડીલોપારજીત થઇ ચુકી. રાજા મોહન ગુસેન વિ. ગોર મોહન ગુસેન ૪ વી. રી. પ્ર. ૪૭. રામનારાયણ વિ. પરતમસીંગ ૨૦ વી. રી. પ્ર. ૧૮૯. રાણી મેવા કુંવર વિ. લાલા ઓધ બીહારીલાલ ૨ આગ્રા. હા. રી. પ્ર. ૩૧૧.

૨. બાપ દીકરા ભેળા રેહેતા હોય ત્યારે વડીલોપારજીત મિલકતની ઉપજમાંથી જે બીજી મિલકત ખરીદવામાં આવે તે પણ વડીલોપારજીત મિલકતના વર્ગમાં ગણાય છે. સદાનંદ માહાપાતર

વિ. બોનોમાલી માહાપાતર વગેરે ૯ વી. રી. પ્ર. ૨૫૯ સદાનંદ વિ. સુરજોમણી ૮ વી. રી. પ્ર. ૪૫૫. અમરીથનાથ વિ. ગારીનાથ ૧૫ વી. રી. પ્ર. ૧૦.

૩. કોઈ સખ્સને તેના ભાઈની, ભત્રીજાની, કાકાની અથવા પીત્રાઈની મિલકત વારસામાં મળી હોય તે મિલકત વડીલોપારજીત મિલકતના વર્ગમાં આવતી નથી. રાયાદરના લાંબી વિ. મુકુંદા ૩ મ. હા. રી. પ્ર. ૪૫૫ નંદકુમારલાલ વિ. રજીયુદીન ૧૮ વી. રી. પ્ર. ૪૭૭ જાવાહીર વિ. ગ્નાન ૩ આગ્રા. હા. રી. પ્ર. ૭૮ લોચન વિ. નેમધારી ૨૦ વી. રી. પ્ર. ૧૭૦ પીતમ વિ. ઉજાગર ઈ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૬૫૨.

૪. મિતાક્ષરા અને વ્યવહાર મયુખ પ્રમાણે દીકરાનો જન્મ થાય કે વડીલોપારજીત મિલકત તેની ઉપરની જવાબદારી (કરજ) સાથે જેને વારસામાં મળે છે, આવી જવાબદારી માટે તે મિલકતનું વેચાણ થઈ શકે. એવું વેચાણ દીકરાઓએ મંજુર રાખવું જોઈએ. નારાયણ આચાર વિ. નારસો ક્રીશ્ન ઈ. લા. રી. ૧ મુંબઈ પ્ર. ૨૬૨. ગુરે સુરજદાસ વિ. રામશરણ બખ્ત ૫ વી.રી. પ્ર. ૫૪ સદાસીવ દીનકર જોસી વિ. દીનકર નારાયણ જોસી ઈ. લા. રી. ૬ મુંબઈ પ્ર. ૫૨૦ અદરમની દેઈ વિ. ચોધરી સીબનારાયણ કુંવર ઈ. લા. રી. ૩ કલકતા પ્ર. ૧.

૫. જેમ કુદરતી દીકરાનો જન્મ થાય કે ઉપર લખેલો હક તેને મળે છે તેમજ દત્ત લીધેલા પુત્રને પણ દત્ત લેવામાં આવે તે તારીખથી તેને પણ આવોજ વડીલોપારજીત મિલકતમાં લાગુ થાય છે. હીરાસીંગ વિ. પરેજરસીંગ ૧ આગ્રા. હા. રી. પ્ર. ૨૫૬.

૬. વડીલોપારજીત મિલકતમાં દીકરાનો અને દત્તપુત્રનો ઉપર બતાવેલો હક એવો સ્વતંત્ર નથી કે બાપ તેને કુટુંબના ઘરમાંથી કાઢી મુકે તેમાં પ્રતીબંધ આવે. બળદેઓદાસ. વિ. શામલાલ ઈ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૭૭.

૭. દીકરાનો જન્મ થાય ત્યારથી વડીલોપારજીત મીલકતમાં તેનો ઉપર બતાવેલો હક લાગુ થાય છે તે હક એવો મજબુત છે કે દીકરો

સગીર ઉમરનો હોય ત્યારે બાપ કપટથી કાંઇ મિલકત ગેરવ્યાજબી કારણસર તેના કરજદારને આપી દેતો બાપનું એ કૃત્ય દીકરાને પ્રતીબંધ કરતા નથી. બીરકીસોર સુહાઇસીંગ વગેરે વિ. હરખુલાબ નારાયણસીંગ વગેરે. ૭ વી. રી. પ્ર. ૫૦૨.

૮. વડીલોપારજીત મિલકતમાં દીકરાનો જન્મ થાય કે હક લાગુ થાય છે પણ એ હક પ્રમાણે બાપે તેનો હિસ્સો આપ્યા પછી દીકરાનો કાંઇ હક બાપને ભાગે આવેલી મિલકત ઉપર લાગતો નથી એવી તેને ભાગે આવેલી વડીલોપારજીત મિલકતની તો આ પદ્ધતી ગમે તેમ વ્યવસ્થા કરી શકે છે. બાબુ વીરપ્રસાદ સેહાઇ વિ. માહારાજા રાજેંદર પરતાપ સેહાઇ ૯ વી. રી. પ્ર. ૧૫.

૯. મદ્રાસ હાઇકોરટે ઠરાવ્યું છે કે બાપની હયાતીમાં દીકરાનો જન્મ થવાથી વડીલોપારજીત મિલકતમાં તેનો હક સર થાય છે તે હક આખી એવી મિલકત ઉપર લાગુ થતો નથી દીકરાના ભાગ જેટલોજ હક લાગુ થાય છે. તેના ભાગ ઉપરાંતની મિલકત માટે કાંઈ હક તેનો લાગતો નથી રાયાચારલુ વિ. વેનકાટા રમાનીયા ૪ મ. હા. રી. પ્ર. ૬૦.

૧૦. મિતાક્ષરા પ્રમાણે વડીલોપારજીત મિલકતમાં પોતાનો ભાગ હોય તે બીજા સર્વ ભાગદારની મંજુરી વગર કોઇ ભાગદાર વેચવા વગેરેનું કૃત્ય કરી શકતો નથી. લુઇસ કોસર્ટ વિ. સુદાબઈ પ્રસાદસાહુ ૩ વી. રી. પ્ર. ૨૭૦ રામનારાયણસીંગ વિ. પરતમસીંગ ૧૧ બેં. લા. રી. પ્ર. ૩૯૭.

૧૧. વડીલોપારજીત મિલકતમાં દીકરાનો જન્મ થાય કે હક લાગુ થાય છે. પણ તે હક એવો નથી કે તે બીજાને આપી દઇ શકાય અથવા તે હક ઉપરથી વારસાનો હક મળી શકે. ગુરપ્રસાદ વિ. સીઓદીન ૪ અ. હા. રી. પ્ર. ૧૩૭.

૧૨. ખાસ દીકરા ઉપર હુકમનામું થયું હોયતો તેની બજાવણીના કામમાં વડીલોપારજીત મિલકતમાં તેનો ભાગ હોય તે વેચી શકાય છે. ગોરસુરનદાસ વિ. રામસરણ બખત ૫ વી. રી. પ્ર. ૫૪.

૧૩. વડીલોપારજીત મિલકતનું વેચાણ વડીલ ઉપર થએલા

हुकमनामानी बजावणीना कारणसर थयुं होयतो तेटला उपरथीज एवेचाण योग्य कारणसर थयुं छे. एवुं गणाय नहीं. ब्रोजोकिशोर गजेन्द्र माहापातर वगेरे वि. हरीकिसनदास वगेरे १० वी. री. प्र. ५७ रीओतीसींग वि. रामजीत २ अ. हा. री. प्र. ५०.

१४. अगत्यना कारणसर वडीलोपारजीत मिलकतनुं वेचाण करवामां आव्युं होयतो ते अगत्यता साबीत करी आपवी जोइए वेचाण करनारेनी चाल चलण उपरथी ए वेचाण करवा तेमे अगत्य हती एवुं अनुमान थई शके नही मोतराजीतसींग वि. रघुबंसीसींग ८ बें. ला. री. प्र. ५.

१५. अगत्यना कारणसर नहीं पण काइ अनितीना कार्य माटे वडीलोपारजीत मिलकत वेचवामां आवी होयतो ए वेचाण रद जाय छे. बापना भाग जेटलुं वेचाण पण मंजुर रही शके नहीं. चमाईलीकुंवर वि.रामप्रसाद ई.ला.री.२ अलाहबाद प्र. २९७.

१६. वडील उपर थएल हुकमनामानी बजावणीमां वडीलोपारजीत मीलकत वेचाय तेम होयतो ए मिलकत घरेणे मुकी हुकमनामानां नाणां आपी शकाय छे. परमेस्वर ओझा. वि. मसामत गुलाबी वगेरे. ११ वी. री. प्र. ४४६.

१७. कुटुंबनी वडीलोपारजीत मिलकत जे अगाउ कुटुंबना कबजामां होय ते वेचाई गइ होयतो ए मिलकत पाछी खरीद करवा सारु कुटुंबनी बीजी मिलकत वेची दइ शकाय नहीं ए कारण अगत्यनुं कारण लेख्यातुं नथी. काहीरसीग वि. रुपसींग ३ अ. हा. री. प्र. ४ सैयद तासोवरअली वि. कुंजबीहारीलाल. ३ अ. हा. री. प्र. ८.

१८. मिताक्षरा प्रमाणे दीकरो तेना बापनी मंजुरी वगर वडीलोपारजीत मिलकत वेची दइ शकतो नथी. स्तीओरतन कुंवर वि. गोरबीहारी बख्त ७ वी. री. प्र. ४४९.

१९. वडीलोपारजीत मिलकत मजमुं होय के जुदी होय तोपण हकदारने दावो करवा हरकत नथी. कुंवर नारायणनंदी वि. गोकळचरण देव ३ वी. री. प्र. १०८.

૨૦. વડીલોપારજીત મિલકતના જ્યાં સુધી ભાગ ન પડે ત્યાં સુધી તે મિલકતમાં હક હોય એવા સખ્સો ભરણપોષણ માગવાનો હક ધરાવે છે. સીબદાઇ વિ. દુરગાપ્રસાદ ૪ અ. હા. રી. પ્ર. ૬૩.

૨૧. બીજી રીતનો કુટુંબ રીવાજ ન હોય અથવા મોટો દીકરોજ વારસ થાય એવો હક ન હોયતો વડીલોપારજીત મિલકત સઘળા ભાગદારને સરખે હિસે મળે છે. ઉમરોથનાથ ચૌધરી વિ. ગૌરીનાથ ચૌધરી ૧૫ વી. રી. પ્ર. ૧૦.

વધારો.

૧. હિંદુ ધર્મશાસ્ત્રનો એવો નિયમછે કે કોઇ સખ્સ પોતાના વસીયતનામમા અમુક મિલકત અમુક જણને આપવા ઠરાવી ગયો હોય તો તે પ્રમાણે તેને તે મિલકત આપવામાં આવે ત્યાં સુધીના વખતમા એ મિલકતમાં જે વધારો થાય તે એ મિલકત જેને આપવા ઠરાવી હોય તને જાયછે. બીસોનાથચંદર વિ. શ્રીમતી બામાસુંદરીદાસી ૯ વી. રી. પ્ર. ૧ શ્રીમતી સુરજોમણીદાસી વિ. દીનોબંધુમલીક ૬ મું. ઇ. અ. પ્ર. ૫૨૬.

૨. મિલકતમાં વધારો થાય તે ઉપજ તરીકે ગણાય નહીં આથી વિધવાને આપેલી મિલકતમા કાંઇ વધારો થાય તો તે વિધવાને આપેલી મિલકતનો ભાગ ગણાય છે એવી મુલ આપેલી મિલકતની વ્યવસ્થા કરવા વિધવાને સત્તા ન હોય તો એ વધારાની મિલકતની વ્યવસ્થા કરવા પણ વિધવાને સત્તા નથી. ઘોસ વિ. અમીરતામાઇદાસી ૧૨ વી. રી. પ્ર. ૧૩ હરેંદ્રનારાયણ ઘોસના કામમાં ૪ બેં. લા. રી. પ્ર. ૪૧ કૈલાસનાથ ઘોસ વિ. બીસ્વનાથ બીસ્વાસ ૪ બેં. લા. રી. પ્ર. ૪૧ શ્રીમતીરબુતીદાસી વિ. સીબચંદર મલીક ૬ મું. ઇ. અ. પ્ર. ૧.

૩. ધણીએ આપેલી મિલકતની ઉપજમાં વધારો થાય તો તે લેવા અને વ્યવસ્થા કરવા વિધવાનો હક ઠરાવ્યોછે. પનાહલાલસીલ વિ. શ્રીમતી રામસુંદરીદાસી ૬ બેં. લા. રી. પ્ર. ૭૩૨.

૪. પણ એવી મિલકતની ઉપજમાંથી કાંઇ સ્થાવર મિલકતની ખરીદી કરી વધારો કર્યો હોય તો એ મિલકત તેના ધણીએ આ-

પેલી મિલકતનો ભાગ છે જેથી તેની વ્યવસ્થા વિધવાથી થાય નહીં ગોંદાકુંવર વિ. કુંવર ઉધિસીંગ ૧૪ બેં. લા. રી. પ્ર. ૧૫૯ મસામત ભગવતી દાઈ વિ. ચૌધરી ભોળાનાથઠાકોર ૨૪ વી. રી. પ્ર. ૧૬૮.

વસીયતનામું.

૧. સ્વપારજીત મિલકત, ભાગમાં મળેલી મિલકત અને મજીયારી મિલકતનો કોઈ વારસ ન હોયતો તે મિલકતનું વસીયતનામું કરી શકાય છે. મજીયારી મિલકતમાં ભાગ જુદો પડ્યો ન હોય ત્યાં સુધી વસીયતનામાથી તેના વ્યવસ્થા કરી શકાય નહીં. નરોતમ જગજીવન વિ. કરસનદાસ હરકિસનદાસ ૩ મુ. હા. રી. પ્ર. ૬ લક્ષ્મીબાઈ વિ. ગણપત મોરોબા ૪ મુ. હા. રી. પ્ર. ૧૫૦ અંજોધ્યાગીર વિ. કાસીગાર ૪ અ. હા. રી. પ્ર. ૩૧ નાના નારાયણ રાવ વિ. હરીપંથભાઉ ૯ મુ. ઇ. અ. પ્ર. ૯૬ સુરજોમણીદાઈ વિ. સદાનંદ માહાપાતર ૨૦ વી. રી. પ્ર. ૩૭૭ મદનગોપાળ ઠાકોર વિ. રામબક્ષપાંડે ૬ વી. રી. પ્ર. ૭૧ બાવામીસર વિ. રાજા બીશનપ્રકાશ નારાયણસીંગ ૧૦ વી. રી. પ્ર. ૨૮૭ લક્ષ્મીશંકર વિ. વેજનાથ ઇ. લા. રી. ૬ મુંબઈ પ્ર. ૨૪.

૨. ભેગા રહેનારા બે દીકરામાના એકને બધી મિલકત આપી બીજાને કાંઈ ન આપવી એવી રીતનું હુકમનામું મુંબઈ ઇલાકામાં રહેનાર કોઈ હિંદુ કરી શકે નહીં. લક્ષ્મણ દાદાનાયક વિ. રામચંદ્ર દાદાનાયક ઇ. લા. રી. ૧ મુંબઈ પ્ર. ૫૬૧.

૩. તેમ વડીલોપારજીત જંગમ મિલકતના એક દિકરાને થોડો અને બીજાને વધારે ભાગ આપવાનું વસીયતનામું કરવાની રીત પણ નામંજુર કરવામાં આવીછે. માણેકચંદ વિ. નથુ પરસોતમ મુંબઈ હાઈકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૭૮ પ્ર. ૨૦૪.

૪. તેમ વારસો લેવા લાયક હોય એવા દીકરાને વસીયતનામું કરી વારસાથી બાતલ પણ કરાય નહીં. પ્રાણવલભ ગોકળ વિ. દેવકરન તુલજારામ સીલેકટ રીપોર્ટ પ્ર. ૪.

૫. મદ્રાસમાં ચાલતા હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે સ્વપારજીત અને

વડીલોપારજીત એ બેઉ જાતની મિલકનું વસીયતનામું કરી શકાય છે. વેલબ્રાગામ પીલાઈ વિ. પારા વગેરે ૧ મ. હા. રી. પ્ર. ૩૨૯.

૬. વસીયતનામું કરી આપેલી મિલકતનો ઉપભોગ અમુક રીતેજ લેવો એવું ઠરાવવા વસીયતનામું કરનારને સતા નથી. રાજેંદર દત વિ. શામચંદ મીતર ઇ. લા. રી. ૬ કલકતા પ્ર. ૧૦૬.

૭. અમુક વર્ષ સુધી અને તે પછી હમેશ માટે વસીયતનામું કરી આપેલી મિલકતની ઉપજમાંથી સ્થાવર મિલકતજ ખરીદ કરવી બીજી કાંઈ વ્યવસ્થા એ ઉપજની કરવી નહીં એવું વસીયતનામામાં લખેલું હોયતો તે માન્ય રહી શકે નહીં. કુમાર અસામાકુસ્નદેવ વિ. કુમાર કુમારાકુસ્નદેવ ૨ બેં. લા. રી. પ્ર. ૧૧.

૮. અમુક મુદત સુધી વસીયતનામાથી આપેલી મિલકતના ભાગ દીકરાઓએ પાડવા નહીં એવી વસીયતનામામાં સરત કરી હોય તો તે સરત માન્ય રહે નહીં. દીકરા એકદમ ભાગ પાડે મુકુંદલાલશાહ વગેર વિ. ગણેશચંદરશાહ વગેરે ઇ.લા.રી. ૧ કલકતા પ્ર.૧૦૪

૯. વસીયતનામું કરનાર સખ્સે વસીવતનામાથી આપેલી મિલકતનું કાંઈ દિવસ વેચાણ કરવું નહીં, બક્ષીશ આપવી નહીં એવી રીતે મિલકતની વ્યવસ્થા કરવા મનાઈ કરી હોય તોતે મનાઇ રદ ગણાય છે. નીતાઇચરણ વિ. ગંગાદાસી ૪ બેં. લા. રી. પ્ર. ૨૯૫ સોનાતનબેસાક વિ. શ્રીમતી જગતસુંદરી દાસી ૮ મુ. ઇ. અ. પ્ર. ૬૬.

૧૦. પોતાના ઉતરક્રિયા કરી બ્રાહ્મણોને જમાડવા એવું ઠરાવી કોઈ સખ્સ પોતાની મિલકતનું વસીયતનામું કરી શકેછે. લક્ષ્મીશંકર વગેરે વિ. વેજનાથ વગેરે ઇ. લા. રી. ૬ મુંબઇ પ્ર. ૨૪.

૧૧. પોતે જીવે ત્યાં સુધી મિલકત ઉપર પોતાનું માલીકપણું રાખી પોતે ગુજરે ત્યારે વસીયતનામાનો અમલ થાય એવું વસીયતનામું કરવા મનાઈ નથી. મસામત પીતમકુંવર વિ. મનારબીબી વગેરે ૬ વી. રી. પ્ર. ૧૦૧.

૧૨. વસીયતનામામાં જે મિલકત આપવામાં આવી હોય તે "પુત્ર પુત્રાદી" ભોગવવાનું લખ્યું હોય તો એ "પુત્ર પુત્રાદી"

શાખાઓમાં સ્ત્રી વંશજનો સમાવેશ થાયછે. રામલાલ મુકરજી વિ. સેક્રેટરી ઓફસ્ટેટ લો. રી. ૮ ઇ. અ. પ્ર. ૪૬.

૧૩. વસીયતનામામાં કોઈ સખ્સને સ્વતંત્ર માલીક ઠરાવ્યો હોયતો પછી એ મિલકતમાં વસીયતનામું કરનાર જે હક ભોગવતો હોય તે ભોગવવા તેનો હક છે. શ્રીમતી સરશ્વતી દાસી વિ. પુરની ચંદરરાય ૪ વી. રી. પ્ર. ૫૫.

૧૪. મિતાક્ષરા પ્રમાણે કોઈ સ્ત્રીને તેના ધણી અથવા બાપ તરફથી જે મિલકત વારસામાં મળી હોય તેનું વસીયતનામું તે સ્ત્રી કરી શકે નહીં. તીનકોરી ચેતરજી વિ. દીનોનાથ બેનરજી ૩ વી. રી. પ્ર. ૪૯.

૧૫. વસીયતનામું કરનારે તે વસીયતનામું પોતાને હાથે લખેલું હોવું જોઇએ. અથવા તેની સહી તે ઉપર હોવી જોઇએ. એવી જરૂરીયાત લખવામાં આવી નથી. રાધાબાઈ વિ. ગણેશતાતીયા. ઈ. લા. રી. ૩ મુંબઈ પ્ર. ૭.

૧૬. ખુદ મુંબઈ શહેરની અંદર આવેલી મિલકત ઉપર અસર થતી ન હોયતો કોઈ વિભકત હિંદુએ પોતાની મિલકતનું વસીયતનામું મોઢેથી કર્યું હોયતો હરકત નથી. ભગવાન દુલભ વિ. કાળાશંકર ઇ. લા. રી. ૧ મુંબઈ પ્ર. ૬૪૧ શ્રીનીવાસામાલ વિ. બીબી યામાલ ૨ મ. હા. રી. પ્ર. ૩૧.

૧૭. વસીયતનામું કરનારે તે વસીયતનામામાં સહી કરી હોયતો સાહેદી ન થયાનાં કારણથી હરકત આવતી નથી. મંચેરજી પેસ્તનજી વિ. નારાયણ લક્ષમણજી ૧ મુ. હા. રી. પ્ર. ૭૭ શ્રીનીવાસામાલ વગેરે વિ. વીજીઆમાલ વગેરે ૨ મ. હા. રી પ્ર. ૩૭.

૧૮. મુંબઈ ઇલાકા તાબાના જીલ્લામાં વસીયતનામા ઉપર સહી કરી ન હોય તથા વસીયતનામું મજકુરે નમુના પ્રમાણે લખેલ પણ ન હોય તો પણ હરકત નથી. વસીયતનામું કરનારનો જે ઇરાદો હોય તે તેમાં બરોબર આવેલો હોયતો તે પુરતું છે. વિનાયક નારાયણ જોગ વિ. ગોવીંદરામ ચીંતામણી જોગ. ૬ મુ. હા. રી. પ્ર. ૨૨૪

૧૯. મે કરેલ વસીયતનામું હું રદ કરૂછઉ એવું વસીયતનામું

करनार कहेतो पछी ए वसीयतनामानो नास कर्यो न होय तोपण ते वसीयतनामुं रद बातल गणायुं छे. माहाराजा नारायणसींग वि. मापारानी ४. ला. री. ३ कलकता प्र. ६२६.

२०. वसीयतनामुं करनार वसीयतनामुं करती वख्ते घणोज बीमार होय. पण तेनी अकल ठेकाणे होय अने ते उपर साहे करनार साहेद कहेता होय के तेना केहेवा प्रमाणे वसीयतनामुं तैयार कर्युं अने तेमां तेणे मंजुरी आपीतो पछी ए वसीयतनामुं बरोबर थयानुं गणायुं छे. तारा‌चंद बोस वि. नोबीनचंदर मीतर ३ वी. री. प्र. १३८.

२१. आग्रा हाइकोरटे एक वख्ते ठराव्युं छे के बाप वसीयतनामुं करी तेना दीकराओने सरखे भागे नहीं पण जुदा उतरे मिलकत आपी पोतानी स्त्रीने कांइ भाग आपी तेने ते भागनी स्वतंत्र रीते व्यवस्था करवानी सता साथे आपेतो ते वसीयतनामुं बाजबी नथी. स्त्रीने खोराकी माटे दीकरा जेटलो भाग आपवो जोइए. राजा बलदेओसींग वि. कुंवर माहाबीनसींग वगेरे १ आग्रा. हा. री. प्र. १५५.

२२. वसीयतनामामां गांडा छोकराने कांइ बक्षीश आपवामां आवेतो ते अयोग्य नथी वारसो लेवा ते पात्र नथी पण बक्षीश लेवा ते पात्र छे. कुलदेवनारायण सेहाइ वगेरे वि. मसामत कुमाकुमारी मार्स रीपोर्ट प्र. ३५७.

२३. दत लीधेला छोकरानो हक डुबावववाना हेतुथी कोइ पण सख्स तेनी स्वपारजीत अथवा पोताना भागे आवेली मिलकतनुं वसीयतनामुं करी कोइने आपीदइ शके छे. परसोतम सेवणी वि. वासुदेव सेवणी ८ मु. हा. री. प्र. १९६.

२४. मरनारनुं वसीयतनामुं अमुक माणसना कबजामां छे. एवुं केहेवामां आवतुं होयतो ते वसीयतनामुं जोइ मरनारना सगा तेनी नकल ले ए माटे ए वसीयतनामानो कबजो राखनार सख्सने हाइकोरट पोतापासे रजु करवा हुकम करी शके छे. बाळकृष्ण गणपतजीना काममां १ मु. हा. री. प्र. ११४.

## વહીવટ કરનાર.

૧. અવિભક્ત કુટુંબમાં કુટુંબનું કામકાજ કરનાર તરીકે વહીવટ કરનારની જરૂર છે. એવો વહીવટ કરનાર કુટુંબના જરૂરીઆતના કામ માટે કુટુંબની થોડી અથવા બધી મિલકત વેચવા સતા ધરાવે છે. તેના એ કૃત્યથી મોટી તેમજ નાની ઉમરના કુટુંબીઓ બંધાએલા છે. ત્રીબંક અનંત વિ. ગોપાળશેઠ ૧ મુ. હા. રી પ્ર. ૨૭. રામલાલ ઠાકરસીદાસ વિ. લખ્મીચંદ મણીરામ ૧ મુ. હા. રી. પ્ર. ૫૧ જદુનાથ ચકરબતી વગેરે વિ. જેમ્સ બીઠી વગેરે ૧૧ વી. રી. પ્ર. ૨૦ કુંવર સીવપ્રસાદ નારાયણ વિ. મોનગીરના કલેકટર વગેરે ૭ વી. રી. પ્ર. ૫ દોલતરાવમાની વિ. નારાયણરાવમાની મુંબાઈ હાઈકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઈલ સને ૧૮૭૭ પ્ર. ૧૭૫ નીહાલચંદ વગેરે વિ. મગન પીતાંબર મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઈલ સને ૧૮૧૯ પ્ર. ૩૩૨ જોહેરાબીબી વિ. શ્રી ગોપાલમીસર ઈ. લા. રી. ૧ કલકતા પ્ર. ૪૭૦ જોગેંદ્રો દેવરાય વિ. કનેનદ્રો દેવરાય ૧૪ મુ. ઇ. અ. પ્ર. ૩૭૬. મયારામ સીવરામ વિ. જેવંતરાવ પાંડુરંગ. મુંબઈ હાઈકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઈલ સને ૧૮૭૪ પ્ર. ૪૧ ભાબાજી બીન માધાજી વિ. ક્રીસ્નાજી મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઇલ સને ૧૮૭૮ પ્ર. ૧૪૯ નારાયણ વિ. પાંડુરંગ. ઈ. લા. રી. ૫ મુંબઈ પ્ર. ૬૮૫ રામાકિસન માન વિ. બચામેન ઇ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૧૧૮ નારાયણરાવ દામોદર વિ. બાળક્રીસ્ન માહાદેવ મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઈલ સને ૧૮૮૧ પ્ર. ૨૯૩ ચુનીસિંગ વિ. હીરા માહાતુ ઇ. લા. રી. ૭ કલકતા પ્ર. ૬૪૨ કાસી કિસોરરાય વિ. અલીપ મંડલ. ઇ. લા. રી. ૬ કલકતા પ્ર. ૧૪૯. ફુલચંદ વિ. લખ્મીચંદ ઇ. લા. રી. ૪ અલાહબાદ પ્ર. ૪૮૬ રામફલ વિ. દેવનારાયણસીંગ. ઇ. લા. રી. ૮ કલકતા પ્ર. ૫૧૭.

૨. વહીવટ કરનારની ઉપર બખ્શેલી સતા એવી હદ વગરની નથી કે તે વિષે કાંઇ સવાલ ઉઠાવાયજ નહીં. તે ગેરવ્યાજબી કરેતો સવાલ ઉઠાવાય. બાજીસામરાજ વિ. દેવબીન બાલાજી મુંબઇ હા-

ઇકોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઇલ સને ૧૮૭૯ પ્ર. ૨૩૮ રાપજી જનારધન વિ. ગંગાધર ભટ ઇ. લા. રી. ૪ મુંબઇ પ્ર. ૨૯.

૩. અવિભકત કુટુંબનો વહીવટ કરવાનોં પ્રથમ હક બાપનો છે. તે હયાત ન હોયતો જે સર્વથી મોટો અને લાયક હોય તેનો હક છે. ખુલાખીદાસ વિ. ધામા. મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૮૦. પ્ર. ૨૨૪. ભાગીરથી બાઇ વિ. સદાસીવરાવ વ્યંકટેસ. મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૮૧ પ્ર. ૧૫૫.

૪. વહીવટ કરનાર કુટુંબના જરૂરીયાતના કામ માટે કુટુંબની આખી અથવા થોડી મિલકત ઘરેણે મુકવા પણ હક ધરાવે છે. ગંડુ માહાદેવ વિ. રામભટ ૧ મું હા. રી. પ્ર. ૩૯ દેવાસીંગ વિ. રામ મનોહર ઈ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૭૪૬ ભીખારીસીંગ વિ. લછમનસીંગ ઇ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૮૦૦ ચંદ્રસેન વિ. ગંગારામ ઇ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૮૯૯.

૫. વહીવટ કરનાર વિધવા હોયતો તેને પણ એવેજ પ્રસંગે મિલકતની બ્યવસ્થા કરવા હક છે. દુરગાપ્રસાદ વિ. કેશવપ્રસાદ ઇ. લા. રી. ૮ કલકતા પ્ર. ૬૬૧.

૬. કોઇ મા તેના સગીર ઉમરના દીકરા તરફથી વહીવટ કરે તેને પણ અવિભક્ત કુટુંબના વહીવટ કરનારને જે સતા છે. તે મળે છે. વધારે સતા તેને નથી. દલપતસીંગ વિ. નાનાભાઇ સંભુદાસ. ૨ મું. હા. રી. પ્ર. ૩૦૬.

૭. અવિભક્ત કુટુંબની મિલકતમાં વહીવટ કરનારનો જે ભાગ હોય તે બીજા કુટુંબીની પરવાનગી વગર વેચી શકે છે. દામોદર વીઠલ વિ. દામોદર હરી ૧ મું. હા. રી. પ્ર. ૧૮૨.

૮. કોઇ બીજુ લાયક માણસ મળેતો વિધવાને કોઇ ગાંડા માણસની વહીવટ કરનાર નીમવી નહીં જોઇએ એવું આગળ ઠર્યું છે. દીનોબંધુસાહ વિ. ડુમાસુંદરી દાસી ૬ વી. રી. પ્ર. ૫૨.

૯. કોઇ ભાઇ તેના ભાઇની મિલકતનો વહીવટ કરતો હોયતો એ વહીવટ કરનાર તરીકે તેના કબજામાં જે મિલકત હોય તેનો

તેના મરનાર ભાઇની વહુ પ્રત્યે પ્રષ્ટી છે, અને તેથી વહીવટ કરનાર તરીકે તેનો કબજો છે તે તેના ભાઇની વહુનો કબજો છે એવું ઠર્યું છે. ભીમરામ ચકરબતી વિ. હરીકિસોરરાય ૧ વી. રી. પ્ર. ૩૫૯.

૧૦. કોઇ ભાઇ કુટુંબના બાળક છોકરાંના હિત માટે કુટુંબની મિલકતનો વહીવટ કરતો હોયતો તેને કાયદા પ્રમાણે વાલીપણાનું સરટીફીકેટ મળ્યું ન હોય તોપણ કુટુંબનાં એ બાળક છોકરાંના હિત માટે થોડો વખત કુટુંબની મિલકત ગીરોને મુકી નાણાં લઇ શકેછે. લાલાસીતલપ્રસાદ વિ. ચંદ્ખાં ૨ અ. હા. રી. પ્ર. ૪૨૮.

૧૧. એવા નાના બાળકના ભાગ માટે વહીવટ કરનાર દ્રષ્ટીછે અને તેથી નાનું બાળક લાયક ઉમરનું થાય ત્યારે તેનો હિસાબ આપવા વહીવટ કરનાર બંધાએલો છે. મકનલાલસીંગ વિ. પુરણચંદરસીંગ ૯ વી. રી. પ્ર. ૪૮૩.

૧૨. પેહેલાં વહીવટ કરનાર ઉપર પોતે કરેલ વહીવટનો હિસાબ આપવા ફરજ નહોતી. રંગામની દાસી વિ. કાસીનાથ દત ૩ બેં. લા. રી. પ્ર. ૧.

૧૩. પણ પાછળથી ઠર્યું છે કે એ હિસાબ આપવા વહીવટ કરનારની ફરજ છે તે ના પાડેતો હિસાબ લેવા ફરીયાદ થઇ શકેછે અભિચંદ્રરાય ચૌધરી વિ. પ્યારીમોહન ગુહો ૫ બેં. લા. રી. પ્ર. ૩૪૭ ફુલબેંચ.

૧૪. સગીર ઉમરના બાળકના હિત માટે વહીવટ કરનાર ભાઇ હોયતો તેના બાપના ગેરવ્યાજબી કૃત્ય માટે ફરીયાદ કરે ત્યારે સગીર ઉમરના ભાઇઓનો વહીવટ કરનાર તરીકેનાં સરટીફીકેટની પણ તેને જરૂર નથી પોતાના એકલા નામથીજ ફરીયાદ કરે તો ચાલે. કાળીદાસ રવીદત વિ. પ્રાણશંકર જીભાઇ મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેંસલાની ફાઇલ સને ૧૮૮૪ પ્ર. ૮ નરસીંગરાવ રામચંદ્ર વગેરે વિ. વેનકાજીકીસ્ન ઇ. લા. રી. ૮ મુંબઇ પ્ર. ૪૯૫.

૧૫. બાપનું કરજ જે મુદત બાહાર ગયું હોય તે તેની વહીવટ નીચેની મિલકતથી આપવા વહીવટ કરનારની મુખ્તીઆરી નથી. ગોપાળ નારાયણ મજમુદાર વિ. મહુમતી ગુપ્રી ૧૪ બેં. લા. રી. પ્ર. ૨૯.

૧૬. કોઈ સખ્ખસ વેદાંતી હોયતો તેથી વહીવટ કરનાર તરીકે નીમાવવા અપાત્ર છે એવું કાંઇ નથી. આનંદકુમાર ગાંગુલી વિ. રખાલચંદ્રરાય વગેરે ૮ વી. રી. પ્ર. ૨૭૮.

૧૭. કોઇ અવિભક્ત કુટુંબની મિલકતના વહીવટ કરનારનું એક-લાનું નામ તે મિલકતના માલીક તરીક નોંધાવેલું હોયતો તેટલા ઉપરથીજ એ મિલકત વહીવટ કરનાર એકલાનીજ છે એવું ગણાઇ તે મિલકત ખરીદ કરનારને કાંઇ હક મળતો નથી પણ ખરીદદાર એ ખરીદી કરે ત્યારે કુટુંબ મજકુર અવિભક્ત છે. એવું જાણતો ન હોય અને તેથી તેનો તે મિલકતના માલીક તરીકે એ વહીવટ કર-નારનેજ લેખેતો એ વેચાણ કાયમ રેહેવા હરકત નથી એવું ઠર્યું છે. આરચંદ્ર બીશ્વાસ. વિ. ગ્રીસચંદર વીશ્વાસ વગેરે. ૭ વી. રી. પ્ર. ૧૨૦

૧૮. વહીવટ કરનાર જે મજમું વેપાર ચલાવતો હોય તેની સાખ ઉપર વેપારના જરૂરના કારણસર નાણાં ઉછીનાં લઇ શકે છે. બીબીલાદાસી વિ. મોહનદાસી ઇ. લા. રી. ૫ કલકતા પ્ર. ૭૬૨.

૧૯. વંશ પરંમપરાનો ધંધો પણ વહીવટ કરનાર ચલાવી શકે છે. રામલાલ ઠાકરસીદાસ વિ. લખમીચંદ મણીરામ ૧ મું હા. રી. પ્ર. ૫૧

વાલી.

૧. સગીર ઉમરના બાળકની માતો કાંઈ સારટીફીકેટ અથવા કોરટના હુકમ વગર તેના દીકરાની વાલી થવા હકજ છે. રામધનદાસ વગેરે વિ. રામરતન દત ૧૦ વી. રી. પ્ર. ૪૨૫.

૨. ઉપરના કારણથી મા તેના દીકરા જે વાલી તરીકે કાંઈ વે-ચાણ કરેતો કરવા હરકત નથી. બોલોનાથ મજમુદાર વિ. રામચંદર ચકરબતી વગેરે ઇ. લા. રી. ૪ કલકતા પ્ર. ૯૨૯ સુંદરનારાયણ વિ. બીનદરામ ઈ. લા. રી. ૪ કુલકતા પ્ર. ૭૫ રોશન વિ. હર ઇ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૫૩૫.

૩. મા તેના દીકરાની કુદરતી વાળી છે પણ જો મા પુનર લગન કરેતો તેનો એ હક તે ખોઈ દેછે. બાઈ સીવ વિ. રતનજી મોરીસ રીપોર્ટ. પ્ર. ૧૦૩.

૪. સગીર ઉમરના બાળકની ઓરમાન મા કરતાં તેની દાદીનો

વાલી થવાનો હક પ્રબળ છે. માહારાણી રામબંસી કુમારી વિ. માહારાણી સુબકુમારો વગેરે ૭ વી. રી. પ્ર. ૩૨૧.

૫. બંગાળાશાળા પ્રમાણે સગીર ઉમરના બાળકના વાલીપણાનું સરટીફીકિટ મળવા બાપ કરતાં માનો હક વધારે પ્રબળ છે. જસોદા કુંવર વિ. લાલા નેતીપાલાલ. ઈ. લા. રી. ૫ કલકતા પ્ર. ૪૩.

૬. કોઇ હિંદુ લખીને અથવા મોઢેથી પોતાના છોકરાંના માને વાલી ન ઠરાવે પણ બીજા કોઈને વાલી ઠરાવેતો તેમાં કાંઈ હરકત લેખવામાં આવતો નથી. સુબા બીયાલાલજાહ વગેરે વિ. સુબા દુરગા લાલજાહ વગેરે ૭ વી. રી. પ્ર. ૭૩.

૭. અનૌરસ છોકરાંની મા તેમની વાલી છે. પણ જો એ મા છોકરાંને તજીદે અને તેથી તેના બાપ અથવા તેના તરફથી નામા એક માણસ તેમને ઉછેરી મોટાં કરેતો પછી વાલી તરીકે તેમની માનો હક દુર થાય છે. લાલદાસ વિ. નિકુંજો. ઇ. લા. રી. ૪ કલકતા પ્ર. ૩૭૪.

૮. જો કોઇ બીજો વારસ ન હોયતો હિંદુ વિધવા તેના દીકરાની વિધવાની યોગ્યવાલી છે. બાઇ કેશર વિ. બાઇ ગંગા ૮ મું.હા.રી.પ્ર.૩૧

૯. કુટુંબનાં સર્વથી મોટા ભાઈ તેની સાથે રેહેનારા નાના ભાઇઓનો કુદરતીવાલીજ છે. તેને વાલીપણાના સરટીફીકેટની જરૂર નથી. જાદવ મુલજી વિ.છગન રાયચંદ. ઇ. લા.રી. ૫ મુંબઇ પ્ર.૩૦૬.

૧૦. નાત બાહાર થએલા સખસને કોઇ સગીરનો વાલી નીમવો નહીં જોઇએ. ફુગુદાઇ વિ. રાનાદાઇ ૪ વી. રી. પ્ર. ૩.

૧૧. પણ કોઇ છોકરીને તેનો બાપ કોઈ ઘરડા અને શક્તીહીન માણસ સાથે પરણાવતો હોય તેથી તેની નાતે તેને નાતબાહાર મુક્યો હોય આથી તેની દીકરીનો તે વાલી છે તે મટી જઈ શકતો નથી. કનાઇરામ વિ. વિદ્યારામ ઈ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૫૪૯.

૧૨. દત્તપુત્રનો વાલી તેનો કુદરતી બાપ નથી કેમકે પોતાના દીકરાને દત્ત તરીકે આપ્યા પછી તેનો એ હક નાબુદ થાય છે. શ્રી નારાયણ મીતર વિ. શ્રીમતીકિસન સુંદરીદાસી ૧૧ બેં.લા. રી.પ્ર. ૧૭૧.

૧૩. દત્ત લેનારે સંખસો જીવતાં હોય અને દત્તની સંભાળ લેવા ખુશી હોય તોજ કુદરતી માબાપ વાલીપણાનો હક રાખી શકતાં

નથી પણ દત્ત લેનાર સખ્સો તે દત્ત ઉપર અણોજ જુલમ ગુજા-રતાં હોય અથવા તેનો નીરવાહ ચલાવવા અશક્ત હોયતો કુદરતી માબાપ તેનાં વાલી છે. લક્ષ્મીબાઈ વિ. શ્રીધર. ઇ. લા. રી. ૩ મુંબઈ પ્ર. ૧.

૧૪. લગન થયા પછી વહુ નાની હોય કે મોટી હોય તોપણ તેની સ્થાવર જંગમ મિલકત અને જાતનો તેનો ધણી વાલી છે કાતીરામ વિ. મસામત જનધીની ૨૩ વી. રી. પ્ર. ૧૭૮.

૧૫. વાલીના કબજામાં જે મિલકત હોય તેનો કાંઇ ભાગ જ-રૂરના કારણસર વેચી ઉપજેલાં નાણાં મિલકતના સામાન્ય ખર્ચમાં વાપરેતો તેણે કરેલું વેચાણ યોગ્ય છે. ગંગાપ્રસાદ વગેરે વિ. ફુલસીંગ વગેરે ૧૦ વી. રી. પ્ર. ૧૦૬.

૧૬. પણ વાલીપણાના ચાલતા કાયદા પ્રમાણે વાલી નીમાએલ હોયતો કોરટની રજા વગર કોઇ સ્થાવર મિલકતનું વેચાણ તે કરી શકતો નથી. સુરતચંદર વિ. રાજકિસન મુકરજી ૧૫ બેં.લા.રી.પ્ર.૩૫૦

૧૭. ખુદ મુંબઇમાં દસ્તાવેજથી અથવા વસીયતનામાથી વા-લીને સગીર ઉમરનાં છોકરાની સ્થાવર મિલકત વેચવાની સત્તા આપવામાં આવી ન હોયતો કોરટની રજા વગર વાલીથી એવી કાંઇ મિલકત વેચી શકાતી નથી. જીલ્લાઓમાં વાલીને એવી સત્તા છે. એમ માનવામાં આવે તોપણ એ વેચાણ લેનારે ખાત્રી કરવી જોઇએ કે વેચાણ કરવાની ખરી જરૂરીયાત છેકે નહીં. દાતાફુતેલી વિ. સેખ કાંમ બેં. લે. ૨ મું. હા. રી. પ્ર. ૩૪૮.

૧૮. સગીર ઉમરનાં બાળકને પરણાવવા માટે કાંઇ નાણાં મિલકતના થાલ ઉપર ઉછીનાં લેવા વાલીને અધીકાર છે પણ જેટલાં નાણાં લીધાં હોય તેટલાં નાણાં બાળકની સંસારી તથા નાણા સંબંધી હાલત જોતાં વધારે પડતાં હોય અથવા તે નાણાંનો બરોબર ઉપયોગ કરવામાં આવ્યો નથા એવા કારણસર તે લીધેલાં નાણાં સંબંધી સવાલ ઉઠાવી શકાય છે. જગેશ્વર સરકાર વિ. ની-લંબર બીસ્વાસ. ૪ વી. રી. પ્ર. ૨૧૭.

૧૯. સગીર ઉમરનાં છોકરાનો વંશ પરમપરાનો ધંધો તેમણે

હતી તેમનો વાલી બદલાવી શકે છે. જોય કીસ્તો કુંવર વિ. નીત્યાનંદ નંદી. ઇ. લા. રી. ૩ કલકતા પ્ર. ૭૩૮.

૨૦. કાંઇ યોગ્ય કારણ હોયતો વાલીને રદ કરી બીજો વાલી નીમી શકાય છે. અબ્બાસી વિ. દુની ઇ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૫૯૮ એલીમેલામાલ. વિ. એરૂનુંચેલમ ૩ મ હા. રી. પ્ર. ૬૯.

૨૧. વાલી સગીર ઉમરનાં છોકરાં તરફથી અગ્રક્રીયાધિકારનો હક પણ બજાવી શકે છે. લાલાબાહાદુરસીંગ વિ. દુરગાસીગ. ઇ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૪૩૭.

૨૨. કોઇ સખ્સ અવિભક્ત હિંદુ કુટુંબમાં તેનો ભાગ હોય તે જુદો પડ્યા વગર કોઇ નાંના છોકરા મુકી ગુજરી જાયતો તે નાનાં છોકરાંનો વાલી નીમવા જરૂર નથી એવો ગ્રસ્થ સ્વપારજીત મીલકત મુકી ગુજરી જાય તોજ તેનો વાલી નીમવાની જરૂર છે. ગુરાચાર્ય વિ. સ્વામીરાયાચારાયા ઇ. લા. રી. ૩ મુંબઇ પ્ર. ૪૩૧.

૨૩. સને ૧૮૫૮ ના આકટ ૪૦ પ્રમાણે નામાએલ વાલી અવિભક્ત કુટુંબમાં સગીર ઉમરના બાળકનું હીત હોય તે પોતાને સ્વાધીન લઇ શકતો નથી. ગોરાકુંવરી વિ. ગજાધરપ્રસાદ ઇ. લા. રી. ૫ કલકતા પ્ર. ૨૧૯ હુલાસ કુંવર વિ. કાસીપ્રસાદ ઇ. લા. રી. ૭ કલકતા પ્ર. ૩૬૯.

૨૪. બાપ તેના દીકરાના વાલી તરીકે દીકરાને કોઇએ કાંઇ, નુકસાન કર્યું હોયતો તે બાબત ફરીયાદ કરવા હક ધરાવે છે. મોધુસુદન વિ. કેમુલાબીસ્વાસ. ૯ વી. રી. પ્ર. ૩૨૭.

વ્યાજ.

૧. વ્યાજ બાબત સને ૧૮૫૫ નો આકટ ૨૮ મો છે તે કાયદો પસાર થવાથી હિંદુ ધર્મશાસ્ત્રમાં વ્યાજ વિષેના જે નિયમ છે તે રદ જતા નથી. રામલાલ મુકરજી વિ. હરણ ચંદ્રધર ૩ બે. લા. રી. પ્ર. ૧૩૦.

૨. ચક્રવૃધી વ્યાજ લેવા હિંદુ ધર્મશાસ્ત્ર કાંઇ મનેહ કરતું નથી. રામચંદ્ર વગેરે વિ. લાલશાહ મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઇલ સને ૧૮૮૩ પ્ર. ૪૫.

૩. હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે એકજ વખતે મુદ્દલ જેટલી વ્યાજની રકમ લેવા કરતાં વધુ વ્યાજ લેવા કોઈને હક નથી, પણ વ્યાજ એકઅથવું કટકે કટકે આપવામાં આવે અને મુદ્દલ ઉભુ રાખે તો પછી વ્યાજ તરીકે ગમે તેટલી રકમ પોહોચી હોય તોપણ દામ દુપટનો નિયમ લાગુ પડતો નથી. ઢોઢો જગનનાથ વિ. નારાયણ રામચંદ્ર ૧ મુ. હા. રી. પ્ર. ૪૭ ખુસાલચંદ લાલચંદ વિ. ઇબ્રાહીમ ફકીર ૩ મુ. હા. રી. પ્ર. ૨૩ રામકસ્નભટ વિ. વાઠોબા મલહારજી ૩ મુ. હા. રી. પ્ર. ૨૫ હકમા માતજી વિ. મેમણ અઇબહાજી ૭ મુ. હા. રી. પ્ર. ૧૯ નારાયણ વિ. સતવાજી ૯ મુ. હા. રી. પ્ર. ૮૩ પાંડુરંગ ગણેશ વિ. ક્રીસ્નરાવ આનંત મુંબઈ હાઈકોરટ સ્પેશીયલ અપીલ નંબર ૬૬૩ સને ૧૮૬૪.

૪. પ્રતીવાદી હિંદુ હોયતોજ હિંદુ ધર્મશાસ્ત્રમાં વ્યાજ બાબત દામદુપટનો નિયમ છે તે લાગુ પડે છે. નાનચંદ હંસરાજ વિ. બાપુસાહેબ રૂસ્તમભાઈ ઇ. લા. રી. ૩ મુંબઇ પ્ર. ૧૩૧.

૫. કલકતા હાઇકોરટે ઠરાવ્યું છે કે હિંદુધર્મશાસ્ત્રમાં મુદલથી વધારે વ્યાજ (દામદુપટ) લેવાનો નિયમ જીલ્લાની કોરટોમાં લાગુ પડતો નથી. દીનદયાલ પારોમાનીક વિ. કૈલાસચંદરપાલ વગેરે ઇ. લા. રી. ૧ કલકતા પ્ર. ૯૨.

૬. ધરેણીયાના વેહેવારને દામદુપટનો નિયમ લાગુ પડતો નથી. નારાયણ બાબાજી વિ. ગંગારામ ક્રીસ્નાજી ૫ મુ. હા. રી. પ્ર.૧૫૭ (જુવો નીચે)

૭. પાછળથી ઠર્યુંછે કે એવા વેહેવારને પણ દામદુપટનો નિયમ લાગુ પડે પણ ધરેણે રાખનારને ધરેણે મુકેલી મિલકતનો કબજો આપવામાં આવ્યો હોય ત્યારે ધરેણે રાખનારે એ ધરેણે મુકેલી મિલકતથી, ભાડા વગેરેનો જે ફાયદો મેળવ્યો હોય તે વ્યાજની રકમ કરતાં વધુ હોયતો તેવે પ્રસંગે દામદુપટનો નિયમ લાગુ પડે નહીં. નથુભાઈ પાનાચંદ વિ. મુલચંદ હીરાચંદ ૫ મુ. હા. રી. પ્ર. ૧૯૬ રામચંદ્ર મણકેશ્વર વિ. ભીમરાવ રાયજી ઇ. લા. રી. ૧ મુંબઇ પ્ર.૫૭૭

૮. દિવાની કોરટનું હુકમનામું બજાવતાં મુદ્દલ કરતાં વધતું

આજ અમાવવામાં આવેતો દામદુપટનો નિયમ લાગુ પડતો નથી. બાલકરેન બાલચંદ્ર વિ. ગોપાલ રઘનાથ ઇ. લા. રી. ૧ મુંબઇ પ્ર. ૭૩

વારસો (લેવા કોણ અપાત્ર છે.)

૧. દીકરી બાળકપણમાં અસાધ્ય રીતે આંધળી થઇ હોયતો વારસો લેવા પાત્ર નથી. બાકુબાઈ વિ. મંછાબાઈ ૨ મુ. હા. રી. પ્ર. ૫

૨. આગળ એવું ઠર્યું હતું કે આંધળી સ્ત્રી તેના ધણીનો વારસો લેવા પાત્ર નથી. ડાહી વિ. પુરસોતમ ગોપાળ. ૯ બારોડેલ રીપોર્ટ પ્ર. ૪૫૩.

૩. પણ પાછળથી એ બાધ ઉરાડી મુકવામાં આવ્યો છે. બાઇ બેનકુંવર વિ. જેશંકર મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઇલ સને ૧૮૮૧ પ્ર. ૨૭૧.

૪. છેવટ એવું ઠરાવવામાં આવ્યું છેકે જન્મ અંધ હોય એટલે કે જન્મ થાય ત્યારથી અંધ હોય તોજ વારસો લેવાથી અપાત્ર થાય છે. મોરારજી ગોકળદાસ વિ. પારવતીબાઇ ઇ. લા. રી. ૧ મુંબઈ પ્ર. ૧૭૭ ઉમાબાઈ વિ. બાવુ પદમજી ઇ. લા. રી. ૧ મુંબઇ પ્ર. ૫૫૭ મોહેસચંદરરાય વિ. ચંદરમોહનરાય ૧૪ બેં. લા. રી. પ્ર. ૨૭૩.

૫. એવા આંધળા સખ્સનો દીકરો જે તેનો દાદો ગુજરી ગયા પછી જનમ્યો હોય તે વારસો લેવા પાત્ર નથી. કાળીદાસ દાસ વિ. ક્રીસ્નચંદરદાસ. ૨ બેં. લા. રી. પ્ર. ૧૦૩.

૬. જન્મથી બેહેરો અથવા ગાંડો હોય તે પણ વારસો લેવા પાત્ર નથી. કોરટ ઓફ વોર્ડ વિ. કપલમનસીંગ ૧૦ બેં. લા. રી. પ્ર. ૨૬૪ ગંગાસેહાઇ વિ. હીરાસીંગ લો. રી. ૨. ઇ. અ. પ્ર. ૮૦૯. પારસમણી વિ. દીનોનાથ ૧ બે. લા. રી. પ્ર. ૧૧૭ બાઈ અમ્રત વિ. બાઇ માણક ૧૨ મું. હા. રી. પ્ર. ૭૯.

૭. એક કેસમાં એક સખ્સ વારસો મળવાને લાયક થાય તેમ હતું પણ તે ગાંડો થવાની તૈયારીમાં હતો તેને તેની વિધવાના નામ ઉપર તે હક કરી આપવા રજા મળી છે. બાપુજી વિ. પાંડુરંગ ઇ. લા. રી. ૬ મુંબઇ પ્ર. ૬૧૬.

૮. એવા જન્મથી ગાંડા માણસનાં છોકરાં વારસો પોહોંચી ચુકે

ત્યારે હયાત હોયતો તેઓના બાપની અપાત્રતા છતાં તેઓ વારસો લેવા હક ધરાવે છે એવું ઠર્યું છે. બોધનારાયણસીંગ વિ. બાબુ ઉમરાવસીંગ ૬ બેં. લા. રી. પ્ર. ૫૦૯.

૯. જન્મ ગાંડો ન હોય પણ વારસો લેવા તેનો હક ઉત્પન્ન થાય ત્યારે ગાંડા હોયતો તેને વારસો લેવાથી અપાત્ર ગણવામાં આવ્યો છે. દ્વારકાંનાથ બૈસાક વિ. મહેદ્રનાથ બૈસાક ૯ બેં. લા. રી. પ્ર. ૧૯૮ બ્રીજભુખનલાલ. વિ. બીચનદેવી ૯ બેં. લા.રી.પ્ર.૨૦૪

૧૦. ગાંડા માણસને વારસાથી બાતલ ગણવાનું કારણ એ છેકે જીંદગીનાં સ્વભાવીક ધર્મ બજાવવા તે યોગ્ય નથી. તારાચંમળ. અમાલ. વિ. રામસ્વામી વગેરે. ૧ મ. હા. રી. પ્ર. ૨૧૪.

૧૧. જન્મથી મુંગો હોય તે પણ વારસો લેવા પાત્ર નથી. વલભરામ સીતનારાયણ વિ. બાઈ હરીગંગા ૪ મું. હા. રી. પ્ર. ૧૩૫.

૧૨. તેમ મુંગા અથવા બેહેરા માણસનો બાપ ગુજરી ગયા પછી એ બેહેરા અથવા મુગાને પુત્ર થયો હોયતો એ પુત્ર પણ તેનાં દાદાનો વારસો લેવા પાત્ર નથી. પારસમની દાસી વિ. દીનાનાથ ૧ બેં. લા. રી. પ્ર. ૨૧૭.

૧૩. કોઇ માણસ વારસો મળી ગયા પછી ગાંડો થયો હોયતો તેની પાસેથી મળેલ વારસો પાછો લઇ શકાય નહીં. ગૌરીનાથ વગેરે વિ. મોનગીરના કલેકટર વગેરે ૭ વી. રી. પ્ર. ૫.

૧૪. જે સ્ત્રી વ્યભીચારી હોય તે વારસો લેવા લાયક નથી. રામા વિ. ભાગી ૧ મું. હા. રી. પ્ર. ૬૬ મસામત દેવકી વિ. મુખ્દેઓ ૨ અ. હા. રી. પ્ર. ૩૬૧.

૧૫. એવી વ્યભીચારી સ્ત્રી સ્ત્રીધનનો વારસો લેવા અપાત્ર થતી નથી. મસામત ગંગાજતી વિ. ધાસીતા ઇ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૪૬

૧૬. મા વ્યભીચારી હોયતો તે પણ દીકરાનો વારસો લેવા પાત્ર નથી. રામનાથ વિ. દુરગાસુંદરી. ઈ. લા. રી. ૪ કલકતા પ્ર. ૫૫૦

૧૭. વારસો મળી ગયા પછી કોઇ સ્ત્રી વ્યભીચારી થાયતો તેથી તેને મળેલ વારસો તેની પાસેથી ખુંચવી લેવાતો નથી. મોનીરામ કોલીતા વિ. કેરી કોલીતાની ઇ. લા. રી. ૫ કલકતા પ્ર. ૭૭૦.

મોહાલો વિ. કિશનલાલ. ઇ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૧૫૦. અભીરામદાસ વિ. શ્રીરામદાસ. ૧૨ વી. રી. પ્ર. ૩૬૮.

૧૮. ધણી ગુજરી ગયા પછી બીજો ધણી કરે ત્યારે આગળના ધણીના વારસો લેવા સ્ત્રી અપાત્ર ગણાઇ છે. પારવતી વિ. ભીકુ ૪ મું. હા. રી. પ્ર. ૨૫.

૧૯. પતનો રોગ બહુ જોરથી થાય અને દાહાડે દાહાડે વધતો જાયતો તે સખ્સ વારસો લેવાથી બાતલ થાય છે. જનારધન પાંડુરંગ વિ. ગોપાળ પાંડુરંગ ૫ મું. હા. રી. પ્ર. ૪૫.

૨૦. અસાધ્યરોગથી પીડીત હોવાના કારણથી કોઇ સખ્સને વારસાથી બાતલ કરતાં પેહેલાં તે રોગ અસાધ્ય છે એવા મજબુત પુરાવની જરૂર છે. ઇલર ચંદરસેન વગેરે વિ. રાણીદાસી ૨ વી. રી. પ્ર. ૧૨૫.

૨૧. પતનો રોગ જન્મથી ન હોય પણ પાછળથી થાય તોપણ વારસાથી બાતલ છે. અનંતા વિ. રામાબાઇ. ઇ. લા. રી. ૧ મુંબઇ પ્ર. ૫૫૪.

૨૨. સને ૧૮૫૦ નો આકટ ૨૧ મો પસાર થયા પછી કોઇપણ નાત બાહાર થએલો સખ્સ વારસો લેવા અપાત્ર થતો નથી. હોમાના વિ. તીમાનાભટ ઇ. લા. રી. ૧ મુંબઇ પ્ર. ૫૫૯ તાજસીંગ વિ. મસામત કોસલા વગેરે ૧ આગ્રા. હા. રી. પ્ર. ૯૦ ભુજપનલાલ વિ. ગયાપ્રસાદ ૨ અ. હા. રી. પ્ર. ૪૪૬.

૨૩. બાપ સાથે કટ્ટી દુશ્મની રાખનાર સખસ તે બાપની વારસો લેવા અપાત્ર છે. કાળકાપ્રસાદ વિ બુદ્રીશાહ ૩ અ. હા. રી. પ્ર. ૨૬૭.

૨૪. કોઇ હિંદુ વેરાગી થાયતો તેને જે વારસો મળ્યો હોય તે તેની પાસેથી અપાત્ર ગણી લઇ લેવાતો નથી. જગનનાથપાલ વિ. વિદ્યાનંદ ૧ બેં. લા રી. પ્ર. ૧૧૪.

૨૫. એવા વેરાગીનો વારસો તે વેરાગી થયા પેહેલાંના તેના પુત્ર પુત્રાદીક લેવા પાત્ર છે. ખુદીરામ ચેતરજી વિ. રૂખીની બોઇ સ્તોબી ૧૫ વી. રી. પ્ર. ૧૯૭.

૨૬. વારસો મળ્યા પેહેલાં ત્યાગી થાયતો વારસો લેવા પાત્ર નથી. તીલકચંદર વિ. સામાચરણપ્રકાશ ૧ વી. રી. પ્ર. ૨૦૯.

૨૭. કોઈ સખ્સ વેદાંતી થઇ જાય તેથી વારસો લેવા તે અપાત્ર થતો નથી. આનંદ કુમાર ગાંગુલી વિ. રખલચંદરરાય વગેરે ૮ વી. રી. પ્ર. ૨૭૮.

૨૮. જો સ્થાનીક રીવાજ નહોયતો બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્યનાં અનૌરસ છોકરાં વારસો લેવા પાત્ર નથો. રાહી વિ. ગોવીંદ તેજા ઇ. લા. રી. ૧ મુંબઇ પ્ર. ૯૭ નારાયણભારથી વિ. લવીંગભારથી ઈ. લા. રી. ૨ મુંબઇ પ્ર. ૧૪૦ નીસરમુરતજી વિ. કુંવર ધનવંતરાય ૧ માર્સ રીપોર્ટ. પ્ર. ૬૧૦.

વારસો.

૧. નાની કોમો પોતાની અંદર વારસો મળવા માટે હિંદુધર્મશાસ્ત્ર વિરૂધ હોય એવા કોઇ ખાસ નિયમ બાંધેતો તે નિયમ પ્રમાણે વારસો મળવાનો હક મંજુર રાખવો નહીં જોઇએ. મસામત સરૂપી વિ. સુખરામ ૨ અ. હા. રી. પ્ર. ૨૨૭ સીતારામ વિ. મસામત અ. હા. રી. હીરાની ૨૦ વી. રી. પ્ર. ૪૯.

૨. મિલકત વિભક્ત ન હોયતો સ્ત્રીવંશજ વારસો લેવા હકદાર નથી પણ જો મિલકત વિભકત હોયતો સ્ત્રીવંશજને તેમના અધીકાર પ્રમાણે વારશો મળે છે. મસામત સુરજુન વિ. ઇંસરી બ્રાહમન ૩ અ. હા. રી. પ્ર. ૭૪.

૩. સ્ત્રીઓ અમુક પ્રસંગેજ વારસ થાય છે. મિતાક્ષરા પ્રમાણે જે સ્ત્રીઓને વારશો લેવા હકદાર ઠરાવી છે. તે સીવાય બીજી કોઇ સ્ત્રી વારસો લેવા હક ધરાવતી નથી. કૈરી બેં. હા. ઈ. વિ. રૂકો. ઇ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૪૫.

૪. બંગાળામાં ચાલતા હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે કુટુંબ મજીયારૂં હોય ત્યારે જે મિલકત મેળવવામાં આવે તેનો દર માથાદીઠ વારસો પોહોચે છે. રામગતીદાસ વગેરે વિ. નંદકુમારદાસ. ૨ વી. રી. પ્ર. ૧૧

૫. પુરૂષવંશજ હોયતો સ્ત્રીવંશજને કાંઇ વારસો મળવા હક થતો નથી. હીરાનાથકુંવર વિ. રામનારાયણસીંગ. ૯ બેં. લા. રી. પ્ર. ૨૭૪.

૬. વારસો મળવાનો હક પ્રાપ્ત થયો હોય ત્યારે જે હકદાર મા-

ણુસી હયાત હોય તેમનેજ વારસો લેવા અધીકાર છે. કૈલાસનાથ દાસ. વિ. ગયામણી દાસી ૧ વી. રી. પ્ર. ૩૧૪.

૭. વારસો મળવાનો હક પ્રાપ્ત થયો હોય ત્યારે કુટુંબની સ્ત્રી ગર્ભવંતી હોયતો તેને પ્રસવ થાય ત્યાં સુધી અથવા ગર્ભનું પરીણામ આવતાં સુધી વારસો વેહેચવો મુલતવી રાખવો જોઇએ એ સ્ત્રીને છોકરૂં મુવેલું આવેતો મુવેલા છોકરાના વારસ તરીકે કોઇને હક મળે નહીં છેલ્લા ગુજરી ગએલાના વારસનેજ મળે કેમકે જીવતો જન્મ થયો હોય તોજ વારસો પોહોચે છે. મસામત ગૌરાચોધરેન વિ. ચમન ચોધરી ૧ વી. રી. પ્ર. ૩૪૦.

૮. પાછળથી ઠર્યું છેકે સ્ત્રી ગર્ભવંતી હોય તો વારસો વેહેચવો મુલતવી રહે નહીં. દખીનાદાસી વિ. રાસબીહારી મજમુદાર ૬ વી. રી. પ્ર. ૨૨૧.

૯. જેનો વારસો વેહેચવાનો હોયતે સખસ ગુજરે ત્યારે કુટુંબની સ્ત્રી ગર્ભવંતી ન હોયતો તે ગર્ભ ધારણ કરે અને પ્રસવ થાય ત્યાં સુધી વારસો વેહેચવાનું મુલતવી રહે નહીં. નીલીઓમલ લાહોરી વિ. જોગેંદ્રોમોહન લાહોરી. ઇ. લા. રી. ૭ કલકતા પ્ર. ૧૭૮ (વળી જુવો નીચે ૧૨.)

૧૦. વારસો વેહેચાઇ ગયા પછી કોઈ સ્ત્રીને પુત્ર જન્મ થાય કે જે પુત્ર જન્મ પેહેલે થયો હોતતો મરનારની મિલકત તેનેજ મળત એમ હતું આવું હોય તોપણ વેચાઇ ગએલ વારસા માટે પછી કાંઈ થાય નહીં. બામાસુંદરી વિ. આનંદ ૧ વી. રી. પ્ર. ૧૫૩.

૧૧. કોઈ સખસ મજીયારી અને સ્વપારજીત એવી બેઉ પ્રકારની મિલકત મુકી ગુજરી ગયો હોયતો તે બેઉ જાતની મિલકતના વારસા માટે જુદા જુદા નિયમ લાગુ પડે. મસામત મુનારબીબી વિ. જોયકીસનદાસ. ૬ વી. રી. પ્ર. ૧૦૧. ચીંતામનસીંગ વિ. નવલખો કુંવરી ઈ. લા. રી. ૧ કલકતા પ્ર. ૧૫૩ ૨૪ વી. રી. પ્ર. ૨૫૫.

૧૨. વિધવા દત લે ત્યાં સુધી વારસો વેહેચવો મુલતવી રહે નહીં. દખીનાદાસી વિ. રાસબીહારી મજમુદાર ૬ વી. રી. પ્ર. ૨૨૧.

૧૩. કોઇ હિંદુ કુટુંબ વટલાઇને મુસલમાન થયું હોયતો તેમને માટે વારસાના નિયમ હિંદુ ધર્મશાસ્ત્રના નહીં પણ મુસલમાની કા-

પદાના લાગુ થાય છે. જો અલાબક્ષ વિ. ધરમસીંગ ૧૦ મું. ઇ. અ. પ્ર. ૫૧૧.

૧૪. હિંદુધર્મ શાસ્ત્રમાં વારસાના જે નિયમ બતાવ્યા છે. તે સરકારી જમીન ધારણ કરનારાના હકને પુરતી રીતે લાગુ કરી શકાતા નથી એવું અલાહબાદ હાઇકોરટે ઠરાવ્યું છે.
પ્રભુરાય વિ. મસામત લાલબીબી ૨ અ. હા. રી. પ્ર. ૧૨૧.

૧૫. વારસો અંદર અંદર એવો કરાર કરેકે અમુક બનાવ બને ત્યારે વારસાની આપણે અમુક રીતે વેહેચણ કરવી તો એવો કરાર રદ બાતલ થતો નથી. રામનીરૂજનસીંગ વિ. પ્રાગસીંગ ઇ. લા. રી. ૮ કલકતા પ્ર. ૧૩૮.

૧૬. એકથી વધારે સ્ત્રી કોઈ સખસને હોયતો અને તેમનામાં પેહેલા દીકરાને વારસો મળવાનો રીવાજ હોયતો તે વખતે છેલી પરણેલી સ્ત્રીને પેહેલો પુત્ર પ્રાપ્ત થાયતો પેહેલીના પુત્ર જેટલો તેનો વારસાઈ હક નથી. રામાલક્ષ્મીઅમાલ વિ. સીવાનાથા અમાલ ૧૪ મું. ઇ. અ. પ્ર. ૫૭૦. પીડારામાપા વિ. બંગારીસેસામા ઇ. લા. રી. ૩ મદ્રાસ પ્ર. ૨૮૬.

૧૭. વિરૂધ પુરાવ ન હોયતો જૈન લોકોમાં જે જગોએ નિલકત હોય તે જગ્યોના વારસાના નિયમ લાગુ પડે છે લાલા માહાબીર પ્રસાદ વગેરે વિ. મસામત કુંદનકુંવર ૮ વી. રી. પ્ર. ૧૧૬ છોટાલાલ વિ. ચુનીલાલ. ઈ. લા. રી. ૪ કલકતા પ્ર. ૭૪૪ બાગીબી વિ. મુકુંદલાલ. ઇ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૫૫.

૧૮. સુદ્રોમાં અનૌરસ છોકરાં વારસો લેવા હકદાર છે. ઔરસથી અરધો હિસો તેને મળે. સાદુ વિ. બાઈઝા. ઇ. લા. રી. ૪ મુંબઇ પ્ર. ૩૭.

૧૯. સુદ્રોમાં જો ઔરસ છોકરાં ન હોયતો આખી મિલકત વારસદાર તરીકે લેવા અનૌરસ છોકરાંનો હક છે. સરસ્વતી વિ. માનું. ઈ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૧૩૧.

૨૦. અનૌરસ છોકરાંની ઉત્પતી વ્યભીચાર કુલ તરીકેની હોય તો એવા અનૌરસ છોકરાં વારસો લેવા પાત્ર નથી. વેનકાટા ચેલા ચેટી વિ. પારવતમ ૮ મ. હા. રી. પ્ર. ૧૨૪.

## વિધવા.

૧. કોઇ હિંદુ કોઇ પણ સંતતી વગર એકથી વધુ વિધવા મુકી ગુજરી જાયતો તેની મિલકતનાં વારસ તેની સઘળી વિધવા સરખી રીતે છે. રામૈયા વિભાગી. ૧ મું. હા. રી. પ્ર. ૬૬ શ્રી ગજપતી નીલમણી વિ. શ્રી ગજપતી રાધામણી ઈ. લા. રી. ૧ કલકત્તા પ્ર. ૯૭ બુલાખીદાસ ગોવિંદદાસ. વિ. કેશવલાલ છોટાલાલ. મુંબઇ હાઇ કોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઇલ સને ૧૮૮૧ પ્ર. ૩૨૦ થાકુરેન રામનંદ કુંવર વિ. થાકુરેન રૂઘનાથ કુંવર લો. રી. ૯ ઇ. અ. પ્ર. ૪૧ દાદુમનીયાના કામમાં ૧ ઈ. જુ. નવી આવૃતી પ્ર. ૫૯.

૨. વિધવા તેના ધણીની મિલકતની વારસ થાય ત્યારે મિલકતના માલીક તરીકે પોતાનું નામ પણ સરકારી રજીસ્ટરમાં દાખલ કરાવવા હક ધરાવે છે. દીહુદેવી વિ. ગોવિંદ દેવ ૧૬ વી. રી. પ્ર. ૪૨.

૩. વિભક્ત હિંદુની સ્થાવર મિલકતમાં વિધવાનો હક છે તે તેની જીંદગી સુધી છે. જમીયતરામ વિ. બાઇ જમનાં ૨ મું. હા. રી. પ્ર. ૧૧ મયારામ ભાઇરામ વિ. મોતીરામ ગોવિંદરામ ૨ મું. હા. રી. પ્ર. ૩૧૩ તારીનીચરણ બેનરજી વિ. નંદકુમાર બેનરજી ૧ વી. રી. પ્ર. ૪૭ ગીરધારીસીંગ વિ. ફુલ બાહલસીંગ વગેરે ૬ વી. રી. પ્ર. ૧ પંચ ચોધરી મકતુંન વગેરે વિ. કાલીચરણ વગેરે ૯ વી. રી. પ્ર. ૪૯૦ છતબાનું વિ. રામકિસનસીંગ ૧ વી. રી. પ્ર. ૧૦૨ બીપીન બીહારી વિ. પ્રોજોનાથ ઇ. લા. રી. ૮ કલકતા પ્ર. ૩૫૭ સુંદર કુમારી દેવી વિ. ગદાધર-ત્રવાડી ૪ વી. રી. પ્ર. ૧૧૬ વિઠ્ઠ ગણેશ વિ. નારાયણ પાંડુરંગ મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઇલ સને ૧૮૭૫ પ્ર. ૨૧૨ ઉમાપાકંતાપા વિ. નીનગોસા હીરાપા મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઇલ સને ૧૮૭૬ પ્ર. ૧૪૪ ગોવીંદ નારાયણ દેવ વિ. ગોર મનીદેવી ૧૭ વી. રી. પ્ર. ૨૦

૪. ધણી તરફથી વારસામાં મળેલી સ્થાવર મિલકત વિધવા ગુજરી જવા પછી વિધવાના ધણીના વારસોને પોહોચે છે. લક્ષ્મીબાઈ વિ. ગણપત મોરોબા ૪ મું. હા. રી. પ્ર. ૧૫૦.

૫. મુંબઇ ઇલાકામાં ચાલતા હિંદુધર્મ શાસ્ત્ર પ્રમાણે સઘળા ગોત્ર સાપીંડ્ય અને સમાનોદક પુરૂષોની સ્ત્રીઓ તેમના ધણી ગુજરી

ગયા હોય તોપણ તેમના ધણી જીવતા હોય તેવી રીતે વારસો લેવા હકદાર છે. લક્ષ્મીબાઇ વિ. જેરામ હરી ૬ મું. હા. રી. પ્ર. ૧૫૨. લલુભાઈ બાપુભાઇ વિ. કાસીબાઈ ઇ. લા. રી. ૫ મુંબઇ પ્ર. ૧૧૦.

૬. કેમકે સ્ત્રી પરણે ત્યારથી તેના ધણીની સગોત્ર થાય છે. લલુભાઈ બાપુભાઇ વિ. માનકુંવરબાઇ ઇ. લા. રી. ૨ મુંબઇ પ્ર. ૩૮૮.

૭. આવી વિધવા જેને તેના ધણી તરફથી ભાગ મળવા હક થયો હોય તે વિધવા કુટુંબના ઘરમાં રહેતી હોય તેમજ રહે, તેમની ભેળી ખાય પીએ ત્યારે વિરૂધ પુરાવ ન હોયતો તેના ધણી તરફના તેના ભાગ તરીકે ખાય પીએ છે. અને રહે છે. એટલે કે ખાવા પીવાથી અને રહેવાથી જે ખર્ચ થાય તે તેના ભાગમાંથી તેણે પુરૂ કરવું જોઈએ. ગોવીંદચંદર બાગચી વિ. ફીપા માઈ દેવી ૧૧ વી. રી. પ્ર. ૩૩૮.

૮. ઉપરના ફેંસલા ૫ માં બતાવેલી વિધવા પોતાનો ભાગ નકી કરવા ફરીયાદ કરી શકે છે. જમુના કુંવર વિ. ચેનસુખ. ઇ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૪૦૦.

૯. એક હિંદુ તેનો દીકરો જે આગળ ગુજરી ગયો હતો તેની વિધવા સ્ત્રી અને બીજો દીકરો જે આગળ ગુજરી ગયો હતો તેના દીકરાને મુકી ગુજરી ગયો, પાછળથી એ દીકરાનો દીકરો વિધવા મુકી નાની ઉમરમાં ગુજરી ગયો તેમાં ઠરાવવામાં આવ્યું કે દીકરાના દીકરાની વિધવા વહુ એ હિંદુની મિલકતની વારસ છે. બીજા દીકરાની વિધવા વહુ ખોરાકી પોસાકી લેવાજ હક ધરાવે છે. બાઈ અમ્રત વિ. બાઇ માણક ૧૨ મું. હા. રી. પ્ર. ૭૯.

૧૦. વિધવાને તેના ધણીની મિલકત મળે છે, તે વારસ તરીકે મળે છે. ટ્રસ્ટી તરીકે મળતી નથી. લાલચંદ રામ દયાળ. વિ. ગુમતી બાઇ ૮ મું. હા. રી. પ્ર. ૧૫૬ ભાઇજી ગીરધર વગેરે વિ. બાઇ ખુસાલ સ્પેશીયલ અપીલ નંબર ૩૩૪ સને ૧૮૭૨ મુંબઈ હાઇકોરટ હરીદાસ દત વિ. શ્રીમતી અપુર્ણા દાસી. ૬ મું. ઈ. અ. પ્ર. ૪૩૩.

૧૧. વિધવાને તેના ધણી તરફથી વારસામાં મળેલી મિલકતમાંની જંગમ મિલકતની તેની મરજીમાં આવે તેમ વ્યવસ્થા કરી

શકે છે સ્થાવર મિલકતની વ્યવસ્થા ઘણેજ જરૂરને પ્રસંગે કરી શકે છે. બેચર ભગવાન વિ. બાઇ લક્ષમી ૧ મુ. હા. રી. પ્ર. ૫૬ દો. આદાઈ વિ. પુરણદાઇ ૫ વી. રી. પ્ર. ૧૪૧. દામોદર માધવજી વિ. પરમાણંદદાસ જીવણદાસ. ઇ. લા. રી. ૭ મુંબઈ પ્ર. ૧૫૫ પ્રાણજીવનદાસ વિ. દેવકુંવરબાઈ વગેરે ૧ મુ. હા. રી. પ્ર. ૧૩૦ ગોરધનનાથ વિ. અનુપરાય ૩ વી. રી. પ્ર. ૧૦૫ બાઈ અંબા વિ. દામોદર લાલભાઇ વગેરે મુંબઈ હાઇકોરટ તારીખ ૧૧ મી. અગષ્ટ સને ૧૮૭૧ કુંજબીહારીધર વિ. પ્રેમચંદ દત ઇ. લા. રી. ૬ કલકતા પ્ર. ૬૮૬.

૧૨. એવી રીતે વારસામાં મળેલી સ્થાવર મિલકત વિધવા કોઇને બક્ષીશ પણ કરી શકિત નથી. જગન્નનાથ વીઠ્ઠલ વિ. આબાજીવિશ્રુ ૫ મુ. હા. રી. પ્ર. ૨૧૭ કારતીકસીંગ વિ. કુલાહલસીંગ ૫ વી. રી પ્ર. ૧૩૧ બાઓબી વિ. મુકુનલાલ ઇ. લા. રી. ૩ અલાહબાદ પ્ર. ૫૫.

૧૩. પણ તુરેતનો ઉતરાધીકારી જે હયાત હોય તેની મંન્જુરીથી વિધવા એવી સ્થાવર મિલકતની બક્ષીસ કરી શકે છે. રાજ બુલબસેન વિ. ઉમેસચંદર ઇ. લા. રી. ૫ કલકતા પ્ર. ૪૪ મહંતકીશનગીર વિ. બસજીતરાય વગેરે ૧૪ વી. રી. પ્ર. ૩૭૯ બ્રાજ્જલાલ બસાક વિ. ચેતીલાલ બૈસાક ૩ બેં. લા. રી. પ્ર. ૯૨.

૧૪. તેમજ વસીયતનામું કરી મિલકતની ગમેતેમ વ્યવસ્થા કરવા ધણી સત્તા આપી ગયો હોયતો વિધવા બક્ષીશ વગેરેથી સ્થાવર મિલકતની ગમેતેમ વ્યવસ્થા કરી શકે છે. જીવન પંડ્યા વિ. મસામત સોના ૧ મ. હા. રી. પ્ર. ૬૬. પ્રોસોનોકુમાર ઘોસ વિ. તારકનાથ સીરકાર ૧૦ બેં. લા. રી. પ્ર. ૨૬૭.

૧૫. મુદત બાહાર ગએલું ધણીનું કરજ આપવા માટે વિધવા તેના ધણીની વારસામાં મળેલી સ્થાવર મિલકતની કાંઇ વ્યવસ્થા કરી શકે નહીં. મેલગીરી આપા વિ. સીવાપા ૬ મુ. હા. રી. પ્ર. ૨૭૦

૧૬. મુદત બાહાર ગએલા ધણીના કરજ આપવા વિધવાની ફરજ નથી એવું સમજવું નહીં. ભલા નાના વિ. પરભુ હરી ઇ. લા. રી. ૨ મુંબઈ પ્ર. ૬૭.

૧૭. પોતાના બાળક દીકરાનો વહીવટ કરનાર તરીકે કાયદા પ્રમાણે વિધવાને સરટીફીકેટ મળ્યું ન હોય તો પણ કુટુંબના અગત્યના કામ માટે વડીલોપારજીત મિલકતની વિધવા વ્યવસ્થા કરી શકે છે. બાઇ અમ્રત વિ. બાઇ માણુક ૧૨ મુ. હા. રી. પ્ર. ૬૯

૧૮. જેટલાં નાણાં સારૂં એવી મિલકત વિધવાએ વેચી હોય તેટલાં નાણાં આપી તે વેચાણ રદ કરાવાય નહીં. સુગીરામ બેગમ વિ. જદુબંસ સુહાઇ વગેરે. ૯ વી. રી. પ્ર. ૨૮૪.

૧૯. વેચાણ ન કરતાં મિલકત મજકુર ઘરેણે મુકવાથી નાણાં લીધાં હતતો હરકત ભર્યું નહોતું એમ હોય તોપણ વિધવા એ સુધબુધીથી વેચાણ કર્યું હોય તો તે વેચાણ રદ જાય નહીં. ફુલચંદલાલ વિ. રઘુબંસ સુહાઇ ૯ વી. રી. પ્ર. ૧૦૭.

૨૦. જરૂરના કારણસર વિધવા જે મિલકત વેચે અને તેનું વેચાણ ખત લખાય તેનાં ઉતરાધીકારીની સહી લેવામાં આવે તો તે સહી એવો નિર્ણયકારક પુરાવો નથી કે પછી જરૂરીયાત નહોતી એવા કારણથી વેચાણ રદ કરવા પ્રતીબંધ આવે. માધવચંદ્ર હાજરા વિ. ગોવીંદચંદર બેનરજી ૯ વી. રી. પ્ર. ૩૫૦.

૨૧. ઉપર પ્રમાણેની હકીકત હોય ત્યારે મજકુર વેચાણ કપટથી થયું છે અથવા જરૂરીયાત વગર થયું છે એ વિષે મજબુત પુરાવ હોયા વગર મજકુર વેચાણ વિધવાએ કર્યું હોય તે રદ થાય નહીં. કાલીમોહન દેવરાય વિ. ધનજોયસાહ વગેરે ૬ વી. રી. પ્ર. ૫૧.

૨૨. વિધવા મિલકત વેચે નહીં પણ ઘરેણે મુકે એવી ફરજ વિધવા ઉપર નંખાય નહીં. નંબાકુમાર હાલદાર વિ. બાબાસુંદરી દાસી ૩ બં. લા. રી. પ્ર. ૩૭૫.

૨૩. વિધવાએ કરેલ વેચાણ ગેરકાયદાસર હોય પણ વેચાણ લેનાર એવું સાબીત કરેકે વિધવા બક્ષીશ આપતી હતી તે કરતાં કરેલું વેચાણ પસંદ કરવા લાયક છે તો વિધવાની જીંદગી સુધી એ વેચાણ કાયદાસર ગણવું જોઇએ. ચંદરનાથ સરમા વિ. રોમનાથ સરમા ૧ વી. રી. પ્ર. ૬૯.

૨૪. નિપુત્રીક વિધવા પાસેથી કોઇ સખ્સ વેચાણ લે ત્યારે

એ મિલકત વેચવા તેનો હક છે કે નહીં તે વિષે તેણે ખાત્રી કરવી જોઇએ જો પુરતી સંભાળથી તે તપાસ ન કરેતો મજકુર વેચાણ સુધબુદ્ધિથી થયું એમ ગણાય નહીં. રામપોની ભટાચારજી. વિ. ઇસાનીદેવી ૨ વી. રી. પ્ર. ૧૨૩.

૨૫. કરજ હોય તે વડીલો પારજીત મિલકત અમુક વર્ષસુધી કરેજદારને આવાદઇ મજકુર કરજ અદા કરવું એવું ઠરાવેલું હોયતો એ કરજ અદા કરવાના કારણસર વિધવા વડીલોપારજીત મિલકત વેચી દઇ શકે નહીં. તીલકરાય વગેરે વિ. ફુલમાનરાય વગેરે ૭ વી. રી. પ્ર. ૪૫૦.

૨૬. વિધવાના કબજામાં તેના ધણીની જે મિલકત હોય તે તેના પત્નાના બદલા તરીકે હોયતો તે મિલકતની કાંઇ જાથુકની અવસ્થા તે કરી શકે નહીં. મસામત કુમારૂલનીસા વિ. મહમદહુસેન ૧ આગ્રા. હા. રી. પ્ર. ૨૮૭ મસામત ગુફરનબીબી વિ. બાજા મુસ્તકી વગેરે ૩ આગ્રા. હા. રી. પ્ર. ૩૦૦.

૨૭. ઉતરાધીકારીને નુકશાન થાય એવી રીતે વિધવા પોતાના કબજાની કાંઈ અથવા બધી મિલકત કોઇ દેવ મુરતીને અરપણ કરી શકે નહીં. કારતીકચંદર ચક્રબતી વિ. ગુરમોહનરાય ૧ વી. રી. પ્ર. ૪૮ મસામત ઇંદ્રોકુંવર વિ. સેખ અબદુલ બરકત ૧૪ વી. રી. પ્ર. ૧૪૬.

૨૮. વિધવા કાંઈ જરૂરના કારણ વગર વડીલોપારજીત મિલકત વેચેતો તેની જીંદગી સુધી એ વેચાણ કાયમ રહી શકે છે. મહુરામસેન વિ. ગોર હરીગુઇ ૧ વી. રી. પ્ર. ૧૬૫ ગોરીયા હાલીયા વિ. ઉદ્રી વગેરે મુંબઈ હાઇકોરટ સ્પેશીયલ અપીલ નંબર ૪૫૫ સને ૧૮૭૩ કામેશ્વર પ્રસાદ વિ. રનબાહાદુરસિંગ ઇ. લા. રી. ૬ કલકતા પ્ર. ૮૪૩ ભાઉ વેંકોબા વિ. ગોવીંદ અસવંત મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઇલ સને ૧૮૭૮. પ્ર. ૯૦ પ્રાગદાસ વિ. હરીકીશન ઇ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૫૦૩ ભગવામા વિ. પારપાનાં વગેરે ૨ મ. હા. રી. પ્ર. ૩૯૩.

૨૯. વિધવાને જે મિલકત આપવામાં આવી હોય તેની ઉપ-

જમાંથીજ તેણે પોતાનો નીરવાહ ચલાવવો એવું ઠરાવ્યું હોયતો કોઇ પણ કારણસર તે એ મિલકતની વ્યવસ્થા કરી શકે નહીં. શેઠ ગોવીંદદાસ વિ. રણછોડ ૩ અ. હા. રી. પ્ર. ૩૨૪.

૩૦. પણ એ મિલકતમાંથી નીરવાહ જેટલી ઉપજ થતી ન હોય મિલકત મજકુરની એડ કરાવવા નાણાં ન હોયતો એ મિલકત ઉપર નાણાં ઉધારે લઈ વિધવા પોતાનો નીરવાહ અને એડનું ખર્ચ પુરૂં કરી શકે છે. તે ગુજરે ત્યારે તેના વારસોએ એ ખર્ચ આપવું જોઇએ કુંવર ઉદેસીંગ વિ. ફુલચંદ ૫ અ. હા. રી. પ્ર. ૧૯૭.

૩૧. ધણી ગુજર્યા પછી તેની સ્થાવર મિલકતની ઉપજમાંથી કાંઈ મિલકત વિધવાએ વેચાણ લીધી હોયતો તે મિલકતની વ્યવસ્થા કરવા વિધવાને સત્તા નથી. નીહાલખાન વગેરે વિ. હરચરણલાલ ૧ આગ્રા. હા. રી. પ્ર. ૨૧૯ ફકીરાદેવી વિ. ગોપીલાલ ૬ કલકતા લા. રી. પ્ર. ૬૬ ચોધરી ભોળાનાથ ઠાકોર વિ. મસામત ભગવતીદાઈ ૧૫ વી. રી. પ્ર. ૯૩.

૩૨. પણ એવી ઉપજમાથી કાંઇ મિલકત વેચાણ લે નહીં તો તે ઉપજનાં નાણાં બક્ષીશ વગેરેથી વિધવા આપી દઈ શકેછે. કૈલાસનાથ ઘોસ. વિ. વિશ્વનાથ બીશ્વાસ ૪ બેં. લા. રી. પ્ર. ૪૧.

૩૩. બનારસ (કાસી) ની જાત્રા એ જરૂરની બાબત નથી કે તે કરવા માટે વિધવા સ્થાવર મિલકતની વ્યવસ્થા કરી નાણાં ઉભાં કરી શકે. હરોમોહન અધીકારી વિ. શ્રીમતી અલકમણીદાસી ૧ વી. રી. પ્ર. ૨૫૨.

૩૪. ધણીએ પાતાના વસીયતનામામાં એ જાત્રા કરવા માટે મિલકતની વ્યવસ્થા કરવા રજા આપી હોયતો વિધવા એવી મિલકતની વ્યવસ્થા કરવા સત્તા ધરાવે છે. રામકાંત ચકરબતી વિ. ચંદર નારાયણ દતરાય ૨ કલકતા લા. રી. પ્ર. ૪૭૪.

૩૫. ધણીનું ગયા શ્રાધ કરવા માટે વિધવા માટે વિધવા સ્થાવર મિલકતની વ્યવસ્થા કરવા સત્તા ધરાવે છે. ધણીના જીવની સદગતી થવા માટે એ શ્રાધ જરૂરી બાબત ઠરી છે. મતીરામ કુંવર વિ. ગોપાળસાહુ ૧૧ બેં. લા. રી. પ્ર. ૪૧૬. ચોધરી જનમણીમલીક વિ. ૨ સોમાઇદાસી ૧૧ બેં. લા. રી. પ્ર. ૪૧૮.

૩૬. પણ એવા બાધ માટે આખી મિલકતની વ્યવસ્થા કરવા વિધવાની સત્તા લેખવામાં આવી નથી. મહમદ મુસરફ વિ. બ્રોજો સરીદાસી ૧૧ બે. લા. રી. પ્ર. ૧૧૮.

૩૭. જે મિલકતની વ્યવસ્થા કરવા વિધવાને મનાઇ છે. તે મિલકતની વ્યવસ્થા ઉતરાધીકારીની મંજુરી વગર અથવા જરૂરી કારણ વગર કરવા વિધવાને સત્તા નથી. સુબંધ કુંવરી દાસી વિ. ચંદમણી દાસી ૭ વી. રી. પ્ર. ૩૩૫.

૩૮. મારે નાણાંની જરૂર છે. એટલુંજ વિધવા કહેતો તેથી નાણું ધીરનાર નાણું આપી વિધવા પાસેથી મિલકત લઇ વેચાણનાં નાણાં આપેતો એ વેચાણ કાયદાસર ઠરતું નથી. ગંગાગોવીંદબોસ વિ. શ્રીમતીખુની અને રામી. ૧ વી. રી. પ્ર. ૬૦.

૩૯. વિધવાએ કરેલું વેચાણ જરૂરી કારણસર હોય કે નહીં તોપણ જો વિધવા જીવતી હોયતો વેચાણ કરેલી મિલકતનો કબજો વેચાણ લેનારને આપવોજ જોઇએ એવું ઠર્યું છે. બાગો આજાહ વિ. લાલદાસ. ૬ વી. રી. પ્ર. ૩૬.

૪૦. વિધવા ઉડાઉ થઇ ધણીની મિલકતની જામીનગીરી ઉપર નાણાં ઉધારે લે નાણાં ધીરનાર સાબીત કરેકે એ નાણાં જરૂરના કારણસર આપ્યાં હતાં તો એ નાણાં ધીરનારના હકને નુકસાન થવું નહીં જોઇએ. માતાપ્રસાદ વિ. ભાગીરથી ૨ અ. હા. રી. પ્ર. ૭૮

૪૧. કુટુંબનાં ઘરેણાં જો વડીલોપારજીત મિલકતનો ભાગ હોય તો તે પણ વિધવા જરૂરી કારણ વગર કોઇને આપી દઈ શકતી નથી જો એવી મિલકત તે ઉરાડી દેતી હોય એવું સાબીત થાયતો તેના ધણી તરફનું તેને સરટીફીકેટ આપ્યું હોય તે પણ પાછું ખેંચી લેવાય. ભગવાની કુંવર વિ. પરબતી કુંવર ૨ વી. રી. પ્ર. ૧૩.

૪૨. વિધવા તેના સ્ત્રીધનની ગમે તેમ વ્યવસ્થા કરી શકે છે. પણ ધણીએ કાંઇ સ્થાવર મિલકત આપી હોય તે સ્ત્રીધન છે. પણ તેની વ્યવસ્થા વિધવા કરી શકતી નથી. ગણપ્રતસીંગ વિ. ગંગાપ્રસાદ ૨ આગ્રા. હા. રી. પ્ર. ૨૩૦.

૪૩. સરતી વેચાણ કરવા પણ વિધવાને સત્તા નથી. ઓદીત નારાયણસીંગ વિ. ધરમ માહાતન ૧ વી. રી. પ્ર. ૨૬૩.

૪૪. વિધવાએ જે વેચાણ કર્યું હોય તે સરકારની મેહેસુલ માટે કર્યું હોયતો તે જરૂરી સબબ લેખવામાં આવ્યો છે. વુમેશચંદર સીરકાર વિ. દીગંબર દાસી ૩ વી. રી. પ્ર. ૧૫૪.

૪૫. ધણીએ માંડેલો ધંધો આગળ ચલાવવા માટે ખર્ચ થાય તે જરૂરની બાબત છે એ કારણસર વિધવા મિલકતની વ્યવસ્થા કરી શકે છે. કપુર ભવાની વિ. સેવકરામ સીવશંકર ૧ બારોડેલ રીપોર્ટ. પ્ર. ૪૪૧.

૪૬. અમુક જરૂરી કારણસર મિલકત વેચવામાં આવી છે. એવું વિધવાએ કરેલ વેચાણના દસ્તાવેજમાં લખ્યું હોય તેથી જરૂરીયાત વિષે બીજા પુરાવની જરૂર નથી એમ સમજવું નહીં. રાજ લખ્મી દેવી વિ. ગોકુલચંદર ચોધરી ૧૨ વી. રી. પ્ર. ૪૭.

૪૭. ધણીના જીવની સદગતી થવા માટે વિધવા પોતાના કબજામાંની મિલકતની વ્યવસ્થા કરી શકે છે. એવી સદગતીની ક્રીયા પુરૂષ વારસ કરી શકે તેમ હોય તોપણ તે કરવા વિધવાને પ્રતીબંધ નથી ચોધરી જગનમેનજોય મલીક વિ. રસોમાઇદાસી ૧૦ વી. રી. પ્ર. ૩૦૯ પુરણદાસ વિ. જેનારાયણ. ઇ.લા.રી. ૪ અલાહબાદ પ્ર. ૪૮૨

૪૮. પોતાના ધણીનું શ્રાધ, તેની ઉત્તર ક્રીયા, દીકરીનાં લગન, છોકરાનું ભરણપોષણ અને ધણીનું કર્જ એ જરૂરનાં કામ ઠર્યાં છે. એવા કામ માટે વિધવા ધણી તરફથી મળેલો મિલકતની વ્યવસ્થા કરી શકે છે. લાલા ગણપતલાલ વિ. મસામત તુરનકુંવર ૧૬ વી. રી. પ્ર. ૫૨ ચંદરબાલ વિ. લાલા ગણપતલાલ ૧૬ વી. રી. પ્ર. ૫૨ સદાસીવ ભાસ્કર જોસી વિ. ધાકુબાઇ ઇ. લા. રી. ૫ મુંબઇ પ્ર. ૪૫૦ સખારામ વિ. જાનકીબાઇ મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંશલા સને ૧૮૭૮ પ્ર. ૧૩૯. સુરેન્દ્રોપ્રસાદ વિ. રાજા ક્રીસ્નપ્રસાદ ૧ અ. હા. રી. પ્ર. ૪૬.

૪૯. દીકરાની દીકરીનાં લગન એ પણ જરૂરીયાતની બાબત લેખવામાં આવી છે. એ કારણસર પણ વિધવા મિલકતની વ્યવસ્થા કરવા સત્તા ધરાવે છે. રામકુમાર મીતર વિ. ઇછામાઇ ઇ. લા. રી. ૬ કલકતા પ્ર. ૩૬.

૫૦. મિલકતનું સંરક્ષણ અને પોતાનો નીરવાહ એ પણ જરૂરનાં કાર્ય છે. એ માટે પણ વિધવા મિલકતની વ્યવસ્થા કરી શકે છે. સુરેન્જોપ્રસાદ વિ. રાજા કીશ્નપ્રસાદ ૧ અ. હા. રી. પ્ર. ૪૯.

૫૧. પોતાના ખેતરની સારી ખેડ કરવા માટે વિધવા એવી મિલકત ઉપર નાણાં ઉછીનાં લેવા સતા ધરાવે છે. કુંવર ઉધેસીંગ વિ. ફુલચંદ વગેરે. ૫ અ. હા. રી પ્ર. ૧૯૭.

૫૨. વિધવા તેના કબજામાંની મિલકત ઉરાડી દેતી હોયતો તેને ભરણપોષણ આપવાનો બંદોબસ્ત કરી તેની પાસેથી એ મિલકત ખુંચી લઇ ઉતરાધીકારીને આપી દેવાય નહીં. વહીવટ કરનાર નીમી વહીવટ કરાવાય. માહારાણી વિ. નંદલાલ મીસર ૧ બે. લા. રી. પ્ર. ૨૭.

૫૩. અલાહબાદ હાઇકોરટે ઠરાવ્યું છેકે વિધવા પાસેથી તે ઉડાઉ થયા સબબે મિલકત ખુંચી લેવાય નહીં પણ વિધવા કાંઇ એવું કૃત્ય કરેકે તેથી વારસા ઉપરથી તેનો હક ઉઠી જાયતો તેવે પ્રસંગે તેની પાસેની મિલકતનો વહીવટ કરનાર નહીં નિમતાં ઉતરાધીકારીને તે મિલકત સોંપી દઇ શકાય છે. મસામત કીસની વિ. ખીલીરામ ૨ અ. હા. રી. પ્ર. ૪૨૪.

૫૪. વડીલોપારજીત મિલકતની ઉપજમાંથી મજીયારા કુટુંબનાં માણસોએ કાંઇ મિલકત મેળવી હોય અને તેનો ઉપભોગ મજીયારો કરવામાં આવતો હોયતો તેઓમાંનો એક સખસ ગુજરી જવાથી તેની વિધવાને કાંઇ વારસો મળતો નથી. મસામત થાકનું વિ. મસામત મુનીયા વગેરે. ૭ વી. રી. પ્ર. ૪૪૦ ધારૂ સુકલેન વિ. કોરટ ઓફ્વોર્ડ ૧૧ વી. રી. પ્ર. ૩૩૬ લલુભાઇ વિ. રાવળ બાપુજી મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઇલ સને ૧૮૮૦ પ્ર.૨૪૩

૫૫. વિધવાના ધણીના ભાઇઓ વિધવાને ઉપર બતાવેલા પ્રકારના કુટુંબમાં વારસો આપવા પોતાનો વાંધો નથી એવું કહે તોપણ વિધવાને વારસો મળતો નથી. મોહરેન કુંવર વિ. ઠાકોરપ્રસાદ ૫ વી. રી. પ્ર. ૧૭૬.

૫૬. ધણીની મિલકત જુદી હોય તોજ વિધવાને વારસો મળે

છે. તીમોરેડી વિ. એચામા ૨ મ. હા. રી. પ્ર. ૩૨૫ અનતજી રઘુનાથ વિ. પાંડુરંગ મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફૈશલાની ફાઇલિ સને ૧૮૭૯ પ્ર. ૪૭૮.

૫૭. વિધવાના ધણીની કાંઇ મિલકત મજમું હોય કાંઇ વિભકત હોયતો વિભક્તની વારસ તો તેની વિધવા થાય છે. કતામાનેમીયાર વિ. સાવગંગા નારાજી ૨ વી. રી. પ્ર. ૩૧.

૫૮. વિધવા જે ઘરમાં રેહેતી હોય તે ઘરમાં તેના ધણીના ભત્રીજાનું હીત હોય તેથી એ ઘર વેચેતો વેચાણ લેનાર એ વિધવાને તે ઘરમાંથી કાઢી મુકી શકતો નથી. ગૌરી વિ. ચંદ્રમણી ઈ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૨૬૨.

૫૯. વિધવા તેના દીકરા પાસેથી રેહેવાનું ઘર માંગવાનો હક ધરાવે છે. પણ અમુક ઘરજ મને રેહેવા આપો એવી દાબણી વિધવા કરી શકતી નથી. મોહનગીર વિ. મસામત તોતા ૪ અ. હા. રી. પ્ર. ૧૫૩.

૬૦. પોતાના ધણી તરફથી વિધવાને જે મિલકત મળી હોય તે મિલકતના સંબંધમાં અગ્રકીયાધિકારનો હક બજાવવા પણ વિધવાનો હક છે. ફુલમાનરાય વિ. દાનીકુંવરી ઇ. લા. રી. ૧ અલાહબાદ પ્ર. ૪૫૨.

૬૧. ધણીના કાકાની મિલકતમાંથી વિધવાને કાંઇ વારસો મળી શકે નહીં. મસામત ગૌરી વગેરે વિ. મસામત ઉમરાવ કુંવર ૧ આગ્રા. હા. રી. પ્ર. ૧૪૯.

૬૨. દાય ભાગ પ્રમાણે મરનારના ભાઇ કરતાં મરનારની વિધવા વારસો લેવા વધારે હક ધરાવે છે. ચંદરકાંત સરમા વગેરે, વિ. બંસી દેવસરમા. ૬ વી. રી. પ્ર. ૬૧.

૬૩. કુટુંબ અવિભક્ત હોયતો વિધવા કરતાં મરનારના ભાઇનો હક વારસો લેવાનો છે. વેણીપ્રસાદ વિ. મસામત માહાબુધી વગેરે ૭ વી. રી. પ્ર. ૨૯૨.

૬૪. મીતાક્ષરા પ્રમાણે વિધવા તેના વિભક્ત જેઠ અથવા દેરની અને તેમની પાછળ તેમની વિધવાની વારસ થઇ શકતી નથી. ચુરા વગેરે વિ. મસામત બસંની ૧ આગ્રા. હા. રી. પ્ર. ૧૭૪.

૬૫. મારવાડી ન્નાતીની કોઈ વિધવા ફરી લગન કરેતો આગ-ળના ધણીની મિલકત ઉપર તેનો કાંઇ હક રહેતો નથી. સુરગાઈ વિ. વીરાના કાલી ઇ. લા. રી. ૧ મદ્રાસ પ્ર. ૨૨૬.

૬૬. બે જણને ઇનામી ગામ મળ્યું હોય તેમાંનો એક ગુજરી જાયતો વિધવાને કાંઈ વારસો તેનો મળે નહીં. રાધાબાઇ વિ. ના-નારાઓ ઇ. લા. રી. ૩ મુંબઈ પ્ર. ૧૫૧.

૬૭. વિધવા તેના ધણીની મિલકતની વારસ થાય છે તે કુટુંબ વિભક્ત હોય અને કાંઇ પુત્ર સંતતી ન હોય ત્યારેજ છે. ગુલાલ વિ. ફુલ. ૧ બારોડેલ રીપોર્ટ પ્ર. ૧૭૩ ગોવીંદદાસ વિ. માહાલક્ષ્મી ૧ બારોડેલ રીપોર્ટ પ્ર. ૨૬૭ માનકુંવર વિ. ભગુ ૨ બારોડેલ પ્ર. ૧૫૭ ગણુજોસી વિ. સગુણા. ૨ બારોડેલ રીપોર્ટ. પ્ર. ૪૪૦.

૬૮. વિધવા અવસ્થામાં કરજ કરી પછી તે પરણેતો તે કરજ માટે તેની જાત જવાબદાર છે. સ્ત્રીધન જવાબદાર છે એમ નથી ન્યાલચંદ વિ. બાઇ સીવ ઇ. લા. રી. ૬ મુંબઇ પ્ર. ૪૭૦.

૬૯. દીકરો અથવા દત્ત જીવતો હોય ત્યાં સુધી કોઇ વિધવા તેના ધણીના પ્રતીનિધી તરીકે કાંઈ દાવો કરી શકે નહીં. રામકેનાઇ ગોસ્વામી વિ. મીરનામાઇ દાસી ૨ વી. રી. પ્ર. ૪૯ જનોબી વિ. દ્વારકાંનાથ ૭ વી. રી. પ્ર. ૪૫૫.

૭૦. વિધવા સગીર ઉમરની હોય પણ યોગ્ય વાલીથી ફરીયાદ કરી હોયતો દાવાના સંબંધમાં તે લાયક ઉમરની હોય તેવા સઘળા હક તે ધરાવે છે. તારીની ચરણ ગંગુલી વિ. વાટસન અને કંપની ૧૨ વી. રી. પ્ર. ૪૧૪.

૭૧. કોઇ વિધવાને તેના ધણીનું કરજ એકઠું કરવા કાયદા પ્રમાણે સરટીફીકેટ મળ્યું હોય તે વિધવા તેના ધણીની મિલકતના સંબંધમાં તેના લાભમાં થએલું હુકમનામું વેચેતો તે વેચાણ રદ થઈ શકે નહીં પણ કપટથી તે વેચાણ કર્યુંહોય અથવા તે વેચાણ કરવા તેનો હક ન હોય અથવા તે વારસ ન હોય એવું બતાવી તે વેચાણ રદ કરાવી શકાય છે. ભગવાનદાસ વિ. લછમીનારાયણ ૨ વી. રી. પ્ર. ૧૯ લોગાનાગા મુડાલી વિ. રાસ્વામી વગેરે ૧ મ. હા. રી. પ્ર. ૩૮૪.

૭૨. વિધવા ઉપર તેના ધણીના વારસ તરીકે તેણે કરેલ કરજનું હુકમનામું થાય તો વિધવાને તેના ધણી તરફથી વારસામાં મળેલી મિલકત ઉપરજ તે બજે. મસામત ફુલબાસકુંવર વિ. લાલા જગેસરસ હાઇ ૧૪ વી. રી પ્ર. ૩૪૦ સોદાબઈપ્રસાદ સાહુ વિ. લતીફઅલીખાન ૧૪ વી. રી. પ્ર. ૩૪૦ રામધનકુંવર વિ. મસામત ફુલબાસકુંવર ૧૪ વી. રી. પ્ર. ૩૪૦.

૭૩. મરનાર ધણીનું કરજ (લેણું) ભેલું કરવાનું સરટીફીકેટ મળવાનો હક મરનારના પીત્રાઈ કરતાં મરનારની વિધવાનો હક પ્રબળ છે. રાયબાબુસીધ્ર ગુલામ સાહુ બાહાદુર વિ. મસામત ગંગાકુંવરી ૧ વી. રી. પ્ર. ૩૨.

૭૪. કોઈ વિધવાને તેના ધણીનું કરજ (લેણું) ભેલું કરવા કાયદા પ્રમાણે સરટીફીકેટ મળ્યું હોય અને તેને કોઈ છોકરૂં ન હોય તથા મિલકતની માલીક પણ તે પોતેજ હોયતો તેના ધણીએ તેની હયાતીમાં મિલકત મજકુરના સંબંધમાં જે ફરીયાદ કરી હોય તે ફરીયાદનું કામ આગળ ચલાવવા વિધવાનો હક છે. સાવીથીયા પીલાઈ વિ. મુદુસ્વામી વગેરે ૮ વી. રી. પ્ર. ૨.

૭૫. પોતાના ધણીના ઘરમાં રેહેવાનો વિધવાનો હક છે. પ્રાણકુંવર વગેરે વિ. દેવકુંવર ૧ બારોડલરીપોર્ટ પ્ર. ૪૦૪.

૭૬. કુટુંબ મજીયારૂં હોયતો તે મજીયારા કુટુંબીની વિધવા તેના દેર અથવા જેઠના આસરાતળે કુટુંબના ઘરમાં રેહેવાની ફરજ છે. કમળા વિ. મણીશંકર ૨ બારોડલ પ્ર. ૭૪૬.

૭૭. વિધવાની ઉપર બતાવેલી ફરજ નિતીનો કાનુન સાચવવા માટે છે. બ્રીટીસ કોરટ એ ફરજ બહુ બંધનકારક ગણતી નથી. ઉમરીથનાથકુંવર વિ. કેદારનાથ ઘોસ વગેરે ૩ આગ્રા. હા. રી. પ્ર. ૧૮૨

૭૮. વિધવા તેના કબજાની સ્થાવર મિલકત તુરતના ઉત્તરાધીકારીની મંજુરીથી વેચી શકે છે પણ એ તુરતનો ઉત્તરાધીકારી સ્ત્રી વર્ગમાં હોયતો તેની મંજુરીથી કરેલ વેચાણ બાહાલ રહે નહીં. વરજીવન વિ. ઘેલજી ગોકળદાસ ૯. લા. રી. ૫ મુંબઈ પ્ર. ૫૬૩.

૭૯. જે કરજ માટે વિધવાએ વડીલોપારજીત મિલકત વેચી

હોય તે કરજ વિધવાના પોતાના વખતનું હોય પણ તે વેચાણ ઉતરાધીકારીની મંજુરીથી કર્યું હોયતો રદ જતું નથી. સુબંધકુંવરી દાસી વિ. ચંદમણીદાસી ૭ વી. રી. પ્ર. ૩૩૫.

૮૦. વિધવાના નિરવાહ માટે કાંઇ મજીયારી મિલકત તેને કબજે કરી આપી હોય તો કુટુંબની મિલકતના ભાગ પડે ત્યારે એ મિલકત તેની પાસેથી લઇ કુટુંબની મિલકતમાં ભેળવી શકાય છે. અનપુરણાબાઇ વિ. માધવરાવ બળવંત મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઇલ સને ૧૮૭૨ પ્ર. ૧૯૨.

૮૧. વિધવા તેના દેર અથવા જેઠ પાસેથી પોતાના નીરવાહ માટે નાણાંની રકમ તથા જાત્રા કરવા માટેની રકમનો દાવો કરી શકે નહીં. આપાજી ચીંતામણ વિ. ગંગાબાંઈ મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેસલાની ફાઇલ સને ૧૮૭૮ પ્ર. ૧૨૭.

૮૨. મદ્રાસ હાઇકોરટે ઠરાવ્યું છેકે ભરણપોષણનાં નાણાં મળતાં હોય તેમાંથી વિધવાએ કાંઇ જમીન ખરીદ કરી હોયતો તે જમીનની તે ગમેતેમ વ્યવસ્થા કરે નાલાકુમારાચેટી વિ. મારાકાટામાલ. ઇ. લા. રી. ૧ મદ્રાસ પ્ર. ૧૬૬.

૮૩. કલકતા હાઇકોરટે પણ ઠરાવ્યું છેકે વિધવાને જે જમીન આપવામાં આવી હોય તેની ઉપજની તે ગમેતેમ વ્યવસ્થા કરે એવું એ જમીનના લેખમાં લખ્યું હોયતો એ જમીનની ઉપજની જે સલીક હોય અથવા એ સલીકથી કાંઇ મિલકત ખરીદવામાં આવી હોયતો તે સલીક અથવા તેથી ખરીદેલી મિલકત વિધવા ગુજરે ત્યારે વિધવાના વારસને જાય છે. ભગવતી વિ. ભોળાનાથ. ઇ. લા. રી. ૧ કલકતા પ્ર. ૧૦૪.

૮૪. કોઇ હુકમનામું વિધવાના લાભમાં થયું હોય તેમાં તેનો હક તેની જીંદગી સુધી ઠરાવ્યો હોયતો તે હુકમનામું વેચાણ લેનારને વિધવાના કરતાં કાંઇ વધુ હક મળતો નથી. જી. રાજેશ વિ. બામા સુંદરી દેવી ૬ વી. રી. પ્ર. ૨૨.

## વેચાણ.

૧. અવિભક્ત કુટુંબનો કોઇ સખસ તેના કુટુંબીની પરવાનગી

વગર અવિભક્ત કુટુંબની મિલકતમાં પોતાનો ભાગ હોય તેનું વેચાણ કરી શકે છે. અને તેના ઉપરના હુકમનામાની બજાવણીમાં તેનો એ ભાગ વેચાણ કરી શકાય છે. તુકારામ અંબાઇદાસ વિ. રામચંદ્ર ૬ મું. હા. રી. પ્ર. ૨૪૭ વાસુદેવ ભટ વિ. વ્યંકટેશ શંભુ ૧૦ મું. હા. રી. પ્ર. ૧૩૯ ફકીરાપાસતીઆપા વિ. ચાનાપા ચાનસાબા ૧૦ મું. હા. રી. પ્ર. ૧૯૨ રામ નારાયણદાસ વિ. નવનીતલાલ. મુ. બા. રી. ૪ કલકતા પ્ર. ૮૦૯.

૨. પોતાના ભાગ કરતાં વધુ વેચાણ કર્યું હોય અથવા પોતાના ભાગ કરતાં વધુ ભાગ ઘરેણે મુક્યો હોયતો બીજા ભાગદારો એ વધારે ભાગની વ્યવસ્થા રદ કરાવી શકે છે. કુંથ નારાયણ વિ. પ્રેમલાલ ૩ વી. રી. પ્ર. ૧૦૨ રાજારામ ત્રવાડી વિ. લક્ષ્મણ ૮ વી. રી. પ્ર. ૧૯ રીતુ વિ. લાલજી ૨૪ વી. રી. પ્ર. ૩૯૯.

૩. એવા ભાગદાર ઉપર થએલ હુકમનામાની બજાવણીમાં એ ભાગદારનો ભાગ વેચાણ લેનારે હુકમનામું મજકુર કરવા કોરટની સત્તા હતી કે નહીં તેમજ જે મિલકત વેચવા કાઢી છે તે વેચવા લાયક છેકે નહીં તે જોવાની કાંઇ જરૂર નથી. ગીરધારીલાલ વિ. કંતુલાલ. ૨૨ વી. રી. પ્ર. ૫૬.

૪. વડીલોપારજીત મિલકતનું વેચાણ લેનાર અથવા તેની ખરીદી કરનારે એવી વ્યવસ્થા કરનારને તે વ્યવસ્થા કરવા જેટલું દબાણ હતું એવું સાબીત કરવું જોઇએ. વ્યવસ્થા કરનાર ઉપર હુકમનામું થયું હોય. મિલકત જપ્ત થઇ હોય, તે વેચવાનાં જાહેરનામાં નીકળ્યાં હોય તે કાયદાસર દબાણ છે. સીઓરાજ કુંવર વિ. નકચેદુલાલ ૧૪ વી. રી. પ્ર. ૭૨.

૫. બનારસ શાળા પ્રમાણે અવિભક્ત હિંદુ કુટુંબનું લાયક ઉમરનું માણસ કાંઇ પણ જરૂરના કારણ વગર. અથવા સગીર ઉમરના છોકરાના ફાયદાના કામ વગર કાંઇ મિલકતનું વેચાણ કરે તોતે રદ બાતલ છે. સીઓપ્રસાદજાહ વિ. ગંગારામજાહ ૫ વી. રી. પ્ર. ૨૨૧.

૬. વડીલોના કરજ માટે કાંઇ વડીલોપારજીત મિલકતનું વેચાણ

કરમામાં આવેલો કરજનાં નાણાં મિલકત વેચ્યા વગર બીજી રીતે ઉભાં થઇ શકે તેમ હતું કે નહીં તેનો તપાસ કરવી વેચાણ લેના-રની ફરજ નથી. અનેરામ વિ. ગીરધારી ૪ અ. હા. રી. પ્ર. ૧૧૦.

૭. હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ઘરનું કે બીજી સ્થાવર મિલકતનું વેચાણ કર્યું હોય તે વેચાણ સંપૂર્ણ ગણવા માટે મજકુર ઘર અ-થવા મિલકતનો ખરેખરો કબજો વેચાણ લેનારને આપેલો હોવો જોઇએ એવી કાંઇ જરૂર નથી. નાગુબાઇ વિ. મોતીગીર ગુરૂ ૧ મું. હા. રી. પ્ર. ૫ બુબણબાઇ બાવા વિ. બાઇજી પ્રાગ ૧ મું. હા.રી.પ્ર.૧૯

૮. સ્થાવર મિલકતનું વેચાણ કરનારના કબજામાંતો વેચાણ કરતી વખતે વેચેલી મિલકત હોવી જોઇએ એ અવશ્યની બાબત છે. ગીરધર પરશરામ વિ. દાજી દુલભરામ ૭ મું. હા. રી. પ્ર. ૪.

૯. વેચાણનો કબાલો થયો હોય ત્યારે વેચેલી મિલકતનો વેચ-નાર માલીક ન હોય અથવા તે વેચવા તેમી હક પણ ન હોય પણ પાછળથી એવી માલીકી મળે અથવા હક પોહોચેતો તેથી એ વેચાણની કબાલો કાયદાસર થતો નથી એવું ઠર્યું છે. કાલીચંદર ચૌધરી વિ. શીબચંદર ચૌધરી ૧૫ વી. રી. પ્ર. ૧૨.

૧૦. હુકમનામાની બજાવણીમાં મિલકતનું વેચાણ થાય તે વેચાણ લેનાર વેચાણ લીધેલી મિલકત પોતાના કબજામાં આવ્યા વગર બીજા સખ્સને વેચાણ આપેતો હિંદુધર્મ શાસ્ત્ર પ્રમાણે એ વેચાણ રદ જતું નથી. ગોવીંદ રઘુનાથ વિ. ગોવીંદ જગોજી. ઇ. લા. રી. ૧ મુંબઇ પ્ર. ૫૦૦.

૧૧. કરાર તોડનાર સખ્સ પાસેથી બાહાનાના રૂપૈયા તેણે આપ્યા હોય તેથી બમણા રૂપૈયા લેવા વેચાણ લેનાર હકદાર છે. એટલુંજ નહીં પણ એ કરાર તોડવાથી થએલ નુકસાન લેવા પણ વેચાણ લેનારનો હક છે. અમવરચેતી વિ. વેદોલાંગાચેતી ૧ મ. હા. રી. પ્ર. ૯.

૧૨. મઝીયારા કુટુંબના કોઇ સખ્સ ઉપર કોઇએ હુકમનામું મેળવી મુક્યો હોય એ હુકમનામું એ સખ્સ ઉપર કુટુંબનો વહીવટ કરનાર તરીકે થયું ન હોય તો એ હુકમનામાની બજાવણી વખતે

બીજા ભાગદારોના હિતનું વેચાણ કરવું નહીં જોઇએ. લોકીમોહની વિ. અહીરી અંજલાલ ઇ. લા. રી. ૫ કલકત્તા પ્ર. ૧૪૪ મોનમોહનના કલેકટર વિ. હરદેઓ નારાયણ ઇ. લા. રી. ૫ કલકત્તા પ્ર. ૪૧૫ લછમનદાસ વિ. ગીરધારી ઇ. લા. રી. ૫ કલકત્તા પ્ર. ૮૫૫ ભીખાસીંગ વિ. લછમનસીંગ ઇ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૮૦૦ ચંદ્રસેન વિ. ગંગારામ ઇ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૮૯૯.

૧૩. વેચાણ લેનાર કોઈ સખ્સ પાસેથી કાંઈ મિલકત વેચાણ લે તે મિલકત તે વેચનારની ખાસ મિલકત ન ઠરે તો પછી એ મિલકતમાં એ વેચનારનો મજીયારો કુટુંબના અંગભુત તરીકે ભાગ છે એવું કહી પોતાનાં નાણાં વસુલ લેવાનું કરી શકાય નહીં. ગોર બીહારીરામ ભગત વિ. સીઓરતન કુંવર વગેરે ૧૦ વી.રી.પ્ર. ૨૪૭.

૧૪. વેચાણ વિધવા પાસેથી લીધું હોયતો વિધવાને મિલકત મજકુર વેચવાની જરૂર હતી એ વિષે વેચાણ લેનારે ખાત્રી કરવી જોઇએ.કાળીકુમાર ચૌધરી વિ. નંદકુમાર ચૌધરી ૧ વી.રી.પ્ર. ૧૫૭.

૧૫. વિધવાએ કરેલ વેચાણનો અવેજ કયાં વાપર્યો તે વેચાણ લેનારે બતાવી આપવાની કાંઈ જરૂર નથી. રાધાકિસોર મુકરજી વગેરે વિ.મીરતુંજોય ૭ વી. રી. પ્ર. ૩૩ રામગોપાળ ઘોસ વિ. બુલોદેવબોસ ૧ વી. રી. પ્ર. ૩૮૫.

૧૬. વેચાણ કરવા વિધવાને હક છે કે નહીં, તે વેચાણ લેનારે જોવું જોઇએ. રામધોની ભટાચારજી વિ. ઇશાનીદેવી ૨ વી. રી. પ્ર. ૧૨૩.

૧૭. જરૂરી કારણસર વહીવટ કરનારે મિલકતનું વેચાણ કર્યું હોયતો વેચાણ કરતી વખતે પોતે વહીવટ કરનાર છે. એવું જાહેર કર્યું ન હોયતો તેથી વેચાણ મજકુર રદ જતું નથી. જદુનાથ સાકરબતી વિ. જેમસ દવીડી વગેરે ૧૧ વી. રી. પ્ર. ૨૦.

૧૮. કોઈ હિંદુ વિધવાએ કાંઈ જરૂરી કારણસર પોતાના ધણીની મિલકતનું વેચાણ કર્યું હોયતો જે રકમની વિધવાને જરૂર હતી તે રકમ આપવાથી અથવા જેટલી રકમમાં મિલકત વેચી હોય તેટલી રકમ આપવાથી વેચાણ મજકુર રદ કરાવાતું નથી.

સુબ્રીરામ ભગ્રમ વિ. જદુબંસ સેહાઈ વગેરે ૯ વી. રી. પ્ર. ૨૮૪.

૧૯. કોઈ અભણ, વૃધ અને વેચાણ લેનારના આસરા નીચે રહેનારી સ્ત્રીએ અયોગ્ય કિંમત લઈ કોઇની સ્વતંત્ર સલાહ વગર કાંઇ મિલકત વેચી હોયતો તે વેચાણ બાહાલ રહે નહીં. સદાસીવ ભાસ્કર જોસી વિ. ધાકુબાઈ વગેરે ઇ. લા. રી. ૫ મુંબઇ પ્ર. ૪૫૦.

## સગપણ.

૧. કોઈ સખ્સે તેની વહુ અને દીકરીને તજી દીધાં હોય તોતે વહુ તેની દીકરીનું સગપણ કરવા મુખ્તીયાર છે એવું ઠર્યુંછે. બાઈ રેળીયાત વિ. જેચંદ બીલાસીસ રીપોર્ટ પ્ર. ૪૩.

૨. ઉપર બતાવેલ પ્રસંગ સીવાય બીજે કોઈ પણ પ્રસંગે કન્યાની મા તેના બાપની મંજુરી વગર તેની દીકરીનું સગપણ કરી શકતી નથી. નંદલાલ વિ. તાપીદાસ ૧ બારોડેલ પ્ર. ૧૮.

૩. કોઇ વિભક્ત હિંદુ ગુજરી ગયા પછી તેની દીકરીનું સગપણ કરવા એ હિંદુના જુદા ભાઈ કરતાં તેની વહુ ( દીકરીની મા ) નો હક વધારે મજબુત છે. નામાસેવાયામપીલે વિ. એનામાઈ અમાંલ ૪ મ. હા. રી. પ્ર. ૩૩૯.

૪. કન્યાની ઓરમાન મા કરતાં કન્યાની વડવી ( માની મા ) તે કન્યાનું સગપણ કરવા વધારે હક ધરાવે છે. રામબંસી વિ. સુબકુંવરી ૭ વી. રી. પ્ર. ૩૨૧.

૫. હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે સગપણનો કરાર એવો બંધનકારક નથી કે તે કરાર પળાવી આપવા હુકમ થઈ શકે. ગણપત નારાયણસાંગના કામમાં ઇ. લા. રી. ૧ કલકતા પ્ર. ૭૪.

૬. સગપણ એ લગન કરવાનો કરાર છે જેથી તારી દીકરી અમુક જણને પરણાવી દે એવો હુકમ કોરટ કરી શકે નહીં એવી બાબતમાં સગપણ તોડવામાં આવે તો નુકશાનનોજ દાવો આસે. ઉમેદ કીકા વિ. નગીનદાસ નરોતમદાસ ૭ મુ. હા. રી. પ્ર. ૧૨૨ મોલવી વિ. મસામત લાડકુંવર ૫ અ. હા. રી. પ્ર. ૧૦૨.

૭. સગપણ કરતી વખતે ન પરણાવે તો અમુક રૂપિયા નુકસાનના આપવા એવો કરાર થયો હોયતો તે નુકસાનની રકમ લેવા

દાવો થઈ શકે. કેનાચેટી વિ. વીરાપાચેટી ૪ મ. હા. રી. પ્ર. ૩૨૫.

## સગીર ઉમરનાં છોકરાં.

૧. મુંબઈ હાઈકોરટે એકથી વધુ કેસોમાં ઠરાવ્યુંછે કે સોળ વર્ષ પુરાં થઈ જાયકે સગીર ઉમર દુર થાય છે. હરીમાધાજી જોસી વિ. વાસુદેવ મોરેસ્વર જોસી ૨ મુ. હા. રી. પ્ર. ૩૨૫ ગંગાધર રૂઘનાથ વિ. ચીમનાજી કેશવદામલે ૫ મુ. હા. રી. પ્ર. ૯૫ સીવજી વિ. દાતુ ૧૨ મુ. હા. રી. પ્ર. ૨૮૧ સીધેસ્વરં વિ. રામચંદ્ર ઇ. લા. રી. ૬ મુંબઇ પ્ર. ૪૬૩.

૨. કલકતા હાઇકોરટે ઠરાવ્યુંછે કે સોળમુ વર્ષ શરૂ થાય કે સગીર ઉમર દુર થાયછે. કાળીચરણ વિ. ભગવતી ૧૯ વી. રી. પ્ર. ૧૧૦ મથુર મોહન વિ. સુરેંદ્રો ઇ. લા. રી. ૧ કલકતા પ્ર. ૧૦૮.

૩. કલકતા હાઇકોરટે આગળ એવું ઠરાવ્યુંછે કે અઢાર વર્ષ થઇ જાય ત્યારેજ વારસો લેવા લાયક ઉમર થઈ સગીર ઉમર દુર થાયછે. અબદલહુસેન વિ. લતીફુનીસા વગેરે ૧૧ વી. રી. પ્ર. ૨૩૫ પરમેસ્વર ઓઝા વિ. મસામત ઉલબી વગેરે ૧૧ વી. રી. પ્ર. ૪૪૬.

૪. એજ કોરટે આગળ એક કેસમાં એવું પંણ ઠરાવ્યુંછે કે સરકાર સાથે સંબંધ ન રાખતી હોય તેવી મિલકતનો વારસો લેવાતો પંદર વર્ષની ઉમર હોયતો તે સગીર ઉમર નથી દીઓબોસાઈદાસી વિ. જગેસ્વર હાતી ૧ વી. રી. પ્ર. ૭૫.

૫. સગીર ઉમર ચાલુ હોય ત્યાં સુધી સગીરનો કબજો રાખવા બાપનો સ્વતંત્ર હક છે. હેમનાથબોસના કામમાં ૧ હાઇડ રીપોર્ટ પ્ર. ૧૧૧.

૬. દિવાની કાયદાની કલમ ૫૨૫ પ્રમાણે કોરટ બાહાર આપેલા લવાદનો નીવેડો કોરટમાં દાખલ કરી હુકમનામું કરી આપવા માંગણી કરવામાં આવે તે સને ૧૮૬૪ના આક્ટ ૨૦ ની કલમ ૨ પ્રમાણે ફરીયાદની વ્યાખ્યામાં આવેછે માટે તે નીવેડામાં સગીર ઉમરના છોકરાનું હીત હોય તોતે સગીર ઉમરનાં છોકરાના વહીવટ કરનારને તે અરજમાં સામીલ કરવો જોઇએ. વાસુદેવ વિષ્ણુ વિ. નારાયણ જગન્નાથ ૯ મુ. હા. રી. પ્ર. ૨૮૦.

૭. સગીર ઉમરના છોકરાનો વહીવટ કરવાનું સરટીફીકેટ લેવા તેની મા નાખુસી હોયતો પરાણે તેને એવું સરટીફીકેટ આપવું નહીં જોઇએ. બાબાજી પુસાજી વિ. મારતી ૧૧ મુ. હા. રી. પ્ર. ૧૮૨.

૮. સગીર ઉમરનાં છોકરાંના સંરક્ષણ માટે મુંબઈના સને ૧૮૬૪ નો આકટ ૨૦ મો છે તેને છોકરાં ઈંગ્રેજી હદમાં રેહેતાં ન હોય તેને લાગુ પડતો નથી—મગનભાઈ પુરસોતમદાસ વિ. વાંઢીબા નારાયણ ૭ મું. હા. રી. પ્ર. ૭.

૯. દિવાની કાયદો થવાથી સગીર ઉમરનાં છાકરાના સંરક્ષણ માટે મુંબઇનો સને ૧૮૬૪ નો આકટ ૨૦ મો છે તે રદ બાતલ થતો નથી—મોરલીધર વિ. સુપદા. ઈ. લા. રી. ૩ મુંબઈ પ્ર. ૧૪૯

૧૦. સગીર ઉમરનાં છોકરાંના સંરક્ષણ માટે સને ૧૮૬૪ નો આકટ ૨૦ મો છે તે અમલમાં આવ્યા પછી સગીર ઉમરના બાળના કુદરતી વાલીપણ વહીવટનું સરટીફીકેટ મેળવ્યા વગર અથવા કોરટની રજા વગર એ બાળકની કાંઈ પણ મિલકત કાંઈ પણ કારણસર કોઇને આપી દઈ શકતાં નથી—બાઈ કેસર વિ. બાઈ ગંગા ૮ મું. હા. રી. પ્ર. ૩૧.

૧૧. સગીર ઉમરના બાળકની મિલકતનો વહીવટ કરનાર નીમાય ત્યાં સુધી એ સગીર ઉમરના બાળક પાસે કોઈ કાંઈ કરજ માગતા હોય તેણે તે વહીવટ કરનાર નીમાય ત્યાં સુધી પોતાના નાણાં વસુલ લેવાની ફરિયાદ કરવા રોકાઈ રેહેવું એવું કાંઈ નથી મોતીરામ રૂપચંદના કામમાં ૧૧ મું. હા. રી. પ્ર. ૨૧.

૧૨. પોતાના સગીર ઉમરના દીકરાને કાંઈ મિલકત મળે લેવું હોય તે બાબતના દાવામાં વહીવટ કરનાર તરફેનું સરટીફીકેટ મેળવ્યા વગર બાપ ફરિયાદ કરી શકે નહીં—સીતારામ ભટ વિ. સીતારામ ગણેસ. ૬ મું. હા. રી. પ્ર. ૨૫૦.

૧૩. બાળક સગીર ઉમરનાં હોય ત્યારે કાંઈ કરાર કરે તે રદ નથી પણ રદ થવા લાયક છે તેઓ ઉમરે પોહોચે ત્યારે ખુલી રીતે અથવા ગરભીત રીતે કરાર મંજુર રદ ન કરે તો પછી એ કરાર તેમણે મંજુર રાખ્યો એવો અર્થ થાયછે—દુરગાચરણ સાહુ વિ.

બીજા પાસે કરાવી તે વતનની હક સ્રી લઈ શકે છે. મુંબઇની સરકાર વિ. દામોદર પરમાણુંદદાસ ૫ મું. હા. રી. પ્ર. ૨૦૨ બાઇ જેઠી વિ. હરીભાઇ મુંબઈ હાઈકોરટ સ્પેશીયલ અપીલ નંબર ૩૦૪ સને ૧૮૭૧ સાઇ કોમના રૂપાવર વિ. શ્રીનીવાસરાવ પંડીત મુંબઈ હાઇકોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઇલ સને ૧૮૮૧ પ્ર. ૨૭૦.

૩. મજમુદારી વતનનો વારસો પણ સ્ત્રી લઇ શકે છે. બાઇ સુરજ વિ. મુંબઇની સરકાર ૮ મું. હા. રી. પ્ર. ૮૩.

૪. વંશ પરંપરાનું ગોરપદું સ્ત્રીને મળવાનું ના મંજુર કરવામાં આવ્યું છે. જે દેવસરમા વિ. હરોપતીસરમા ૧૬ વી. રી. પ્ર. ૨૬૨.

૫. પણ મુંબઈ હાઇકોરટે ઠરાવ્યું છેકે પુરૂષ વંશજ ન હોયતો વંશ પરમપરાનું ગોરપદું સ્ત્રીને મળે છે. સીતારામ ભટ. વિ. સીતારામ ગણેશ. ૬ મું. હા. રી. પ્ર. ૨૫૦.

૬. હિંદુ સ્ત્રી તેના ધણીની સાથે મળીને અથવા એકલી ફરીયાદ કરવા હક ધરાવે છે. ભૈરવચંદરદાસ વગેરે વિ. માધવચંદર પારો માનીક હાઈડ રીપોર્ટ. પ્ર. ૨૮૧.

## સ્ત્રી અને પુરૂષ.

૧. પોતાનો ધણી બીજી બાઈડી કરીઆવી પોતાની સાથે રાખે તેથી તેની આગલી બાઇડી તેના ધણીનું ઘર છોડી ચાલી જાય એ હિંદુ લોકોની રીત અને લાગણી પ્રમાણે યોગ્ય નથી એટલે કે મારો ધણી બીજી બાઇડી કરીઆવ્યો માટે મારે તેની સ્ત્રી તરીકે રેહેવું નથી એવું તે સ્ત્રી કહી શકે નહીં. રામૈયા વિ. બાચી. ૧ મું. હા. રી. પ્ર. ૯૬.

૨. કોઇ સખ્સ પોતાની સ્ત્રીને કબજે લેવા દાવો કરે ત્યારે તેનો ધણી પતના માહા રોગથી અથવા ચાંદીના માહા રોગથી પીડીત છે એવો બચાવ કરી તેની સ્ત્રી તેને કબજે થવા ના પાડવાનો હક ધરાવે છે. બાઇ પ્રેમકુંવર વિ. ભીખા કલ્યાણજી ૫ મું. હા. રી. પ્ર. ૨૦૦.

૩. કોઇ પુરૂષ તેની સ્ત્રીને કબજે લેવા દાવો કરે ત્યારે તેની સ્ત્રી એવો બચાવ લાવી શકે છેકે. મારી ઉપર જુલમ ગુજારી હું ભુખે મરૂં તેવો ખોરાક આપે છે. અથવા મારી જાત જોખમમાં આવે એવી ચાલ ચલાવે છે. અથવા તેમ તે કરે એવો ખરેખરો

મને શક છે. ધણી આવું કરેતો કાયદા પ્રમાણે તે ઘાતકીપણું કેહેવાય. હું સારી સાંભતી નથી એવો શક મારો ધણી મારી ઉપર રાખે છે. એવું તે સ્ત્રી કહેતો કાયદા પ્રમાણે તે ઘાતકીપણું નથી. યમનાંબાઈ વિ. નારાયણ મોરેસ્વર ઈ. લા. રી. ૧ મુંબઇ પ્ર. ૧૬૪.

૪. પોતાની સ્ત્રીને સ્વાધીન લેવા કોઇ પુરૂષ ફરીયાદ કરે તેમાં કોરટને એવું જણાય કે સ્ત્રી મજકુરને સ્વાધીન આપવાથી તેની જાત જોખમમાં આવી પડશેતો કોરટ સ્વાધીન ન આપેતો કાંઇ ખોટું નથી. ઉકા ભગવાન વિ. બાઇ હેત મુંબઇ હાઇકોરટના જુદા છપાએલ ફેંશલાની ફાઇલ સને ૧૮૮૨ પ્ર. ૩૨૨.

૫. ઉપર બતાવ્યા પ્રમાણે પુરૂષ સ્ત્રી ઉપર ઘાતકીપણું ગુજારતો હોય તોપણ તેની સાથે તેને ઘેર નહીંતો બીજે ઘેર તે સ્ત્રી જઇને પોતાના ધણી સાથે તેની સ્ત્રી તરીકે વરતે અને તેથી છોકરૂં રહેતો પછી સ્ત્રીએ પુરૂષનું ઘાતકીપણું મંજુરાયું એવું ઠરાવી પુરૂષ સ્વાધીન લેવા દાવો કરેતો મંજુર રાખવો જોઇએ. જોગેનદ્રોન નદીની દાસી વિ. હરીદાસ ઘોસ. ઇ. લા. રી. ૫ કલકતા પ્ર. ૫૦૦.

૬. મારાં ઘરેણાં મારા ધણીએ લઇ લીધાં છે. એવું કહી તે સ્ત્રી તેના પુરૂષને સ્વાધીન થવા ના પાડી શકે નહીં. જીબુધોન બાંગા વિ. મસામત સંધુ ૧૭ વી. રી. પ્ર. ૫૨૨.

૭. જે પુરૂષ વટલીને ક્રીશ્ચન થઇ ગયો હોય તે પોતાની હિંદુ સ્ત્રીને કબજે લેવા દાવો કરવા કાંઇ હક ધરાવતો નથી. મુચ્ચુ વિ. અરજણસાહુ ૫ વી. રી. પ્ર. ૨૩૫.

૮. હિંદુધર્મ શાસ્ત્ર પ્રમાણે તેના ધણી સાથે સ્ત્રી મિલકતની સહ માલીક છે. તેથી તેનો ધણી તેના ભરણપોષણની કાંઇ ગોઠવણ કર્યા વગર પોતાની મિલકતની કાંઇ વ્યવસ્થા કરી શકે નહીં. જમનાં વિ. મુચલસાહ ઇ. લા. રી. ૨ અલાહબાદ પ્ર. ૩૧૫.

૯. સ્ત્રી પુરૂષ ભેગાં રહેતાં હોયતો સ્ત્રી જરૂરી પદાર્થ ખરીદે તે પુરૂષની વતી ખરીદે છે એવો અર્થ થાય છે. તેથી સ્ત્રીની એ ખરીદી માટે પુરૂષ જવાબદાર છે. વીરાસ્વામીચેતી વિ. અપાસ્વામીચેતી ૧ મ. હા. રી. પ્ર. ૩૭૫.

૧૦. સ્ત્રીએ તેના ધણી સાથે રહી કાંઇ કરાર કરી કરજ કર્યું હોયતો તેના સ્ત્રીધન સુધી તે કરજ માટે તે સ્ત્રી જવાબદાર છે. તેની જાત ઉપર એ બાબત કાંઇ થાય નહીં નરોતમ વિ. નાનકા વગેરે ઇ. લા. રી. ૬ મુંબઇ પ્ર. ૪૭૩ ગોવીંદ ભીમજી વિ. લખમીદાસ પથુભાઇ ઇ. લા. રી. ૪ મુંબઇ પ્રે. ૩૧૮.

૧૧. આ જવાબદારી સ્ત્રી બીજું લગન કરે તોપણ જતી નથી. ન્યાલચંદ વિ. બાઇ સીવ. ઇ. લા. રી. ૬ મુંબઇ પ્ર. ૪૭૦.

૧૨. મારવાડી ન્નાતની કોઇ સ્ત્રી ફરી લગન કરેતો આગળના ધણીની મિલકતની તે વારસ થતી નથી. મુરગાઇ વિ. વિરાન કાલી ઇ. લા. રી. ૧ મદ્રાસ પ્ર. ૨૨૯.

૧૩. સ્ત્રી વગર કારણે તેના પુરૂષથી જુદી રહેતી હોયતો તેણે કરેલ કરજ માટે તે એકલી જવાબદાર છે. નથુભાઇ ભાઇલાલ વિ. ઝવેર રાયજી. ઇ. લા. રી. ૧ મુંબઇ પ્ર. ૧૨૧.

૧૪. લગન હક કાયમ હોય તે દરમીયાન સ્ત્રી જે કાંઇ મેળવે તે તેના પુરૂષની મિલકત છે એ ન્યાય સુત્ર ને હિંદુધર્મશાસ્ત્રે માન્ય રાખ્યું છે. રામસ્વામી વગેરે વિ. વીરાસ્વામી વગેરે ૩ મ. હા. રી. પ્ર. ૨૭૨.

૧૫. બંગાળા શાળા પ્રમાણે સ્ત્રીની પુત્રીક ગુજરી જાયતો લગન વખતે તેના બાપે તેને જે મિલકત આપી હોય તે તેના ધણીને જાય છે. બીસ્તોપ્રસાદ બુરંત વિ. રાધાસુંદરનાથ ૧૬ વી. રી. પ્ર. ૧૧૫.

૧૬. લગન પેહેલાંની સ્ત્રીની એવી મિલકતનો વારસ પણ સ્ત્રીનો પુરૂષ થાય છે. એવું ઠર્યું છે. જદુનાથ સીરકાર વિ. બસંતકુમારરાય ચૌધરી ૧૬ વી. રી. પ્ર. ૧૦૫.

## સ્ત્રીધન

૧ મા, બાપ અને ભાઇના તરફથી સ્ત્રીને જે મિલકત મળે તે તેનું સ્ત્રીધન છે. જમીયતરામ વિ. બાઇ જમના ૨ મુ.હા.રી.પ્ર.૧૧ નારાસાપા લીંગાપા વિ. સખારામકસ્ન ૬ મુ. હા. રી. પ્ર. ૨૧૫.

૨. લગન થયા પછી ધણીએ સ્ત્રીને પ્યારથી જે ઘરેણાંની બક્ષીસ કરી હોય તે તેનું સ્ત્રીધન છે. એ ઘરેણાં હંમેસ સ્ત્રી પેહેરેતોજ સ્ત્રીધન કહેવાય એવું કાંઇ નથી કાંઇ પણ સરત વગર એ ઘરેણાં

આપ્યાં હોયતો પછી એ ઘરેણાં સ્ત્રીનું સ્ત્રીધન છે. એ ઘરેણાં સ્ત્રીધન ગણાવવા માટે એવાં હોવાં જોઈએ કે સ્ત્રીના દરજા પ્રમાણે તે પેહેરવા જેવાં હોય લગન વગેરે અસાધારણ પ્રસંગે પેહેરવા માટેજ જે ઘરેણાં ખરીદ કરવા લાયકનાં હોય તે સ્ત્રીધન નથી. મસાંમત રાધા વિ. વિસેસ્વરદાસ. ૬ અ. હા. રી. પ્ર. ૨૭૯.

૩. દીકરે તેની માના નીરવાહ સારૂ જે નાણું આપ્યું હોય તે એ માનું સ્ત્રીધન છે. મસામત દુરગાકુંવર વિ. મસામત તીજાકુંવર ૫ વી. રી. પ્ર. ૫૩.

૪. મુંબઈ ઇલાકામાં બેનને તેના ભાઇની મિલકતનો વારસો મળ્યો હોય તે તેનું સ્ત્રીધન છે. ભાસ્કર ત્રીંબક આચાર વિ. માહાદેવ રામજી ૬ મુ. હા. રી. પ્ર. ૧

૫. બંગાળા શાળા પ્રમાણે દીકરી પરણ્યા અવલ તેના બાપે તેને જે મિલકત આપી હોય તે તેનું સ્ત્રીધન છે. જદુનાથ સીરકાર વિ. બસંતકુમારરામ ચોધરી ૧૧ બેં. લા. રી. પ્ર. ૨૮૬.

૬. સ્ત્રીધનમાંથી સ્ત્રીએ કાંઇ સ્થાવર મિલકત ખરીદ કરી હોય તો તે પણ સ્ત્રીધન છે. મહીમાચંદરરાય વિ. દુરગામણી ૨૩ વી. રી. પ્ર. ૧૮૪ રાવ વેનકટા માહાપતી વિ. મહીપતી યાસુરી ઇ. લા. રી. ૩ મદ્રાસ પ્ર. ૨૮૧.

૭. સ્ત્રીધનની વ્યવસ્થા સ્ત્રી તેની મરજીમાં આવે તેમ કરી શકે છે. રામારાવ વિ. સુરીયારાઓ ઇ. લા. રી. ૧ મદ્રાસ પ્ર. ૨૮૧ માધવારાયા વિ. તીરયાસ્વામી ઇ. લા. રી. ૧ મદ્રાસ પ્ર. ૩૦૭ દોઈ. વિ. દુપુ પીબાઈ ૧. મ. હા. રી. પ્ર. ૮૫ બીહાસી વિ. જાુગો ઇ. લા. રી. ૪ કલકતા પ્ર. ૧.

૮. સ્ત્રીધનમાંથી લીધેલી મિલકતની ધણીની હયાતીમાં તે સ્ત્રી તેની મરજીમાં આવે તેમ વ્યવસ્થા કરી શકેછે. લછમનચંદર ગીરગુસેન વિ. કાળીચરણસીંગ ૧૯ વી. રી. પ્ર. ૨૯૨.

૯. વિધવા સ્ત્રીને તેના ધણીની મિલકત વારસામાં મળે છે અથવા માને તેના દીકરાની વારસ તરીકે જે મિલકત મળેછે તે તેમનું સ્ત્રીધન નથી. ભગવાનદીન દુબે વિ. મીનાબાઈ ૯ વી. રી.

પ્ર. ૨૩ પંચાનંદ ઓઝાબ વિલાસસેન મીસર ૩ વી. રી. પ્ર. ૧૪૦ ચૈનગામાલાયામાલ વિ. વાલાનંદરામુલલી ૩ મ. હા. રી. પ્ર. ૩૧૩.

૧૦. મરનારની દાદીને જે સ્થાવર મિલકત વારસામાં મળી હોય તે તેનું સ્રીધન નથી માટે તે દાદી ગુજરે ત્યારે તે દાદીના વારસો નહીં પણ મરનારના વારસો તે લેવા હકદાર છે. ગુબરસીંગ વિ. રણજીતસીંગ ૪. બા. રી. ૧ અલાહબાદ પ્ર. ૬૬૧.

૧૧. સ્રીધનનો વારસો લેવા હકદાર હોય તે સ્રી વ્યભીચારી હોયતો તેથી વારસો લેવા તેને પ્રતીબંધ આવતો નથી. મસામત ગંગાજતી વિ. ધાસીતા ૪. બા. રી. ૧ અલાહબાદ પ્ર. ૪૬.

૧૨. સ્રી પરણ્યા પછી તેના સસરાની બેનના દીકરાએ તે સ્રીને જે આપ્યું હોય તેના વારસ તેના માબાપ અને બાઈ છે. ધણી એવા સ્રીધનનો વારસ થઈ શકતો નથી. હરીમોહનશાહ વિ. સોનાતનશાહ ૪. બા. રી. ૧ કલકતા પ્ર. ૨૦૫.

૧૩. સ્રીને તેના લગન અગાઉ અથવા પછી તેના બાપે જે બક્ષીસ આપી હોય તે સ્રીધન છે સ્રી ગુજર્યા પછી તેનો વારસો તેના માબાપને નહીં પણ છોકરાંને મળેછે છોકરાં ન હોયતો ધણીને મળે છે. બીસ્તુપ્રસાદ વિ. રાધાસુંદરનાથ ૧૬ વી. રી. પ્ર. ૧૧૫.

૧૪. કોઈ વિધવા સ્રી મુંગી હોય તેથી સ્રીધનનો વારસો લેવાને અપાત્ર નથી. વલભરામ સીવનારાયણ વિ. બાઈ હરીગંગા ૪ મુ. હા. રી. પ્ર. ૧૩૫.

૧૫. કોઈ સ્રી તેના ધણીના કબજામાંથી તેની રજા વગર તેનું ઘરેણું અથવા સ્રીધન ચોરી લઈ જાયતો તેણે ચોરી કરી ગણાય નહીં. રાણી વિ. નાથા કલ્યાણ ૮ મુ. હા. રી. પ્ર. ૧૧.

૧૬. મુંબઈ ઇલાકામાં કોઈ પરણેલી દીકરીને તેના બાપ તરફથી વારસામાં જે મિલકત મળી હોય તે ખરી રીતે જોતાં તેનું સ્રીધન નથી પણ દીકરી ગુજરે ત્યારે તે મિલકતનો વારસો દીકરીના વારસોને પોહોચે છે દીકરીના બાપના વારસોને પોહોચતો નથી. નવલરામ આતમારામ વિ. નંદકિસોર સીવનારાયણ ૧ મુ. હા. રી. પ્ર. ૨૦૯ ગંગારામ વિ. બલીયા મુંબઈ હાઈકોરટના જુદા ફેંસલાની છપાએલ કાપીઓ પ્ર. સ. ૧૦૬૩.

૧૭. સ્ત્રીના અંગ ઉપરનાં ઘરેણાં એ તેના સ્ત્રીધનનો ભાગ છે તેથી તેના ધણી ઉપરના હુકમનામાની બજાવણીમાં તે જપ્ત થઈ શકાય નહીં ઘણું જરૂરને પ્રસંગે ધણી એ ઘરેણાં લઈ શકે છે પણ તેનો એ હક તેની જાત સાથે સંબંધ રાખે છે. તુકારામ રામચંદ્ર વિ. ગુનાજી માલોજી ૮ મુ. હા. રી. પ્ર. ૧૨૯.

૧૮. મરનારની એક વહુએ દત્ત લીધેલો દીકરો તેની બીજી વહુના સ્ત્રીધનનો વારસ થઈ શકે છે. તીનકોરીચેતરજી વિ. દીનોનાથ બેનરજી ૩ વી. રી. પ્ર. ૪૯

૧૯. કાંઈ યોગ્ય કારણ વગર કોઈ સ્ત્રી તેના ધણીથી જુદી રહી હોય તો તેની ખોરાકી વગેરેનો ખર્ચ તેના સ્ત્રીધનથી તેણે પુરો કરવો જોઈએ ધણી તે માટે જવાબદાર નથી નથુભાઈ ભાઈલાલ વિ. ઝવેર રાયજી ૪ બા. રી. ૧ મુંબઈ પ્ર. ૧૨૧.

૨૦. સૌદાક સ્ત્રીધન જે સ્ત્રીના ધણીએ આપ્યું હોય તેનો વારસો સ્ત્રીના ધણીના વારસો નહીં પણ સ્ત્રીના પોતાના વારસોને પોહોચે છે. કાસીચંદરરાય ચોધરી વિ. ગૌરકીસોરગુહ વગેરે ૧૦ વી. રી. પ્ર. ૧૩૯.

૨૧. સ્ત્રીધનનો વારસો મળી ગયા પછી તે હમેશ સ્ત્રીધનજ રહેતું નથી પછીતો તે સાધારણ મિલકત માફક વારસો મળવા જેવી મિલકત ગણાય છે. શ્રીનાથગંગોપીદીયા વિ. સારબામાં ગાલાદેવી ૨ બેં. લા. રી. પ્ર. ૧૪૪ ભુબનમોહન બેનરજી વિ. મદનમોહન શીંગ તારીખ ૨૯ મી જુન સને ૧૮૭૭ કલકતા હાઈકોર્ટ

## સન્યાસી.

૧. સન્યાસીઓનો જે મીલકત ધરમાદા તરીકે આપવામાં આવે છે, તે મીલકતના તેઓ જીવે ત્યાં સુધીજ માલીક છે તેથી પોતાની મેળે કાંઇ કૃત્ય (કરીને એ ધરમાદા મીલકતનો વારસાનો ક્રમ બદલી શકે નહી. એવી મીલકત સન્યાસી માટેજ છે. મહંતર. મનદાસ. વિ. મહંમઅસબુલદાસ ૧ વી. રી. પ્ર. ૧૬૦.

## સાસુ.

૧. મરનાર સાસુના ધણીના ભત્રીજા કરતાં તે સાસુના દીક-

રાની વહુ સાસુનો વારસો લેવા હક ધરાવે છે. વીઠલદાસ માણક દાસ. વિ. જમુનાબાઇ ઇ. લા. રી. ૪ મુંબઇ પ્ર. ૨૧૯.

૨. મદ્રાસ હાઇકોરટે તો ઠરાવ્યું છે કે સાસુનો વારસો લેવા વહુનો હક નથી. બદામસેટ વિ. બદામ મિલાહોલકસી ૪ મ. હા. રી. પ્ર. ૧૮૦.

સંતાન.

૧. સંતાન એટલે એકલા પુરૂષ નહી પણ સ્ત્રી વંસજનો પણ તેમાં સમાવેશ થાય છે. ક્રીસ્તો કિસોર ભટાચારજી વગેરે વિ. સીતામની ભટાચારજી વિગેરે ૭ વી. રી. પ્ર. ૩૨૦.



# છપાઈ બહાર પડી છે.

નવા ક્રીમીનલ પ્રોસીજરકોડ સને ૧૮૮૨ ના આક્ટ ૧૦ મા ઉપર હાઇકોર્ટોના ૧૧૩૬ ફેસલા, સરક્યુલર વીગેરે સાથેનું ૬૦૦ પૃષ્ટનું પુસ્તક હાલમાંજ બહાર પાડ્યું છે એ વીષે વર્તમાન પત્રોના મત પડ્યા છે તે જોવાથી તેનું ઉપયોગીપણું સહેજ જણાય તેવું છે. જોઇએ તેણે નીચે લખેલ ઠેકાણે રૂ ૬–૬–૦ નો મનીઓર્ડર મોકલી મંગાવી લેવાની ગોઠવણ કરવી. વર્તમાનપત્રોના મતનો જથ્થો નીચે ઉતારેવામાં આવ્યો છે.

તા० ૧ લી જાનેવારી સને ૧૮૮૪ }
વળા—કાઠીયાવાડ. } ત્રીકમરાય ઉદેશંકર.

ગુજરાત મીત્ર. તા. ૨૨ જુલાઈ સને ૧૮૮૩.

ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો સને ૧૮૮૨ નો આક્ટ ૧૦ મો (ક્રીમીનલ પ્રોસીજરકોડ) એ કાયદો પ્રથમ સને ૧૮૬૧ માં થયો હતો. તે રદ થઇને બીજો સુધારીને સને ૧૮૭૨ માં થયો હતો. અને તેજ પાછો સુધારીને ત્રીજીવાર સને ૧૮૮૨ માં નવો કરવામાં આવ્યો. એ મુજબ દર દશ દસ વરસે એ કાયદો બદલાઈને હાલમાં તે અમલમાં આવેલો છે એમાં મોટામાં મોટી બાબતના જે ફેરફાર થયોછે તે એ જે અપીલકોરટમાં સજા વધારવામાં આવતી તે બંધ કરવામાં આવોછે. આવા જરૂરનાં અને કીમતી ફેરફાર સાથેનો આ નવો કાયદો ટીકા અને ઇન્ડેક્સ સાથે રા. રા. ત્રીકમરાય ઉદેશંકરે વળા સ્વસ્થાનના ડેપ્યુટી ન્યાયાધીશ અને કાઠીયાવાડના એજન્સી વકીલ છે. જેણે કે સને ૧૮૭૭ માં દીવાની કામ ચલાવવાની રીતના કાયદાનું પુસ્તક ટીકા સહીત છપાવી પ્રસીદ્ધ કરેલુંછે અને જેણે સને ૧૮૮૧ માં ફોજદારી કાયદાનું પુસ્તક ટીકા સાથે બાહાર પાડ્યું હતું તેજ સખસ આ પુસ્તક પણ ટીકા સહીત પ્રગટ કરનારછે. એ પુસ્તક દરેક વકીલને ઉપયોગી છે. એના કીમત રૂ ૬) છે. એમાં પણ જે જે કલમને લગતાં હાઇકોરટોના ચુકાદા મળી આવ્યા છે. તે દાખલા તરીકે ટાંક્યા છે. એથી વકી-

લોને ઘણુંજ સહેલ પડે એમછે. જો એવા દાખલા ન ટાંક્યા હોયતો તે ગમે ત્યાંથી પેદા કરવા પડે અગર તે કોરટોના રીપોર્ટોના પુસ્તકો પોતાની પાસે હોય તોપણ તેમાંથી વાંચીને શોધી કહાડવા પડે. પરંતુ આ પુસ્તકો તો તુરતજ વકીલના મોં આગળ તે દાખલા ધરે છે. માટે એ પુસ્તક કાઇને પણ બહુ ઉપયોગી છે.

ગુજરાતી. તા. ૨૯ જુલાઇ સને ૧૮૮૩.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ટીકા સાથેનો એક ઉત્તમ પ્રતીનો ન્યાયગ્રંથ અમને મળ્યોછે ને તેને માટે તેના કર્તા ત્રીકમરાય ઉદેશંકર વળાના ડેપ્યુટી ન્યાયાધીશના આભારી છીયે. આવાં પુસ્તકો ગુજરાતી ભાષામાં રચવાનો પ્રયત્ન મુંબઈ હાઇકોરટના મરહુમ વકીલ ગીરધરલાલ દયાળદાસ કોઠારીએ અગાઉ કરેલો "પ્રમાણ શાસ્ત્ર" તથા "હિંદુ ધર્મશાસ્ત્રનું ડાઇજેસ્ટ" એ સીવાય વળી સને ૧૮૬૧ ના ક્રીમીનલ પ્રોસીજરકોડ (ફોજદારી) નું કામ ચલાવવાની રીતના કાયદા ઉપરની ટીકાનું તેમનું પુસ્તક જાણીતું છે. તે પછી આખા ગુજરાતમાં એવું કામ માથે લેનાર રા. ત્રીકમરાય વગર બીજુ કોઈ પણ નથી. આ સુદ્ધાં ઈંડીયા સરકારના ત્રણ મોટા કઠણ અને ઘણા અગત્યના આક્ટો ઉપર તેમની ટીકા પ્રસીદ્ધ થઈ ચુકી છે. સને ૧૮૭૭ ના આક્ટ ૧૦ (દીવાની કામ ચલાવવાની રીતના કાયદા) ઉપરના અને મુખ્યત્વે કરીને હીંદુસ્થાનના ફોજદારી કાયદા ઉપરના તેમની ટીકા વીષે વર્તમાનપત્રોમાં સારી પ્રસંશા થઇછે. અને જે પુસ્તકની નોંધ આ ઠેકાણે કરીયે છીએ તે તેવીજ પ્રસંશાને પાત્રછે. એમાં જરાપણ સંશય નથી ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના ૨૬ થયેલા સને ૧૮૭૨ ના આક્ટ ૧૦ કરતાં હાલના આક્ટનો વીસ્તાર વધ્યોછે. એટલુંજ નહી પણ તે વધારે ગુંચવણ ભરેલો અને કઠણ પણ થયેલો છે. તે વાત ધ્યાનમાં લેતાં રા. ત્રીકમરાયને એક કાયદા ઉપર ટીકા લખતાં કેટલી મેહેનત પડી હશે. તેનો સેહેજ ખ્યાલ થશે. અંગ્રેજીમાં આવા ગ્રંથો લાંબી મુદતથી રચાતા આવ્યાછે. અને તે રચવામાં અંગ્રેજી ટીકાકારો અમુક સ્થાપીત થયેલા નીયમોને અનુસરીને ચાલેછે. જે

કાયદા ઉપર રા. ત્રીકમરાયે ટીકા લખીછે તે અસલ અંગ્રેજીમાં ઘડાયલો છે. એટલુંજ નહી પણ તેના મુળ ધોરી નીયમો અંગ્રેજી ન્યાય પદ્ધતીમાંથી લીધેલા છે. તેથી સદરહુ ટીકાની રચના અંગ્રેજી ટીકાકારોના ઉપર સુઝવેલા નીયમોને અનુસરતી હોવી જોઈએ. અમને કહેવાને ઘણો સંતોષ ઉપજે છે કે રા. ત્રીકમરાયે પોતાની ટીકા લખવામાં એ નીયમો સંપૂર્ણ રીતે પાળ્યા છે. પ્રથમ ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા ઉપર હીંદુસ્થાનની જુદી જુદી હાઈકોરટોએ આજ લગણ જે જે ફૈસલાઓ કર્યાછે તે સર્વે આ ટીકામાં યોગ્ય ઠેકાણે ટાંકવામાં આવ્યાછે. અને તેમની સંખ્યા ૧૧૩૯ સુધી પહોંચેલી છે. એમ પુસ્તકના આરંભમાં આપેલા લીસ્ટ ઉપરથી માલમ પડેછે. તે સીવાય વળી જુના અને નવા આકટના ઠરાવો સરખાવીને તેમાં પડેલા ભેદ વીષે પણ જોઈએ તેવા ખુલાસા કરવામાં આવ્યાછે. એટલુંજ નહી પણ કઠણ કલમોના ભાવાર્થની સમજણ અને તદન નવી દાખલ કરેલી કલમોની ઉત્પતી વીષે જોઈતી ખબર પણ તેમાં આપેલી છે. વળી અસાધારણ અને અગત્યના-વીગેરેના અર્થ સમજાવવા માટે અંગ્રેજી ટીકાકારોના ગ્રંથોમાંથી યોગ્ય અને કીમતી સીદ્ધાંતોના ઉતારા કર્યા છે અને તે સઘળું સ્પષ્ટ અને સરળભાષા દ્વારે સાધારણ બુદ્ધીવાળા વાંચનારને બરાબર સમજ પડે એમ કરવામાં આ ગ્રંથ કર્તાએ જરા પણ કસર રાખી નથી જાતીશ્રમ બચને બુદ્ધિશ્રમ તરફ જોતાં આ ગ્રંથના રૂ ૬ વીશેષ નથી. ને એ ગ્રંથ અંગ્રેજી ભાષાથી અજાણ્યા વકીલ તથા દેશી રાજ્યના અધીકારીઓને બહુ ઉપયોગી છે.

જ્ઞાનવર્ધક. આગષ્ટ ૧૮૮૩.

**ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો.**

મી. ત્રીકમરાય હરશંકરે, આ કાયદાને લગતું ત્રીજું ઉપયોગી પુસ્તક ટીકા સહીત પ્રગટ કરવામાં ખરેજ ગુજરાતી વાંચનારની પ્રજાની એક ઉપયોગી ખોટ પુરી પાડીછે. એમ કહેવામાં કાંઈ સહેરાબાત નહીં કહેવાશે. આજના સુધરેલા જમાનામાં દરેક રાહ રીતીઓ તથા કાયદાઓ જેમ જેમ વખત જતો જાય છે, તેમ તેમ

સુધરતા જાય છે. એ નીયમને અનુસરીને નામદાર સરકાર પણ પોતાના કાયદાઓમાં વખતના ફેરફાર સાથે સુધારો વધારો કરતી જાય છે. સને ૧૮૬૧ માં પહેલો "ક્રીમીનલ પ્રો. કોડ" થયો હતો, તે રદ કરીને સને ૧૮૭૨ માં બીજો નવો કોડ કરવામાં આવ્યો હતો. પણ દસ વર્ષમાં તેમાં ફેરફાર કરવાની જરૂર જણાયાથી સને ૧૮૮૨ માં એક નવો ફોજદારી કાયદો ૧૮૮૨ ના ૧૦ આક્ટ તરીકે આસુ ૧૮૮૩ ના જાનેવારી માસથી અમલમાં આવ્યો છે. આગલા ૧૮૭૨ ના ધારામાંથી કેટલુંક ઓછું કરવામાં આવ્યું છે. તેમ કેટલુંક વધારવામાં આવ્યુંછે. જો હાલમાં હીંદુસ્થાન, તથા ઈંગ્લાંડમાં ખાલી ગભરાટ કરાવી મુકનાર અંગ્રેજોનું અકારૂં. "ઇલબર્ટનું બીલ" પસાર થયું તો આ ૧૮૮૨ નો ૧૦ મો આક્ટ તુરત, વેલા, સંપૂર્ણ હાલતમાં આવેલો ગણાશે.

વળી આ આક્ટમાં એક મોટો સુધારો એ થયોછે કે હાઇકોર્ટ શીવાય બીજી કોઈ પણ અપીલકોર્ટ પોતા પાસે આવતી અપીલોમાં થયેલી સજા વધારી શકશે નહીં.

આવા હીંદુસ્થાનના મોટા ધારા ઉપર ટીકા કરવી, એ સાધારણ કામ નથી અને અમો જોઇએ ખુશી છીએ કે, મી. ત્રીકમ રાયે ઉઠાવી લીધેલાં કામને તેઓએ બનતી મહેનત લઈ ઇનસાફ આપ્યો છે. આ મોટા પુસ્તકપર મી. ત્રીકમરાયને અથાગ મહેનત તથા પુષ્કળ વખત રોકવો પડ્યો હશે. કેમકે આખા ફોજદારી કાયદાની ૫૫૮ કલમો ઉપર ટીકા કરવાને માટે મોટા અભ્યાસ તથા પુષ્કળ વાંચનની સ્વભાવીક રીતે જરૂર પડવી જોઇયે. આ આખા આક્ટને ૯ ભાગ તથા ૪૬ બાબમાં વેહેચી નાંખવામાં આવ્યોછે, દરેક ભાગના મથાળા હેઠળ અનુક્રમે બાબો ગોઠવવામાં આવ્યા છે. વળી આજ સુધી હાઇકોર્ટના ચુકેલા ફેસલાઓનાં ૧૧૩૬ દાખલાઓ નામ સહીત, પોતાની ટીકાના પુરાવામાં ટાંક્યા છે. અને તેનું "ઇનેકસ." યાને મુળાક્ષર પ્રમાણે સાંકળીયું આપવાની મેહેનત લીધામાં આવીછે.

આ રીતે મોટા કદનાં ૫૦૦ સફાનાં પુસ્તક ઉપર મી. ત્રી-

કમરાયે જે મેહેનત લીધેલી માલમ પડે છે. તે સાથે સરખાવતા રૂ ૬ ની કીંમત આ પુસ્તકની ઘણી નથી, અને મુખ્ય કરીને ધારા સંબંધી પુસ્તકોનો થંડા ખપ તરફ નજર કરતાં તો વ્યાજબીજ છે. એમ કહીયે તો તે ચાલે. આશા છે કે ગુજરાતી વાંચનારી આલમ આ ઉપયોગીને સંગ્રહ કરવા લાયક પુસ્તકને સારો આશરો આપી ગ્રંથ કર્તાને યોગ્ય ઇનસાફ આપશે.

નુરએલમ. સપટેમ્બર સને ૧૮૮૩.

## ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો.

સંસ્થાન વળાના ડેપ્યુટી ન્યાયાધીશ અને કાઠીયાવાડ એજન્સીના વકીલ, મી. ત્રીકમરાય ઉદેશંકર પોતાની ફુરસદનો વખત પોતાને તેમજ પ્રજાને લાભ થાય, એવી રીતે ગુજારે છે. અને તે તેમના મજકુર નામના નવા ગ્રંથ ઉપરથી માલમ પડે છે. "સને ૧૮૮૨ ના ૧૦ મા આકટ" ને નામે જે ધારો પસાર થયો છે તે, "ટીકા અને ઇન્ડેક્સ સાથે" એઓએ હાલમાં છપાવી પ્રસીદ્ધ કર્યો છે. અને અમો માનીયે છીયે કે, આમ કરીને આ અનુભવી ગૃહસ્થે કાયદાના જે અભ્યાસીઓ તેમજ શોખીનો અંગ્રેજી ભાષાથી બેનશીબ હોય. તેમને માટે એક અગત્યનો ભોમીયો તૈયાર કરી આપ્યો છે. મજકુર ૧૦ મા આકટની વ્યુત્પત્તી વીષે મી. ત્રીકમરાય આ મુજબ પ્રસ્તાવનામાં લખે છે:—

જે સેકો'હાલ ચાલે છે. તેમાં દરેક રીતનો સુધારો થતો જાય છે. ન્યાય આપવાની અને કરવાની રીતમાં પણ વખત પ્રમાણે સુધારો થતો જાયછે. તે પ્રમાણે ક્રી. પ્રો. કોડ એટલે કે ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો પણ સુધારવામાં આવ્યોછે. પહેલો ક્રી. પ્રો. કોડ સને ૧૮૬૧ માં થયો તે રદ થઈ સને ૧૮૭૨ માં નવો થયો. વળી સને ૧૮૮૨ માં તે રદ થઈ નવો થયો. જે સને ૧૮૮૨ ના આકટ ૧૦ માના નામથી ઓળખાવા લાગ્યો છે. સને ૧૮૭૨ ના ૧૦ મા કાયદામાં જે કેટલીક બાબત વધારે પડતી હતી. તે આ નવા કાયદામાં કાઢી નાંખી છે. અને કેટલીક નવી અગત્યની બા-

બત વધારી છે. સૌથી મોટો સુધારો હાઇકોર્ટ શીવાય બીજી કોઈ પણ અપીલકોર્ટ હવે અપીલમાં સજા વધારી શકે નહીં એ થયો છે. અને હીંદુસ્થાનની ધારા બાંધનારી કાઉન્સીલમાં અમુક દેશી માજીસ્ટ્રેટો વીગેરેને યુરોપીયનનો ઇનસાફ કરવાની સત્તા આપવાનું મી. ઇલબર્ટનું બીલ છે. તે પસાર થશેતો ક્રી. પ્રો. કોડમાં. સંપૂર્ણ હાલતમાં આવ્યો ગણાશે. એવું માનવામાં આવેછે."

હવે આ પુસ્તક કાંઈ મી. ત્રીકમરાયની કલમથી લખાયેલો પહેલો વહેલોજ કાયદાનો ગ્રંથ નથી. એઓએ ન્યાય સંબંધી આ ત્રીજો ગ્રંથ પ્રસીદ્ધ કર્યો છે. એમના જણાવ્યા મુજબ છેક ૧૮૭૭ થી એઓએ "હીંદુસ્થાનની ધારા બાંધનારી કાઉન્સીલના આકટ ઉપર ટીકા લખવાનું કામ આરંભ્યું છે." એ વરસમાં એઓએ "દીવાની કામ ચલાવવાની રીત ઉપર એક ટીકાનું પુસ્તક" પ્રગટ કરેલું છે. અને ત્યાર બાદ "૧૮૮૧ માં પેનલકોડની ટીકા બહાર પાડી છે" આ ટીકાના ગ્રંથની તે વખતે અમે પોહોચ લીધી છે. પણ તે ગ્રંથ કરતાં હાલનો મથાળા વાળો ગ્રંથ ત્રણથી ચાર ઘણો મોટો અને ટીકાથી ભરપુર છે કાંઇજ નહીં તો તે મોટા ૪૦૯ સફાનું પુસ્તક છે. જેમાં ધારાને લગતાં પાંચ પરીશીષ્ટ (યાને ધારા) દાખલ કર્યા છે. આ તેમજ પુસ્તકમાં હાઇકોર્ટના જે ફેંસલાઓના નામોના ઇશારા આપ્યા છે તેવા ૧૧૩૬ ફેંસલાઓના નામોની ટીપ તથા ધારાના ૪૬ પ્રકરણોમાં સમાવેલી બાબતોનાં વીગતવાર અનુક્રમણીકા ઉપરાંત, મુળાક્ષરો પ્રમાણેનું એક સાંકળીયું વિશેષ આપ્યું છે.

એ સર્વે મળીને ૧૮૦ બીજા સફા રોકાયા છે. જે સાથે લેતાં આખો ગ્રંથ નજદીક ૬૦૦ સફાનો થવા જાય છે. અમે ફરીથી કહીયે છીયે કે વળાના ન્યાયાધીશે આ ઉપયોગી પુસ્તક પ્રસીદ્ધ કરવામાં ન્યાયના અભ્યાસીઓની એક અચ્છી સેવા બજાવી છે અને બ્રીટીસ ધારો જાણવાની સર્વે કોઇની ફરજ છે એમ જોતાં ગુજરાતી આલમ આ ગ્રંથ કર્તાના ઉમંગને તેના ત્રણે ગ્રંથોને માટે કેટલેક દરજ્જે આભારી છે. મી. ત્રીકમરાય આ ઉમંગ જારી રાખશે એમ અમોને વીશ્વાસ છે.

## ફુરસદ. સપટેંબર સને ૧૮૮૩.

## ફોજદારી કામનો કાયદો.

અંગ્રેજી રાજ્યનો મોટો આશીર્વાદ તેનો ન્યાય છે, ચોખ્ખો ઇનસાફ એ અંગ્રેજોની મગરૂરી છે. જ્યાં સુધી અંગ્રેજી ન્યાયનો કાંટો સમતોલ છે. ત્યાં સુધી એ પ્રતાપી રાજ્ય અચળ છે પણ રૈયતની પ્રીતી સંપાદન કરવાનું જે એ સાધણ ન્યાય તેજ ગરીબ રઇયતને મેળવવો કેટલીકવાર કેટલો મુશ્કેલ થઈ પડે છે? તેજ ન્યાય ખરા દાવાદારને કેટલો મોંઘો પડે છે? તેથી કેટલા મુકદમો લડનારા દર દીવસે નાશ પામે છે? જેમ દીવાતળે અંધારૂં તેમ અંગ્રેજી ન્યાયને તળીયે પણ થોડો ઘણો નાશ છે. એ નાશના સાધનો વકીલો તથા તેમના કારભારીઓ છે. વળી કોરટની ફી જુદા જુદા આકારોમાં એટલી આકરી થઈ પડે છે કે, એક મુકદમો જીતનાર પક્ષને અંતે માત્ર બોરાં છાલાં મળે છે. કે જ્યારે તથા ગલીઓ માવો કોરટને વકીલોના પેટમાં પચે છે.

સંસારમાં માણસ માણસને કામ પડે છે. તેમની વચ્ચે લેણદેણ ચાલે છે. જેમાં વાંધા નીકળે છે ને અંતે કોરટમાં જવાવીના છુટકો થતો નથી. એવી વેળા વકીલો તથા તેમના કારભારીઓ જેટલું નાણું નીચવાય તેટલું નીચવે છે. અને કાળજી તથા ખરચથી કંટાળીને બંધે પક્ષ છેક્ષ દાઘા બને છે. પણ તે ઘણે મોડથી હોયછે. માટે દરેક સંસારી પુરૂષને કાયદાનું થોડું ઘણું જ્ઞાન અગત્યનું છે.

આપણી ગુજરાતી ભાષા હજી બાળપણમાં કહેવાયછે. વિદ્યા હુન્નરના પુસ્તકોની ગેરહાજરીમાં એ ભાષા અપૂર્ણ ગણાવી જોઈયે. અને એવી સ્થીતીમાં જે ગ્રહસ્થો ભારે શ્રમ લઇને તેવા ઉપયોગી ગ્રંથો બાહાર પાડે છે. તેઓ એ ભાષાને પુષ્ટી આપે છે. તથા ગુજરાતી વાંચનારાઓપર એક મોટો ઉપકાર કરે છે. મી. ત્રીકમરાય જેઓએ આ "ફોજદારી કામનો કાયદો" રચ્યોછે. તેઓએ એવાજ મોટા તથા ઉપયોગી કાયદાના પુસ્તકો આગળ પણ બહાર પાડ્યાં છે અને આ તેમની ત્રીજી સેવા કહીયે તો ચાલે. વળી આ ગ્રંથને એમના આગલા ગ્રંથોનો જોડો ગ્રંથ ગણી શકાય. દેશીયો કેળવાયલા

જેટલું સ્પષ્ટ રીતે અંગ્રેજીમાં કાંઇ સમજાવી શકેછે' તેટલું પોતાની દેશીભાષામાં સમજાવી શકતા નથી. પણ મી. ત્રીકમરાય ગુજરાતી જેવી અપૂર્ણ ભાષામાં પણ કાયદાના બીકટ વીષયો એવી સફાઇથી સરળ ભાષામાં સમજાવી શક્યા છે. જે તેથી તેમનું પોતાની ભાષાનું જ્ઞાન કેવું સંપૂર્ણ છે. તે તુરત જણાઇ આવે છે.

"ફોજદારી કામનો કાયદો" હજુ અપૂર્ણછે. અને મી. ઇલબર્ટનું બીલ જેણે હાલમાં અંગ્રેજી પ્રજામાં મીથ્યા પોંધાટ કરી મેલ્યો છે. તે પસાર થયાથી એ કાયદો સંપૂર્ણ હાલતમાં આવ્યો ગણાશે. તરજુમો કરનારે એ ગ્રંથને માટે પુષ્કળ ટીકા વાંચેલી જણાય છે. અને એ તૈયાર કરવામાં સંખ્યા બંધ પુસ્તકોનો આધાર લેવો પડ્યો છે વળી એના ઉપયોગમાં વધારો કરવા માટે કર્તાએ જુદી જુદી હાયકોરટોની ફેસલાની એક લાંબી ટીપ અક્ષરાનુંક્રમે આપી છે. જેમાં ૧૧૩૬ ફેંસલાની મોટી સંખ્યા નોંધી છે. જે કાયદાના અભ્યાસીઓને તેમજ વકીલોને ઘણી અગત્યના છે.

નાની મોટી ફોજદારી કોરટોની રચના તથા તેમના જુદા જુદા અધીકારોની ગુચવણ ભરી બાબત ઘણી સરળ રીતે ખુલ્લી કરી સમજાવી છે. વળી એમાં પોલીસનો અધીકાર તથા તેના અમલદારોની ફરજો માટે વીસ્તારીને લખાણ કીધું છે. એ કાયદાનું જ્ઞાન નહી હોવાથી વારંવાર પોલીસ અમલદારોને તેમની હદ ઓળંગી જતાં કે નવા બીદોરથી પોતાની સત્તા દેખાડતા આપણે જોઇયે છીએ વળી માજીસ્ત્રેટ કે સેસન જડજે કેવી રીતે કામ ચલાવવું તથા ફેંસલો કરવા આગમચ કેટલી અને કેવી બાબતો ઉપર ધ્યાન આપવું તે ઉપર પણ કેટલાંક પ્રકરણો રોપ્યાં છે. અપીલ માટેનો બાબ ૩૧ મો તથા ગાંડા માણસો બાબત બાબ ૩૪ મો એ બંને અગત્યના છે, પણ સૌથી અગત્યનાં તો પછવાડે આપેલા પરીશીષ્ટો છે. બીજાં પરીશીષ્ટમાં આસનો પાડી ગુન્હાઓની વીગતનું જે કોષ્ટક આપ્યું છે. તે વકીલો તેમજ માજીસ્ત્રેટોને એક સરખો રીતે ઉપયોગનું છે. તેમજ પાંચમું પરીશીષ્ટ જેમાં સમન્સ, વારંટ, જાહેરનામાં, જપ્તીના હુકમો, જામીન ખતો; તાકીદના હુકમો, તોહોમતનામાં વી-

ગરેના જે જુદા જુદા નમુના આપ્યા છે. તે પણ બહુ અગત્યના છે. ટુંકામાં કહીયે તો આ ગ્રંથ એક યોગ્ય હાથે રચાયલું ઉત્તમ પુસ્તક છે. શ્રી ત્રીકમરાય જેમ બને તેમ પોતાના ગ્રંથો ઉપયોગી બનાવવાની કોશીષ કીધી છે. અને તે સ્તુતી પાત્ર છે. માણસને નીતીવાન બનાવવાને જેટલી અગત્યનો ધર્મ છે. તેટલીજ અગત્ય કાયદો પણ ધરાવે છે. માટે મનુષ્ય મંડળને સુધારનાર તથા તેમાં નીતી જાળવી રાખનાર એવા કાયદાનું પુસ્તક દરેક ગ્રહસ્થને ઉપયોગી છે. અને અમે ફરીથી કહીયે છીએ કે આપણી અપૂર્ણ ભાષામાં જે જે ખરી અગત્યના પુસ્તકો છપાયાં છે. તેમની હરોળમાં શ્રી. ત્રીકમરાયનાં કીમતી પુસ્તકોને મુકવામાં અમે માત્ર તેમને ઘટતોજ ઇનસાફ આપીયે છીયે.

આર્ય ધર્મ પ્રકાશ. ભાદ્રપદ સવંત ૧૯૩૯,

## ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો (ક્રી. પ્રો. કોડ).

આ નામનું પુસ્તક પ્રસીદ્ધ કરનાર રા. રા. ત્રીકમરાય ઉદેશંકર વળા ડેપ્યુટી ન્યાયાધીશ અને કાઠીયાવાડ એજન્સી વકીલ તરફથી મળ્યું છે. તે ઉપકાર સાથે માન્ય રાખીયે છીયે. આ કાયદામાં બધા મળીને ૪૬ બાબ છે. અને તેમાં ૫૫૮ કલમો સમાવેલી છે. પાછળ પરીશીષ્ટ ટાંકેલ છે. કલમે કલમનું ગુજરાતી ભાષાંતર છે. અને તે ઉપર સમજણ માટે ટીકા આપેલી છે. તેમાં અંદર હાયકોરટના નામવાળા ફૈસલા ટંકેલા છે. સાર્વજનીક રીતે આ પુસ્તક ઉપયોગી છે. તેમાં તેનું ગુજરાતી ભાષાંતર અને તે ઉપરૂંટીકા તથા ફૈસલા અને તેની અનુક્રમણીકાથી વધારે ઉપયોગીને પ્રજાને લાભ આપનારૂં છે. અંગ્રેજી ભાષા જો કે ઘણી પસરેલી છે. તોપણ હજી બીજી ભાષાઓ નબળી પડી નથી. અને પડવાનો સંભવ નથી તેમાં ઇંગલીશ ભાષામાં રચાયલા કાયદાનું ભાષાંતર થવું ઘટીત છે. ઘણા ગુજરાતી ભાષાના વકીલોને ને સર્વ પ્રજાને આ પુસ્તક ઉપયોગીને વાંચવા જેવું છે. કેમકે વર્તમાન કાળમાં એમને આધારે ફોજદારી કામમાં ન્યાય થાય છે. રા. ત્રીકમરાય ભાઇનો આવો પુસ્તક બાહાર પાડવાનો શોખ જોઇ અમને બહુ આનંદ ઉપજે છે. આગળ

પણ એમણે પેનલકોડ ઉપરની ટીકા બાહેર પાડી હતી. આ પણ દેશની એક જાતની સેવા બજાવી કહેવાય. ભાષા સમજી શકાય તેવી છે. પ્રયત્ન સ્તુત્ય છે. અને પુસ્તક ઉપયોગી છે. અમારા ધારેવા પ્રમાણે કાયદાના અભ્યાસીઓને તેમાં ટીકાનો ભાગ, ને હાયકોર્ટના ફેંસલા ટાંકેલા હોવાથી વધારે ઉપયોગી છે. તેની કીમત રૂ૬) રાખી છે. રૉયલ ૮ પેજી ફારમના લગભગ ૫૦૦ પૃષ્ટનું આ પુસ્તક લુગડાનાં પુંઠાવાળું છે. જેમણે જોઇયે તેમણે વળા ડેપ્યુટી ન્યાયાધીશ પાસેથી મંગાવી લેવું.

બુદ્ધિપ્રકાશ. અકટોબર સને ૧૮૮૩.

ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો.

સને ૧૮૮૨ નો આકટ ૧૦ મો ટીકા અને ઇન્ડેકસ સાથે છપાવી પ્રસીદ્ધ કરનાર ત્રીકમરાય ઉદેશંકર સ્વસ્થાન વળાના ડેપ્યુટી ન્યાયાધીશ અને કાઠીયાવાડ એજન્સી વકીલ, વગેરે ઇંગ્રેજી ભાષાથી અજાણ્યા માણસોને ઉપયોગી પડે એવાં અગત્યના કાયદાનાં પુસ્તકો ઉપર ખુલાસાવાર ટીકા લખી તેને પ્રગટ કરવામાં રા. ત્રીકમરાયનો ઉદ્યોગ ઘણોજ સ્તુતી પાત્ર છે. એમ કરીને ગુંજરાતીઓની તે ઘણી સારી સેવા બજાવે છે. દીવાની કામ ચલાવવાના કાયદાની તથા પેનલકોડની ટીકા એક ગ્રહસ્થે પ્રથમ પ્રગટ કરેલી છે. તે સુદ્ધાં એવી જાતનું આ ત્રીજું પુસ્તક તેમણે બાહાર પાડયું છે. રચના ઉપરથી એમના ઊંચા જ્ઞાનનો તથા અનુભવનો ખ્યાલ, સેહેજ આવે એવું છે. એમાં ધારાને લગતાં પાંચ પરીશીષ્ટ આપેલાં છે, તથા જુદી જુદી કલમોને આધારે જુદી જુદી હાઇકોર્ટોએ કરેલા ફેંસલા ટીકામાં જણાવ્યા છે. એવા ૧૧૩૮ ફેંસલાના નામની તથા કાયદાના જુદાં જુદાં ૪૬ પ્રકરણોમાં સમાવેલી બાબતોને ગુજરાતી મુળાક્ષર પ્રમાણે અનુક્રમણીકા આપી છે. કાયદાના અભ્યાસીઓને તથા રાજ્ય પ્રકરણી બાબતમાં સંબંધ ધરાવનાર દરેક માણસને આ પુસ્તક એક અમુલ્ય સાધન થઇ પડશે. રા. ત્રીકમરાયના શ્રમની કદર બુજીને, લોકોએ તેમને સારી મદદ કરવી જોઇએ. કાયદાની કલમોના માર્મિક અર્થ સમજવાને ઇંગ્રેજી ભાષામાં લખા-

યલાં પુસ્તકો મોંઘા-મુલથી પણ મળી આવે છે પરંતુ ગુજરાતી ભાષામાં તેવાં પુસ્તકોની ખરેખરી ખોટ છે. અને તે ખોટ પુરી પાડવાનો ઉદ્યોગ રા. ત્રીકમરાયે આદર્યો છે. એ ગુજરાતીઓ ઉપર તેમનો મોટો આભાર છે. અમે એમનો ઉત્કર્ષ ઇચ્છીએ છીએ. એનું કદ મોટાં આઠ પૃષ્ટી ફરેમાના લગભગ ૬૦૦ પૃષ્ટનું છે. કાગળ છાપ અને પુઠું સરસ છે. એની કીમત રૂપૈઆ ૬) છે.

કયસરેહિન્દ. રવીવાર ૨૫ મી નવેંબર ૧૮૮૩.

ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો.

ગુજરાતી ભાષા વૈદકજ્ઞાન અને ન્યાય શાસ્ત્રના બાબમાં ઘણ ભાગ્યશાળી જણાય છે. ઉપલી બેઉ કીશમના ઊંચામાં ઊંચી જાતના ગ્રંથો ગુજરાતી ભાષામાં બાહેર પડી ચુક્યા છે. અને આપણા કેળવાએલા જુવાનીઆઓમાં "આરતસ કોલીજીશમાં" ભણેલા M. A. અથવા B. A. થએલા વીદ્યાર્થીઓ કરતાં વૈદુ અને કાયદાના અભ્યાસીઓની પોતીકા વગર ભણેલા ભાઈબંધો તરફની એટલી બધી વધુ કાળજી જોઇ અમોને એક તરફી ખુશાલી અને બીજી તરફથી અજાયબી ઉપજે છે. આપણી "આરટસ કોલીજીસ" ના અભ્યાસીઓ ઊંચી કીસમની ઇંગ્રેજી ભાષાની કેળવણીથી કમનૂસીબ રહેલા લાખો હમજાતીઓને પોતાની કેળવણીનો લાભ નહીં આપી શકે. એમ તો કશું નથી. મનને ખીલવનારો, બુલંદમાં બુલંદ, વીદ્યા અભ્યાસનો ખજાનો ઉપલા બેઉ ધંધાદારી વર્ગના અભ્યાસીઓ કરતાં તેઓની નજર આગળ વધારે પડેલો છે. અને જો તેઓ ઉમંગ ધરી એક વાર પોતીકા ભાઇબંધોને લાભકારી થઇ પડવાનો ઠરાવજ કરે, તો હમારી ખાતરી છે કે તેવો ઉપલા વર્ગની કીમતીમાં કીમતી સેવાને એક કોરે બેસાડી ઊંચી કીસમની તવારીખ, જન્મ ચરીત્રો, નીબંધો, કવીતાઓ, નવીજ ધપના અને ઊંચી પ્રકારના નાટકો, વીદ્યા હુન્નરના ગ્રંથો અને અનેક કીસમનાં કીમતી પુસ્તકો બાહેર પાડી વધારે તફાઉ કીસમની નામદારી મેળવ્યા વગર રેહેશે નહીં.

મી. ત્રીકમરાયનો આ ગ્રંથ કાયદાને લગતી બારીકીઓથી થી-

ચોથીય ભરેલો છે, અને તે એકાદ ઇંગ્રેજી ગ્રંથનો માત્ર તરજુમોજ નથી. પણ પોતાના તરફના બોહોળાં વાંચન અને બોહોળી જોશ તેજોથી રચવામાં આવ્યો છે. સાધારણ માણસના ખાનગી વપરાશ કરતાં કાયદાના અભ્યાસીઓને તે કીમતી થઇ પડ્યા વગર રહેશે નહીં. તેના પ્રસ્તાવના ઉપરથીજ જણાય છે કે જુદી જુદી પંદર કેતાબો ઉપરથી ગ્રંથકારે મદદ લીધી છે. જે દરેક મદદ માત્ર બેચાર પાણા ઉઠલાર્વનેજ નહી પણ જુદી જુદી હાઇકોરટોના "લૉ રીપોટસ" તથા બીજા અનેક કીસમના ન્યાયશાસ્ત્રને લગતા મોટા મોટા પોથા ફેંદ્યા વગર મળી શકે તેવી નથી કાયદાની જુદી જુદી કલમો પ્રમાણે ચુકેલા હાઇકોરટના અગીયારસો ફેંસલાના અનુક્રમે આપેલાં લીસ્ટે આ કીમતી પુસ્તકના ઉપયોગીપણામાં મોટો વધારો કીધો છે, અને તે ઉપરથીજ હમે તેને સાધારણ વાંચનાર કરતાં કાયદાના અભ્યાસીઓ તથા ધંધો ચલાવનારાઓને ખરનું વધારે વીચારંગે છયે. અને ઉપરાંતનું બાનું પાનામાં એપેનડીકશમાં ઘણીક જાણવા જોગ. બાબતોનો વધારો કરી કરતાએ તેને કોઇગી રીતે અધુરૂં રહેવા દીધું નથી. હમે મી. ત્રીકમરાયની પોતીકી સ્વદેશી ભાષા માટેની શુભ કોશીશોને વખાણીયે છીયે. અને તેમની ફતેહ ઇચ્છતાં હમારે જણાવવું પડે છે કે. એવા ઉદ્યોગી નરો દરેક વાતના ઉત્તેજનને પાત્ર છે. પુસ્તકની છપાઇ આગળના કરતાં ઘણી સુધરી છે. અને તેના ૭ રૂપીયાની કીમત તેની મહેનત અને ખર્ચ સાથે સરખાવતાં રોજના ૭ વખત ૭ રૂપીયા કમાનાર ન્યાયશાસ્ત્રીઓને દરરોજના ભોમીયા તરીકે ઝાઝી ભારી પડશે નહીં.

## મુંબઇ સમાચાર. તા. ૧૫--૧૨-૮૩.

"ક્રીમીનલ પ્રોસીજર કોડ અથવા ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો" જે સને ૧૮૮૨ ના દસમા આકટને નામે ઓળખાય છે તેને "ટીકા અને ઇન્ડેકસ" સાથે મી. ત્રીકમરાય ઉદેશંકરે ગુજરાતીમાં એક પુસ્તકના આકારમાં છપાવી પ્રગટ કર્યો છે તે ગુજરાતી વાંચનના ભંડોળમાં એક કીમતી અને જરૂરનો વધારો કરી આપે છે. મી. ત્રીકમરાય કાઠીયાવાડના વળા સંસ્થાનના ડેપ્યુટી ન્યાયાધીશ

અને કાઠીયાવાડ એજન્સીના વકીલ છે અને ધારાને લગતા એક શોકીન અભ્યાસી તથા ધારા પુસ્તકોને ટીકા સાથે ગુજરાતીમાં પ્રસીદ્ધ કરનાર તરીકે લાંબા વખતના જાણીતા થયેલા છે. તેમને તેમનાં આ નવા પુસ્તક સાથ વાંચનારી આલમ આગળ આ તરે ફરીથી રજુ કરતાં અમને ખુશાલી ઉપજે છે. આજથી વરસ પાંચેકની વાત ઉપર તેમણે ૧૮૭૭ના દસમા આક્ટ અથવા નવા દીવાના કાયદાની સમજ આપનારૂં પુસ્તક પ્રગટ કર્યું હતું; અને તે પછી ૧૮૮૧ ની સાલમાં "પેનલકોડ" અથવા હીંદુસ્તાનના ફોજદારી કાયદાને એજ ધોરણે ગુજરાતી વાંચનારી આલમ આગળ તેવણે મેલ્યો હતો. તેની પાછળ તેમનું આ નવું પુસ્તક જાણે એવા કાયદાની એક માળા ચાલુ કરે છે, જેને મી. ત્રીકમરાય એવી કીસમના વધુ ધારાશાસ્ત્રો બાહાર પાડી પુરી કરી આપશે. એવી આશા હમો રાખીએ છીએ તેમનું હાલનું પુસ્તક એકાદ નાના સાધારણ ચોપડો નથી તે છસો મોટા સફાનો એક દળદાર ગ્રંથ છે, જેમાંના ચારસો સફા ખુદ કાયદાથી, એકસો તેને લગતા પરીશીષ્ટો; ફારમો તથા કોઠાઓ વીગેરેથી અને બીજા એકસો અનુક્રમણીકા વીગેરેથી રોકાએલા છે. અનુક્રમણીકા એટલીતો વીસ્તારથી અને સરસ ગોઠવણથી આપેલી છે કે પુસ્તકમાંની કોઇબી બાબત સહેલાઇથી અને તતકાળ મેળવી કાઢવાને જરાએ મુશ્કેલી નડે નહી. તે જેમ અક્ષરાનુક્રમે તેમજ કલમોના અનુક્રમે પણ આપી છે; અને વળી કાયદાના શાહદો તરીકે આપેલા હાઇકોર્ટોના ફેસલાઓનું લીસ્ટ અથવા સાંકળીયું પણ અક્ષરાનુક્રમે જુદું આપ્યું છે. ખુબ્બ કરી કાયદાને લગતા પુસ્તકોમાં અનુક્રમણીકા તેની કુંચી સરીખી થઇ લાગે છે; અને તેથી તે ઉપર વધુ સફા રોકવામાં મી. ત્રીકમરાયે ડહાપણ વાપર્યું છે.

પણ આ પુસ્તકની મુખ્ય ખુબી તેમાં સમાવેલા કાયદા આપવાની રીતીમાં છે. કાયદાને લગતી બાબતો સમજવા અને લખવામાં બહુ કઠણ હોય છે, અને વળી તે ગુજરાતીના સરખી એક અપૂર્ણ અને ઓછી બેડાએલી ભાષામાં આપવાનું કામ વધારે

વીકટ છે; તે છતાં મી. ત્રીકમરાયે તેને જેમ બન્યું છે તેમ સહેલી ભાષામાં અને સારી રીતે આપવાની કોશીશ કીધેલી જણાય છે. આથી તેમનું પુસ્તક જેમ ધારાના અભ્યાસીઓને તેમજ સાધારણ વાંચનારને એક સરખુ ઉપયોગી થઇ પડવું જોઇએ હીંદુસ્તાનનો "ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો" લોકોને જાણવા માટે, નહીં ચલાવી શકાય એટલી જરૂરનો છે તેના સમજ ધરાબાથી વખત પડતાં અનેક પ્રકારની અધડીમાંથી મોકળા કરી શકાય છે, અને અનેક પ્રકારના જોખમો દુર કરી શકાય છે. આપણી વસ્તીનો મોટો ભાગ એવા કાયદાના મુળતત્વો વટીક જાણી શકતો નથી અને તેથી અપરાધો, ફરીયાદીઓ, કોરટો વગેરેની બાબતમાં તેમને બહુ હાડમાર થતા આપણે જોઇએ છીએ તેવાઓને આ જાતના પુસ્તક આશીરવાદ સરખાં થઇ પડવાં જોઇએ. મી. ત્રીકમરાય આ પુસ્તકમાં માત્ર "ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો" આપીનેજ અટક્યા નથી, પોતાનાં આગલાં પુસ્તકોના પેઠે તેઓએ આમાં પણ સમજ માટે પોતા તરફના ટીકા આપ્યા છે. તે જોડે વળી તેવણ દાખલા તરીકે હાઇકોરટના ફેસલા ટાંકતા ગયા છે, જેની સંખ્યા સો બસોની નહી પણ અગીઆરસો છત્રીસની જોવામાં આવે છે. આ જેમ ધારા સંબંધી ધંધો ચલાવનારાઓના એક ભોમીયા સરીખું છે, તેમ તે મી. ત્રીકમરાયની મહેનત માટે ઉંચો ખ્યાલ આપે છે.

ફોજદારી કામ ચલાવવાની રીતનો આ ચાલુ કાયદો ઘણો સુધરેલો અને પાકી હાલતમાં આવેલો ગણાય છે. પ્રથમ એ કાયદો સને ૧૮૬૧ માં બંધાયો હતો; સને ૧૮૭૨ માં તેમાં બોહોળો ફેરફાર થયો હતો ૧૮૮૨ માં તેમાં વળીય ફેરફાર કરીને તેને હાલની હાલતમાં મેલવામાં આવ્યો છે. તેમાં જે ફેરફારો થયા છે, તે મધે એક અગતનો ફેરફાર એ છે કે અપીલ કોરટમાં અપીલના મુકદમાઓમાં સજા વધારવાનો જે અખતીઆર અપાયો હતો તે, હાઇકોરટ શીવાય બીજી તમામ અપીલ કોરટોના સંબંધમાં રદ કરવામાં આવ્યો છે. xxxx

ગુજરાતી ભાષામાં ચોકસ વોદ્યા કે ધંધા સંબંધી બાબતના ખાસ પુસ્તકોની મોટી ખુટ છે, તેમાં પુરણી કરવાનો આ જાતનાં પુસ્તકો ખરેજ ઉપયોગી થઇ પડવાં જોઇએ તેવાં કોઈ કોઈ પુસ્તકો બહાર પડેછે ખરાં, પણ તે સંપુર્ણ અને પકાં ગણાય એવાં કદાચજ હોયછે. મી. ત્રીકમરાયનાં આ પુસ્તકને × × × × × × ગુજરાતી ભાષાની હાલત અને હાજતના પ્રમાણમાં હમો તેને કીમતી ગણીએ છીએ. અને આશા રાખીએ છીએ કે તેને પુરતું ઉતેજન આસ પાસથી મળશે.

— ◇◇◇ —